કવીશ્વર દલપતરામ સ્મારક ગ્રંથમાળા નં. ૧.

વિષ્ણુદાસ ભીમકૃત

# શ્રી હરિલીલા ષોડશ કલા.

## ઉત્તરાર્ધ-નોટ્સ.


સંપાદક

રા. રા. અંબાલાલ બુલાખીરામ જાની, બી. એ.,

"ગુજરાતી" ના તંત્રીના સહાયક

મુંબાઈ.



છપાવી પ્રગટ કર્નાર,

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી

હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ, બી. એ.,

આસિ. સેક્રેટરી, અમદાવાદ.

કિંમત બાર આના

# ટીકા

## પાયો ૧ લો, ભક્તિ; કલા ૧ લી-પ્રસ્તાવ

**હરિ**—(સં. हृ-હરવું) પાપને હરી લેનાર, ભક્તોનાં પાપકર્મોને હરનાર, દૂર કરનાર, અર્થાત્ પુણ્ય કર્મવંતાંનો માર્ગ કરનાર. સામાન્ય રીતે વિશ્વની અધિષ્ઠાતા ત્રિમૂર્તિ–બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર–માંથી પાલક વિષ્ણુને 'હરિ' એ ઉપનામ અપાયું છે; બાકી તો બ્રહ્મા, શિવ, ઇન્દ્ર, યમ, સૂર્ય, ચન્દ્ર, અગ્નિ, વાયુ આદિ દેવતાઓને પણ વેદ, ઉપનિષદ, પુરાણો અને કાવ્યોમાં આ ઉપનામ અપાયલું જોવામાં આવે છે. એથી જ વિષ્ણુ 'कलिमलापहः' કહેવાય છે.

**લીલા**—ચેષ્ટા, ક્રીડા, અનાયાસે કરેલું ચેષ્ટિત કર્મ, ગુણકર્મની શોભા; कल्पप्रलयमहाप्रलयादिपतितलोकोद्धारणाय अवतरणादिव्यापारः પતિત, પાપ આદિથી હેઠા પડેલા–મૃત્યુ લોકમાં અવતરેલા લોકોનું ઉદ્ધરણ કરવાને ભગવાન અવતાર લેઇ જે ક્રીડા, કર્મો–ભૂભાર હરણાદિ કરે છે તે લીલા કહેવાય છે. અને એ અનાયાસે રમતમાં કરાય છે. ભગવાનના અવતાર મુખ્યત્વે ત્રણ પ્રકારના લેખાયા છેઃ પુરુષાવતાર, ગુણાવતાર અને લીલાવતાર. 'લીલાવતાર' એ સંજ્ઞા ભગવાનના સંપૂર્ણ અંશોવાળા અવતારને નથી અપાતી, પણ અમુક અંશમાં અને અમુક યોનિમાં ભગવાન સૃષ્ટિમાં પોતાનું જે તનુ વ્યક્ત કરે અને જે તનુ દ્વારા સૃષ્ટિના ઉદ્ધરણનાં કર્મ આદરે, તે 'લીલાતનુ'– અંશાવતાર કહેવાય છે. (भोगायतनं शरीरम्) મનુષ્યો(સકલ જીવજંતુ-ઓ)ના જન્મ પૂર્વજન્માર્જિત કર્મનાં ફલ ભોગવવાને આ લોકમાં થાય છે, ત્યારે ભગવાનનો અવતાર 'કર્મફલભોગ' હેતુથી રહિત હોઈને 'અકર્મમૂલ', 'આત્મસંકલ્પમૂલ' લેખાય છે, અને તેથી તે લીલા–આનન્દ સ્વરૂપ–અવતાર કહેવાય છે. શ્રુતિ ભગવતી एकोऽहं बहु स्याम् એ સંકલ્પ તેથી જ પ્રતિપાદે છે.

अथाख्याहि हरेर्धीमन्नवतारकथाः शुभाः ।
लीला विदधतः स्वैरमीश्वरस्यात्ममायया ॥ ભા. ૧-૧૭-૮

આત્મ-માયા, નિજ ઇચ્છાથી ('आत्ममाया तदिच्छा स्यात् गुण-माया जडात्मिका') કરેલાં ભૂભારહરણાદિ કર્મ, એ લીલા, એમ ભાગવતકાર કહે છે. આ લીલા ભાગવતમાં દશધા, દશ પ્રકારની દાખવેલી છે. જુઓઃ—

अत्र सर्गो[१] विसर्गश्च[२] स्थानं[३] पोषणमूतयः[४ ५] ।
मन्वन्तरेशानुकथा[६ ७ ८] निरोधो[९] मुक्तिराश्रयः[१०] ॥ ભાગ. ૨-૧૦-૧

(૧) પહેલા સ્કંધમાં શ્રોતાનું લક્ષણ, (૨) બીજામાં વિધિનું નિદર્શન અને ત્રીજા સ્કંધથી અનુક્રમે ઉપર જણાવેલી બારમાંની અકેકી લીલા બારમા સ્કંધ પર્યંત વર્ણવેલી છે. (૩) **સર્ગ**—અશરીર વિષ્ણુનો પુરૂષરૂપસ્વીકાર; (૪) તેનાથી વિસ્તરેલી ચરાચર સૃષ્ટિ, **વિસર્ગ**; (૫) સૃષ્ટિની, મર્યાદાપાલન દ્વારા સ્થિતિ-ઉત્કર્ષનું **સ્થાન**; (૬) સ્થિતની અભિવૃદ્ધિ-**પોષણ**-અનુગ્રહ; (૭) પુષ્ટસૃષ્ટિની કર્મવાસના-આચાર-**ઊતિ**; (૮) **મન્વન્તરા**ધિપતિઓના ધર્મ; (૯) વિષ્ણુભક્તિની, **ઈશાની અનુકથા**; (૧૦) વિષ્ણુભક્તના પ્રપંચનો અભાવ, **નિરોધ**; (૧૧) નિષ્પ્રપંચને સ્વરૂપલાભ-**મુક્તિ**, અને (૧૨) ભક્તોનું બ્રહ્મ-સ્વરૂપે અવસ્થાન, **આશ્રય**.

**હરિલીલા**ઃ હરિ પરમેશ્વરની લીલા; અહીં સર્વેશ્વર શ્રી કૃષ્ણ, યદુકૂલચન્દ્રની સૃષ્ટિ, ચેષ્ટા. **ષોડશ**-સોળ. આ અંક વેદ, સ્મૃતિ, આગમ, આચાર, તંત્ર અને લોકવ્યવહારમાં વિશિષ્ટ લેખાય છેઃ અંશ, કળા, માતૃકા, તંત્રવિદ્યા, પદાર્થ (ન્યાય), અંગ (ધૂપ), શણગાર, સંસ્કાર, (પૂજન) ઉપચાર, કામધેનુ, ધ્રુવતાલ, શ્રાદ્ધ, માસિક, ઘડી, મુહૂર્ત, ચક્ર-ગૃહ, દળકમળ, આદિ અનેકાનેક સોળ અંકથી વિશિષ્ટ થયલાં સંમાન્ય છે. अमृतां आत्मनः कलाम्-આત્માની પણ સોળ કળા હોવાનું વેદાન્તતત્ત્વ પણ કહે છે. (વિગત અને નામ માટે જુઓ "ગુજરાતી" નો દીપોત્સવી અંક સં. ૧૯૮૨ નો,

યતિશ્રી મુકુન્દાશ્રમનો લેખ. 'સંપૂર્ણતા પરિપૂર્ણતા'નો ભાવ-આશય 'સોળ' અંકથી અંકિત છે. ગુજરાતી કહેતીમાં પણ 'સોળે ગાંઠે સંપૂર્ણ', 'સોળે સોપારા', 'સોળમી ઘડી', 'સોળે સોગટી કાચી', 'સોળ વાલ ને એક રતી', 'સોળે સોળ આની', 'સોળે સાન' આદિ પ્રચલિત છે.

ચન્દ્રની કલાઓ 'સોળ' છે, પ્રત્યેક તિથિ અને તેના અધિષ્ઠાતા દેવતા સાથે તેને સંબંધ છે. ચન્દ્રને તેના ગુરૂ બૃહસ્પતિની ગુરૂપત્નીના ઉપભોગનો શાપ લાગ્યાથી પૂર્ણિમાથી માંડી અમાવાસ્યા પર્યંત તેની અકેકી કલા ક્ષીણ થતી જતાં સંપૂર્ણ ક્ષીણાંશ હતતેજ થાય છે. અને તે દિને દિવ્ય ઔષધિને પામી, પાછો અમૃતસંજીવની પ્રાપ્ત કરી, પ્રત્યેક તિથિએ, અંશે અંશે, કલાએ કલાએ તે પાછો વૃદ્ધિગત થાય છે અને પૂર્ણિમાએ તે સંપૂર્ણ સોળ કળા સંયુક્ત થઇ વિરાજે છે. વહ્નિ, રવિ, વિશ્વેદેવા, વાસવ આદિ સોળ દેવતા ક્રમે ક્રમે તિથિએ તિથિએ કૃષ્ણ ( વદિ ) પક્ષમાં તેની અકેકી કળાનું પાન કરે છે, એટલે તે ક્ષય પામે છે અને શુકલ (સુદિ) પક્ષમાં તે તે કળા પાછી ચન્દ્રમામાં પૂરે છે, એટલે તે પાછો પુષ્ટ થાય છે. એ સોળ કળા નીચે પ્રમાણે છેઃ

પૂષા,[૧] યશા,[૨] सुमनसा,[૩] रतिः[૪] प्राप्तिस्[૫]तथा धृतिः[૬] ।
ऋद्धिः,[૭] सौम्या,[૮] मरीचिश्च[૯] तथा चैवांशुमालिनी[૧૦] ॥
अङ्गिरा,[૧૧] शशिनी,[૧૨] चेति छाया,[૧૩] संपूर्णमण्डला[૧૪] ।
तुष्टि[૧૫] चैवामृता[૧૬] चेति कला सोमस्य षोडश ॥ શબ્દરત્નાવલિ.

તેમ તેનાં બીજાં નામ આ છેઃ

अमृता,[૧] मानदा,[૨] पूषा,[૩] पुष्टि[૪]स्तुष्टि[૫]रति[૬]र्धृतिः[૭] ।
शशिनी,[૮] चन्द्रिका,[૯] कान्ति[૧૦]र्ज्योत्स्ना,[૧૧] श्री[૧૨] प्रीति[૧૩]रङ्गदा[૧૪] ॥
पूर्णा,[૧૫] पूर्णामृता,[૧૬] कामदायिन्यः शशिनः कला ॥ રૂદ્રયામલ

આ સોળ નામનો અર્થ અને તેનું રહસ્ય ચન્દ્ર પરત્વે સમજવા યોગ્ય છે.

**કલા** ( સં. कल्–જાણવું–જેનાથી જાણી શકાય તે )–અંશ, લેશ, નાનો ભાગ. સામાન્ય રીતે જે રીતિમાં 'કૌશલ્ય, નિપુણ કામગીરી જણાય તેને 'કળા' સંજ્ઞા આપવામાં આવે છે. પરંતુ પુરાણાદિમાં મુખ્યત્વે કલા શબ્દથી ચન્દ્રની 'સોળ કળા' લક્ષિત છે. કાન્તિ, કિસબ, યુક્તિ, માત્રા, ધાતુ ( શરીરની ), વ્યાજ આદિ તેના અન્ય અર્થો છે અને તેની સંખ્યા તે પ્રમાણે વધતી ઓછી છેઃ 'પાંચ' 'સાત', 'ચોસઠ', 'બોતેર' 'સો' વગેરે. ગાંધર્વ, વૈદ્યક આદિ વિદ્યાઓથી કલાઓની સંખ્યા વધુઓછી હોય છે.

શ્રીમદ્‌ભાગવતમાં 'કલા'નો અર્થ અવતાર, મૂર્તિ છે, એ નીચેના શ્લોકથી સૂચિત છેઃ ( कला ब्रह्मसदि मूर्तीः–શ્રીધર )

तस्य कर्माण्युदाराणि परिणीतानि सूरिभिः ।
ब्रूहि नः श्रद्दधानानां लीलया दधतः कलाः ॥ ભા. ૧–૭–૧૭

શ્રીકૃષ્ણ હરિ, કૃષ્ણચન્દ્ર, ચંદ્રવંશી યદુરાજાના વંશજ, યાદવેન્દુની સંજ્ઞાથી ઓળખાતા હોઇને જેમ સંપૂર્ણ મંડલાકાર ચન્દ્ર ષોડશ કલાથી ગણાય છે તે પ્રમાણે કૃષ્ણની પણ 'સોળ' કલા કલ્પી, શ્રીમદ્‌ભાગવતમાં વર્ણવાયલી કૃષ્ણની, હરિની લીલાઓને ષોડશ અંશે–કલાઓમાં વિભક્ત કરી કવિ વર્ણવે છે. કથન છે કે कृष्णस्तु भगवान् स्वयम् ; અન્ય અવતાર અંશાવતાર કહેવાય છે, શ્રી રામચન્દ્ર મર્યાદા પુરૂષોત્તમ લેખાય છે, પણ કૃષ્ણ તો પૂર્ણ પુરૂષોત્તમ, સોળ કલાવાળા પૂર્ણચન્દ્ર લેખાય છે. કવિ પોતે જ કહે છેઃ 'અવતાર અન્ય અંશકલા, કૃષ્ણ સ્વયં ભગવાન.' અહીં '**શ્રી હરિલીલા૦**' એથી શ્રી હરિ–વિષ્ણુ–કૃષ્ણનાં સોળકલા સંપૂર્ણ–પૂર્ણિમાના ચન્દ્રવત્ લીલાચરિતો જેમાં વર્ણવ્યાં છે, એ 'હરિલીલા ષોડશ કલા' ગ્રંથ એ અર્થસૂચિત છે.

વિષ્ણુદાસ ભીમ કવિએ દખ્ખણના દેવગિરિ રાજ્યના રામચંદ્ર રાજાના મંત્રી શ્રી બોપદેવે રચેલી 'હરિલીલા' વા 'હરિલીલાવિવેક', જે વાસ્તવિક રીતે બોપદેવના જ શબ્દોમાં કહીએ તો 'ભાગવતની રમણીય અનુક્રમણિકા' છે. (જુઓ: હરિલીલા વિવેક: અ. ૧૨: શ્લો. ૨૫૭) અને ભીમ કવિએ આ ગ્રંથને અન્તે એ શ્લોક ટાંકી તેનો આધાર સ્વીકાર્યો છે. શ્રીમદ્‌ભાગવતના બારે સ્કંધોમાં નિરૂપેલા, મહત્વના કથાપ્રસંગો અને તત્ત્વનિષ્કર્ષોની એ સૂચિ છે અને એ મણિ-મણકા એનો આધાર લેઈ, પોતાના મંતવ્યનો નિષ્કર્ષ રૂપ રેશમની દોરીથી તેને સાંકળી, કવિએ આ ગ્રંથનો પદબંધ બાંધ્યો છે. મુખ્યત્વે આમાં સૂચવેલાં કથાનકો તેમ તત્ત્વચર્ચાઓ સંક્ષેપમાં વિસ્તારી વર્ણવ્યાં છે.

'હરિલીલા'ના કર્તા બોપદેવ દક્ષિણના દેવગિરિના રાજા રામચન્દ્રના પ્રધાન હતા. વધુ હકીકત માટે પ્રસ્તાવના જુઓ.

**પાયા**—(સં. पाद) મૂળ આધાર, પ્રાણી માત્રનું ઉભવાનું સાધન પગ તેમ પાયો એ મંદિર આદિ હરેક ઘટનાનું. હરિલીલા ષોડશકલા રૂપ કાવ્યમંદિરના ચાર દિશાના ચાર પાયા, આધારસ્તંભ રૂપ ચાર મોટા વિભાગ કવિએ પાડ્યા છે: (૧) ભક્તિ: ૧-૨-૩-૪ કલા; પ્રસ્તાવ, પ્રથમ, દ્વિતીય અને તૃતીય સ્કંધ. (૨) વિરાગ-૫-૬-૭-૮ કલા; ચતુર્થ, પંચમ, ષષ્ટમ્, અને સપ્તમ સ્કંધ. (૩) વિવેક-૯-૧૦-૧૧-૧૨-અષ્ટમ, નવમ અને દશમ પૂર્વાર્ધ (૪૨ અધ્યાય પર્યંત) (૪) વિચાર-૧૩-૧૪-૧૫-૧૬-દશમ પૂર્વાર્ધ, દશમ ઉત્તરાર્ધ, એકાદશ અને દ્વાદશ. ઉપર જણાવેલી સોળે કળા પણ આમ ચાર વિભાગમાં વહેંચી કવિએ પોતાનું કલાભિજ્ઞત્વ આચરિત કર્યું છે.

**કલાનુ**—કલાનો જૂની ગુજરાતીમાં 'હ્રસ્વ'નું પુલ્લિંગદર્શક અને 'ઉં' નપુંસક લિંગદર્શક છે.

**કૃષ્ણસ્તુતિ**—(વર્ણ્ય, વસ્તુ, ઇષ્ટદેવની સ્તુતિ) મંગલાચરણ ત્રણ કારણે કરાય છે: "शिष्टाचारात् फलदर्शनात् श्रुतिश्च" (૧) શિષ્ટાચાર-કાવ્યની પરિપૂર્ણતામાં વિઘ્ન ન આવે તે માટે દેવતાસ્તુતિ કર-

વાની પ્રાચીન પ્રણાલિ છે. (૨) ફલદર્શન અને (૩) વેદાજ્ઞા ( સાંખ્ય-દર્શન-૫-૧ સૂ: ). તેમ વિઘ્નો પણ ત્રણ પ્રકારનાં લેખાય છે: (૧) દિવ્ય-દૈવ, ગૃહ-ઉત્પાત આદિ; (૨) નાભસિક; ઉલ્કા, વજ્રપાત, ધૂમકેતુ વગેરે અને (૩) ભૌતિક, અગ્નિ, વ્યાઘ્ર, ચૌર આદિ.

શ્લોક ૧-૫ આ પાંચ શ્લોકમાં કવિશ્રી વર્ણ્ય કથાનાયક કૃષ્ણની સ્તુતિ કરતાં તેના વિષ્ણુના અપર અવતાર મત્સ્ય, વરાહ, નૃસિંહ, વામન, પરશુરામ, અને રામ એ છ( લહિયે। 'કચ્છપ' કૂર્મ અવ-તારદર્શક પંક્તિ વિસર્યો લાગે છે. )ની સ્તુતિ કરે છે. કૃષ્ણનો અવતાર આઠમો લેખાયલો છે. भक्तानु०-ભકતોને અનુગ્રહ કરનારને. तापत्रय० સંસારના ત્રણ-આધિ, વ્યાધિ અને ઉપાધિ-અગર આધિભૌતિક, આધિદૈવિક અને આધ્યાત્મિક, એ ત્રણ તાપને નિ:શેષ (મૂળમાંથી જ) હણનારને.

**મધુસૂદન**—મધુ દૈત્યને હણનાર. ( જુઓ મહા૦ વન૦ સ૦ ૨૦૩; અથવા દેવી૦ સ્કંધ ૧૦ અ. ૯). **પુંડરીકાક્ષ**-શ્વેત કમળના જેવી આંખવાળા, કૃષ્ણ; **પદ્મનાભ**-જેની નાભ-નાભિમાંથી કમળપત્ર નીકળ્યું છે તે હરિ; **सृष्टि**-જગતના અંગની સૃષ્ટિ-સર્જન, સ્થિતિ અને સંહાર, એ ત્રિવિધ ક્રિયાઓ પ્રવૃત્તિઓ પ્રવર્તાવનારને. **लीला०**-લીલારૂપી વિગ્રહ-તનુ ધારણ કરનારને, અંશ રૂપે વ્યકિત દ્વારા પ્રકટ થનારને; સંપૂર્ણ અંશે નહીં પણ અમુક અંશે. જુઓ ગીતા यद्यद्विभूतिमत्सत्त्वं श्रीमदूर्जितमेव वा तत्तदेवावगच्छत्वं मम तेजोंऽशसंभवम् । ભ. ૧૦-૪૧ અથવા विष्टभ्याहमिदं सर्वमेकांशेन स्थितो जगत् । ભ. ૧૦-૪૨ **नृसिंहाय**-અર્ધ સિંહ અને અર્ધ નર રૂપે પ્રકટી પ્રહ્લાદના પિતા હિરણ્યકશિપુને મારવા વિષ્ણુએ લીધેલો ચોથો અવતાર ( જુઓ મત્સ્ય. અ. ૪૭; દેવી ભા. સ્કં. ૪, અ. ૧૬ ) वामनाय-બટુક રૂપે દ્વિજ વેશ લઈ બલિરાજાના દાનગર્વને તોડવા વિષ્ણુએ લીધેલો પાંચમો અવતાર (વામનવતાર). मत्स्य જલપ્રલય વેળા સપ્તર્ષિવૃન્દ અને મનુ સિવાયની તમામ પ્રાણી સૃષ્ટિનો સંહાર થતાં વિષ્ણુએ લીધેલો પહેલો

અવતાર ( મત્સ્યપુરાણ ). **वराहाय**–હિરણ્યાક્ષ દૈત્યને સંહારવા, પૃથ્વીને ઉદ્ધારવા વિષ્ણુએ ડુક્કરનો લીધેલો ૩ જો અવતાર. **जामदग्न्य**–જમદગ્નિનાં પુત્ર પરશુરામ રૂપે ગર્વગલિત ક્ષત્રિયોનો સંહાર કરવા વિષ્ણુએ લીધેલો ૬ ઠ્ઠો અવતાર. ( જુઓ દેવી ભાગ૦ સ્કં. ૪–અ. ૧૬ ) **रामचन्द्र**–જયવિજય નામના વિષ્ણુના દ્વારપાલ, રાવણ અને કુંભકરણ રૂપે અવતરેલા દાનવોનો સંહાર કરવા વિષ્ણુએ લીધેલો સાતમો અવતાર. ( રામાયણ )

**પાનાં ૨–૪. ૧ પંચઇ**–પાંચે, અહીં 'ઇ' તૃતીયાનો પ્રત્યય લૂંસાયો છે; જૂની ગુજરાતીમાં એ સામાન્ય છે. સં. एन, તેનો न પ્રાકૃતમાં અને ए નો 'ઇ' અને કવચિત 'ઈ' પણ વપરાતો જોવામાં આવે છે. **કીધુ**–(પુ.) કીધો ( કીધ + उ ). **વિષઇ**—( सं विषय ) વિષે: સપ્તમીનો 'ઇ' પ્રત્યય. **ગાઓસ**–ગાઇશિ. ( ગા–ધાતુ; ભવિષ્યકાળના સં. स्य ને બદલે 'ઓસ' પ્રથમ પુરૂષ એકવચન તેમ બહુવચનમાં વપરાય છે. ) **હરિગુણ**–ગ્રામ–( सं. ग्रम् ) સમૂહ. **૨. સ્તવઇ**–( स. स्तवति ) સ્તવે, સ્તુતિ કરે; અપભ્રંશ–પ્રાકૃતમાં ત્રીજા પુરૂષ એકવચનનો પ્રત્યય 'इ' ( सं. ति ને બદલે ) છે. ( હરિની સ્તુતિ જે કરે તે જ શુભ, વા ખરી વાણી કહેવાય ). **ભજિ—**ભજઇ–( सं–भजति ). 'ભજે (હરિનું ભજન કરે ) તે જ ચતુર–કુશળ ચિત્ત કહેવાય,' બાકી તો તે મિથ્યા કહેવા માત્ર 'ચિત્ત' ચિંતાનાં કોકડાં ગુંથનાર પદાર્થ છે. **ભણીજઈ**–( सं. भण्यते ). ભણીએ, કરીએ. **જાણીઇ** જણાય છે. ( આ અને આવાં રૂપાખ્યાન માટે જુઓ દી. બા. કે. હ. ધ્રુવે રચેલી ભાલણકૃત કાદંબરીની ટીકા પા. ૨૦૧–૨; પંક્તિ ૧૩–૧૬ ) આ પ્રાકૃતમાં થઇને ઉતરી આવેલું અતિ પ્રાચીન અકર્તરી (passive) રૂપ છે. સંસ્કૃતમાં 'य' પ્રત્યયથી સર્વ ધાતુઓનું અકર્તરી રૂપ બને છે. એ પ્રાકૃતમાં ઉતરતાં सेट् ને अनिट् નો ભેદ ટળી જઈ એકધારો इकार એ પ્રત્યયની પૂર્વે ઉમેરાયો. સાથે સાથે દ્વીકરણ વિધાનથી यकार

એવડાયો ને તેનો કોઇએં જકાર પણ કર્યો. આ રીતે इय्य અને इज्ज એવા બે અકર્તરિ પ્રત્યય થયા. તેમાંના પહેલાના અંત્ય સંયુક્ત અક્ષરમાંનો પહેલો યકાર નાશ પામી, પૂર્વનો સ્વર દીર્ઘ થઈ, બીજો યકાર લોપવાથી ईअ પ્રત્યય થયો. આ પ્રમાણે ઉત્પન્ન પ્રાકૃત પ્રત્યયો-માંથી જૂની ગૂજરાતીમાં ईय ને ईज એ બે અકર્તરિ પ્રત્યય ઉતરી આવ્યા. પહેલો ई અર્વાચીન પંજાબીમાં અને બીજો ईज અર્વાચીન સિંધીમાં રહેલો મળી આવે છે. અર્વાચીન ગૂજરાતીમાં તો અકર્તરી પ્રત્યય 'આ' વપરાયો છે. ૬. तदर्पितम्–तद्–હરિને અર્પેલું તે. ૩ **વિષવેલિ**–વિષ–ઝેરને ઉપજાવનારી વેલી ( सं. वल्लरी ). **સમાનિ**–સમાન; વેલી સાથે સંબંધ હોવાથી વિશેષણને પણ સ્ત્રીલિંગવાચક 'ई' લાગ્યો છે. જિણ–જેણ ( येन ), જેનાથી (થતું નથી). **કેતુસુપર્ણ**–વિષ્ણુની; પર્ણ–પાંખ: સુપર્ણ–વિશાળ પાંખવાળો, પક્ષિરાજ, ગરૂડ; વિનતાનો પુત્ર, જેની ધ્વજા સુપર્ણ–ગરૂડથી અંકિત છે, તે વિષ્ણુ. (જુઓ ભારત ઉદ્યોગ અ. ૧૦૫) અહીં છઠ્ઠીનો પ્રત્યય 'ની' અગર 'તેણી' અધ્યાહૃત છે. **કોટર**–( कोटं राति ) કિલ્લા જેવું ઉંડાણ, પોલાણ, પોકળ. જેમ કોટર વૃક્ષને રસ દેનાર અંગ તરીકે નિરર્થક છે તેમ પ્રભુની કથા નહીં સૂણનાર વ્યક્તિના કાન પણ કર્તવ્યહીન હોઇને નિરર્થક છે. ૪ **આદરઇ**–( सं. आ + द ) આદરે માટે શ્રમ લે. **થાણ** (सं स्थाणु) જડ વૃક્ષ. અહીં મૂળ પાઠ આમ જોઇએ: 'થાણ પુરૂષ'. 'થાણ ચરણ' એ અપપાઠ કંઇક સ્ખલનથી પ્રવેશ્યો છે. **કહીઇ**–(सं. कथ्य, અકર્તરી ) કહેવાય. સરખાવો: " ભજે નહિ શિર ચરણ મુરાર, ભક્ત શણગાર કરયા તે ભાર;

ચાહે હરિપદ તેહ જ ચક્ષ, અવર મોરનાં કહીએ ચક્ષ. ૬૦
શ્રવણ તેહ જે ગુણ સાંભળે અવર કર્ણ તરકોટર તણલે;
જીભ ભજે નહી જાદવરાય, મંડૂકી જાણે મુખ માંય. ૬૧
અનંતચરણ તુલશી આઘ્રણ ધરે નાક નહિ ધમણ પ્રમાણ
પદ્મનાભ પૂજે નહીં પાણ્ય, શણગારયા શબ શરખા જાણ્ય. ૬૨

ચરણે ન ચાલ્યો પુરી મુકુંદ, તે તરૂવરના કેવલ કંદ;
ચારૂ ચતુરનું દીશે અંગ, મૃતગ જાણે વણ વૈષ્ણવ સંગ. ૬૩
રસણ તે રસ ચાખે સ્વાદ પુરૂષોત્તમનો પરમ પ્રસાદ.
નહીતર વિષવલ્લી આપણી, પરતાપે પ્રીણી પાપણી. ૬૪

( કેશવકૃત, દશમ, સર્ગ ૧ લો. )

( ૧૦ શ્લોક ) भक्तग्रा०— પાઠ भक्तयावहीनश्चिरम्. સરખાવો ભા. સ્કં. ૧૦—અ. ૮૦. શ્લો. ૩—૫.

सा वाग् यया तस्य गुणान् गृणीते
करौ च तत्कर्मकरौ मनश्च
स्मरेद्वसन्तं स्थिरजङ्गमेषु
शृणोति तत्पुण्यकथाः स कर्णः ॥३॥
शिरस्तु तस्योभयलिङ्गमानमे-
त्तदेव यत्पश्यति तद्धि चक्षुः
अङ्गानि विष्णोरथ तज्जनानाम्
पादोदकं यानि भजन्ति नित्यम् ॥४॥

**૫.ઉપજઈ**—ઉપજે ( सं. उत्पद्यते ). **પુરૂષધોરિંધર**—પુરૂષધુરંધર; પુરૂષોમાં શ્રેષ્ટ, નરોત્તમ. ( धूर्—ધુરા, ધુંસરી ધરનાર, ધુરંધર, વૃષભ; આગેદ, શ્રેષ્ટતાવાચક શબ્દ ) પુરૂષોમાં વૃષભ ( पुरुषर्षभ; भरतर्षभ ). **ભણીઇ** ( सं. भण्यते ) ભણાય. **૬ પિરિ**—પેરે; ( सं. प्रकार—प्रा. पआर ) પડિ માત્રાની રીતિએ પાર ( પેરે ) લખાયલો શબ્દ ઉકેલાયો હશે ' પિરિ '. **વયણ**—વચન—વચન, ( વેણ ). **જુ**—જે. **રોમાંચ**—રોમેરોમનું આનંદથી ઉલકાઈ ટટાર થવું તે ( रोम + अञ्च ) **અછઇ**—છે. ( सं. अस् હોવું ) ( જુઓ દિ. બ. કે. હ. કૃત કાદં॰ ટીકા પા. ૨૫૭; વા G. L. by N. B. D. P. P. 248–92. ) **યમ॰** યમની નગરી નરક, એટલે કે, નરકમાં જવાના વલણે વળેલા. યમરાજની પુરી સંયમિની નામે પુરાણમાં ઓળખાય છે. ( ભારત વન॰ અ. ૧૬૩ )

૭ ( શ્લોક ૮ માનો ભાવાર્થ ) ૮ હરિની સ્મૃતિથી જે સુકૃતિ પુરૂષના મનમાં આનંદ ઉત્પન્ન થાય છે, અંગેઅંગનાં રોમ ટટાર થાય છે, તેની કાયા જ સાચી કાયા છે; તેનાં નયન પણ આનંદથી આવેલા જલથી ઉભરાય છે; એવા અવનિના બહુ પુરૂષોના અગ્રણી, ધુરંધરનો ભાર યાવચ્ચંદ્રદિવાકર પૃથ્વી વહે છે; બીજા તો યમને નગરે જવાને સરજાયલા ભૂભારરૂપ મનુષ્યો વ્યર્થ છે, કહ્યા કામના છે? ) ૮ **ભાવાર્થ**—વિષ્ણુભક્ત પાંચ જ દિવસ જીવે તોયે તેનું જીવન તે વાસ્તવ ખરૂં જીવન છે, પણ હરિભક્તિ વિનાનું જીવન કોટિ–કરોડ કલ્પ પર્યંતનું હોય છતાં તે નકામું છે.

**પાનાં ૫–૬ ગણેશસ્તુતિ. ૯ આપુ**–આપો ( આજ્ઞાર્થ ત્રીજો પુરૂષ એકવચન તુ, તેનો પ્રાકૃતમાં 'ઉ' ) **અહ્ય**–અમને ( 'નિ' અધ્યાહાર છે. ) **રેશિ** (શુદ્ધ–'રેશ', સં. લેષ વા રેષા) થોડીક. 'મતિ'નું વિશેષણ હોઇને 'રેશ' ને સ્ત્રીલિંગવાચક 'ઇ' લાગ્યો છે. ઉચ્ચારમાં હ્રસ્વ 'ઇ' શાન્ત હોવાથી દેવેશ' સાથે પ્રાસ બંધબેસતો છે; પ્રાસ મેળની આ જૂની પ્રથા છે. અહીં 'અહ્મરેશ' ને બદલે 'અમરેશ' ( અમરોનો ઈશ–ઇન્દ્ર ) પાઠ હોવાનું કલ્પી શકાય, પણ 'દેવેશ' પહેલા પદમાં આવતો હોઇને પુનરૂક્તિ દોષ આવે, છતાં 'કોને' તો 'અમને'ની આકાંક્ષા રહી જાય. **પૂજયોસ**–'હું પૂજિશ–પૂજૂં (જુઓ ૧ 'ગાઓસ,') **જિણિ**–જેણે, તૃતીયાના બેવડા પ્રત્યયો લગાડાયા છે. **પામી જઈ**–જુઓ ૨. 'ભણી જઇ.' **મુદા**–આનન્દ, સંતોષ. **મંગલ**–કલ્યાણ, સદ્‌ભાગ્ય. **ભવબંધન**–સંસારના જન્મ–મરણરૂપી, સુખદુઃખભોગરૂપી બંધન. **છોડિ**–છોડે. આજ્ઞાર્થ–છોડ. [ (૧) છોડૂં, છોડાં, (૨) છોડી, છોડઉ. (૩) છોડઈ, છોડઇ કે છોડઈ. ] **ભણઈ**–ભણે. **ગજમુખ**–ગણેશ, ગજાનન. ગણપતિનું માથું શંકરે કાપ્યાથી પાર્વતીની વિનંતિ ઉપરથી ગજનું માથું તેના ધડે બેસાડયું. (જુઓ. મત્સ્યપુરાણ, અધ્યાય ૧૫૩ મો. ) **૧૦ કરેસ્ય**–કરીશ, કરૂં. **ગાયેસ**–ગાઈશ–ગાઉં. **ગુણગ્રામ**–ગુણોનો ગ્રામ–સમૂહ. **મૂષક૦**–મૂષિક, ઉંદર જેનું વાહન છે તે, ગણેશ. **પાઇ**–(સં. પાય)

પાયે, પગે. ઘૂઘરી–( દ્વિભવી ઘૂ ઘર્ઘર ) ખખડતી ધાતુની લંબગોળ નાની ભુંગળી. **તણુ**–તણો. **૧૧ કરઈ**–(सं. करोति, कर्) કરે. **એકદન્ત**–એક દન્તુશળવાળા, ગણેશ. 'એકદન્ત દયાવંત, ચાર ભુજાધારી' તાનસેન. **અવધારિ**–અવધાર, 'અવિધાર' નવી ગુજરાતીમાં (अव+धृ), ( જુઓ. ૯ છોડિ ) ધ્યાન મનમાં લ્યો. **આપુ**–આપો. **મુઝ**–( मह्यम् ) મુઝને, મઝને, મને.

**શ્રી સરસ્વતીસ્તવન–૧૨–૧ શ્રી૦**–શ્રી શારદાને. **શારદ૦**–શારદા ( शरत्काले पुरा यस्मान्नवम्यां बोधिता सुरैः । शारदा सा समाख्याता पीठे लोके च नामतः ॥) **વીનતી**–( सं. विज्ञप्ति–प्रा. विण्णत्ति. વીનતી, વિનંતિ. **સુણુ**–(सुण+उ) સુણો, સાંભળો. **બ્રહ્માણી**–બ્રહ્માની પત્ની, સાવિત્રી, સરસ્વતી, જગજ્જનેતા, ( पितामहो जगन्नाथः सावित्री ब्रह्मणः सती । ) કેટલાક સરસ્વતીને બ્રહ્માની સ્ત્રી અને કેટલાક પુત્રી (બ્રહ્મદેવના વામાંગથી ઉત્પન્ન થયલી) અને સદા બ્રહ્મચારિણી ગણે છે. ( 'વદનમાં વસો બ્રહ્મકન્યા કુમારી'–કાલિદાસ). (વળી જુઓ-ભારત. શાન્તિ૦ અ૦ ૧૨૨) **અહ્ય**–અમારી. સારંગપાણી–ના વિષ્ણુના. કવિતાના પાદને અન્તે આમ વિભક્તિના પ્રત્યય અધ્યાહૃત રાખવાની પ્રાચીન પ્રથા છે. **૧૨** તમ–નમારી. **પાસઈ**–પાસે, ( पार्श्वे–પાસ+ઇ, સપ્તમી. ) **નઇ**–ની. ( છઠ્ઠીનો પ્રત્યય ) ગર્ભવાસની. જૂની ગુજરાતી કવિતામાં 'તેણે' 'કેરો' અને 'ના' એ છઠ્ઠીના પ્રત્યયો જે નામને લાગવાના તે નામથી છૂટા પાડી પહેલા કે પછી હોય મૂકવાની પ્રથા છે. **ટાલુ**–( सं. टल् ) ટાળો, નિવારો. ( કાદં૦ પાનું ૩૦૮) નઇ–નિ; ગર્ભવાસની, જન્મ માટે માતાના ગર્ભમાં વસવાની. **હ્રદય**–હ્રદય–ઈ, હ્રદયમાં (ઇ–સપ્તમીનો અધ્યાહૃત). વિષ્ણુનુ–વિષ્ણુનો 'પ્રબોધપ્રકાશ'–પ્રબોધરૂપી પ્રકાશ, સત્ય વિષ્ણુતત્ત્વનું દીપન હ્રદયમાં ભરો. ભીમે સંસ્કૃત વેદાન્ત તત્ત્વજ્ઞાનના ગ્રંથ–નાટક 'પ્રબોધચન્દ્રોદય'નો કવિતાબદ્ધ અનુવાદ કરેલો છે, તેને 'પ્રબોધપ્રકાશ' એ નામ તેણે આપેલું છે, તેનું સૂચન પણ હોઈ શકે; 'વાસ્તવ તત્ત્વનું હ્રદયસ્પર્શી જ્ઞાન.' ૧૩ તુ–તો. **બૂઝીઇ** (सं. बुद्ध्यते ) સમજીએ. **સાર**–

(તત્ત્વ)નો; **વિચાર**–નિશ્ચય; સમજણ. **તણઇ**–ના, ને ( सं. आत्मन्–અ–પ્પણ, 'અ'નો અને 'પ્પણ'ના પનો લોપ થયો, તથા 'પ' નો 'ત' થતાં તણ) **ચેહ** તણઈ–જેહ તણે, જેના (લાઘવને અંગે 'આ' નો 'ઇ' થાય છે. દા. ત. મારે કામે ), **પ્રસાદિ**–પ્રસાદ–મ, પ્રસાદે, કૃપાથી. **પરહરઇ**–પરિહરે; પરહરે, છોડે. **અવિદ્યા**–અજ્ઞાન. ૧૪ **ઉલગ** (सं. अवलक्ष्, પ્રા. અઉલક્ખ–ઉલખ, ઉલગ.) (જેની ઓળખ, અચ્યુત, વિષ્ણુ, બ્રહ્મા અને ઇશ–શિવ, કરે છે; યથાર્થ જાણવા મથે છે. ) **અજ**–બ્રહ્મા. **કોડિ**–કોટિ, કરોડ. 'ગણ'–('સમૂહ' એ અર્થ લેવાય.) **કરિ**–( કર+ઇ, કરે. હાથમાં લઇ ). **વાઇ** ( सं. वा ) વાયે, વગાડે. **વાજિત્ર**–( सं. वादित्र ) વાજું. **૧૫ ભામિની**–(सं. भाम्) તેજસ્વિની સુંદરી. કરૂં. (કર્+ઉં–હું;) પ્રથમ પુરૂષ એક વચન. ) **સૂણુ**–(સુણ્+ઉ–આજ્ઞાર્થ બીજો પુરૂષ એકવચન.) **સ્વામિની**–નેત્રી, સેવક ઉપર ધણીપદ્દ ધરાવતી. વૈષ્ણવ પુરાણમાં 'રાધા'ને આ પદ અપાયું છે. કરો–કરો (આજ્ઞાર્થ). **દયાય**–(દયા+ય) કવિતામાં દીર્ઘ અન્ત્યોચ્ચારને અંગે 'ય' ઉમેરાય છે.

**પાનાં ૬–૯. ૧૬ ગણપત**–ગણપતિ. **સંવાદ**–(सं.सं+वद्) ચર્ચા, શુક મુનિ અને પરીક્ષિત વચ્ચે ભગવદ્ભક્તિમહિમાની યથાયોગ્ય રીતે યથાસ્થિત ચાલેલી ચર્ચા. **પામીજઇ**–પામીજે, પામીએ. (सं. प्राप्यते–પ્રા. પાવઈ, વ્ નો મ્ થયો. અકર્તરી જુઓ. પા. ૬). **નિરવાણ**–નિર્વાણ–જડ દેહથી આત્માનો મોક્ષ, અને પરબ્રહ્મ સાથે સંયોગ, મુક્તિ. **૧૭ કપટ**–દંભ. છલ; 'નિષ્કપટભાવે, નિર્મલ મનથી;' ખોટી ચાતુરી–યુક્તિથી મુક્ત થઇને. **મર્મ**–રહસ્ય. **જાણૂં**–જાણી શકું. **જાઈ**–જાય, પળે, ટળે. **ધરાઇ**–ધરાય, ધારી શકાય. (સત્યભેદ) ૧૮ **આતમ**–આત્મા–'રતિ'–બ્રહ્મ–પરમાત્મા સાથેનો સંયોગ, એકીકરણ. એકાન્તિ–નિરપેક્ષ પામે–મેળવે.' **૧૮ એકાન્તિ**–(absolute) નિતાન્ત; વિશેષણ 'રતિ'નું સંસ્કૃતના અનુકરણે 'એકાન્ત' ને સ્ત્રીલિંગવાચક 'ઇ' લાગેલો છે. **ભાજઇ**–ભાગે (सं. भज् ). **ભવભ્રાન્તિ**–ભવ–સંસારનો ભ્રમઃ સંસાર ખોટો નશ્વર

હોવા છતાં સાચો હોવાનો ખોટો ખ્યાલ. **ઉપજઈ**–'વિવેક આદિ ષટ્સંપત્તિ સ્ફુરે, સિદ્ધ થાય.' **નાસઇ**–નાસે, નષ્ટ થાય. **મછર**–મત્સર, ઇર્ષ્યા, ( बोद्धारो मत्सरग्रस्ताः ); 'કામ, મોહ, આદિ ષડ્રિપુઓ, મુક્તિ-માર્ગના અવરોધો મનાયલા છે. તેનો નાશ થાય એટલે આપમેળે પરબ્રહ્મ ઓળખાય જ.' **૧૯ જામણ**–જન્મન્, જન્મ. **તરીઇ**–તરી જઇએ, ઉતરીએ. તતકાલ–તે જ ક્ષણે. **૨૦ અછેદ્ય**–( ભગ. अच्छेद्योऽयम्. ) 'વેદ પણ જેનો પાર–અંત પામતા–જાણતા નથી તો–,' અને 'મન' બુદ્ધિ આદિથી પણ ન ઓળખી શકાય' તો–( સરખાવો૦–यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह यद् वाग्मनसगोचरं ') **વાણીઇ**–વાણી, શબ્દો વડે. એ તો આત્મા અવિદ્યારૂપી આવરણો દૂર થતાં આપે અનુભવે; અને અનુભવ્યા પછી વર્ણવી ન શકે, જેમ 'ગુંગે ખાયો ગોળ.' **વખાણીઇ**–( સં. व्याख्यायते ) વિશેષ સ્ફોટથી (કેમ) વર્ણવાય? 'અનિર્વચનીય.', જુઓ. 'પંચશતિ.' **આવાસ**–આશ્રય સ્થાન. રોમકૂપિ૦ રોમરોમ જેટલાં બ્રહ્માંડ તો અનેક, અસંખ્ય છે. **અનેકય**–અનેકિઃ **પાનું ૭–૮.** ૨૨ **એષ**–આ, વિષ્ણુ. **કાજિ**–(સં. कार्ये–કજ્જે–કાજે) કાજઇ, કાજે. **લીલા**–રમતમાં, સહજમાં, વિના આયાસે. 'આસુરી સંપત્તિવાળા જીવોને હણી, પૃથ્વી પરના અધમ જીવોના જીવવારૂપી ભારને ટાળે.' **૨૩** 'અધર્મરૂપી તિમિરદોષ, અંધકારના આવરણનો નાશ કરે.' **બિરદ**–વ્રત. નિયમ, ભક્તોનો પ્રવૃત્તિમાર્ગ નિર્મલ કરવાની પ્રતિજ્ઞા ( परित्राणाय साधूनां विनाशाय च दुष्कृतां. ભાગ૦ અ. શ્લો. ) **૨૪ મેઘ૦**–'જો મેઘનાં બિન્દુ જલકણ અને ભૂમિ ઉપર ઉગેલા ઘાસનાં તૃણ–તણખલાં ગણી શકાય તો મુરારિના ગુણ ગણાય, અર્થાત્ અપાર, અગણિત છે.' **ગિણિઇ**–ગણાય ( गण्यते ) અકર્તરિ. **ગાથા**–(સં. गै.) પ્રાકૃત ભાષાની આર્યાનો પદબંધ, સંસ્કૃતમાં આર્યાનું હતું અને હાલ 'દૂહા'નું જે પદ છે તે પદ એક કાળે પ્રાકૃતમાં 'ગાથા'નું હતું. **૨૫ કવણિ**–કોઇથી. **ગણીજઇ**–ગણાયા જાય. **કવણેણ**–તૃતીયાનો 'એન' પ્રત્યય લાગ્યો છે–કોણે.

**કણિઆ**–કણિકા ( કણીનું બહુવચન ) પ્રતિની મૂળ ગાથા પાના ૭ ની પાદનોંધમાં ઉતારેલી છે. અહીં આપેલી દી. બ. કે. હ. ધ્રુવે મૂળને આધારે ઉપજાવી આપી છે તે લીધી છે. તેવી જ રીતે ૨૬ મી કડી તેમણે જ ઉપજાવી આપેલી છે. 'તારા કોનાથી (પણ) ગણાયા જાય? ભૂમિ ઉપરની રજની કણિકા કોનાથી ગણી શકાય? સમુદ્રાદિના જલની લહરીઓની સંખ્યા પણ કોણ ગણી શકે, તેમ હરિના ગુણ અસંખ્ય, અપાર, અગાધ હોઇ તે કોનાથી ગણાયા છે? અર્થાત્ ગણાયા નથી. ૨૬ **વસ્તુબંધ** (અહીં 'દુહાને' આ નામ આપેલું જણાય છે. બાકી 'વસ્તુ છંદનું માપ જૂદું છે.) "બાલા–ષોડશવર્ષા તરૂણ સ્ત્રી, શરીરે કોમલ હોવા છતાં જો 'સા'–તે સાગર તીરે ઉભી તેના પારને પામવાની હોંસ ધરે; એ સાગર ઘેરા–ગમ્હર પાણીથી ભરેલો છે; તેમ એ વેળા માથે ગંભીર ઘન–મેઘ ગાજે છે; આષાઢિ પૂર્ણિમાનો, એટલે વર્ષા-કાલની પૂર ઝડીનો સમય છે, મિથુન રાશીમાં સૂર્ય આવેલો છે અને તે સપ્તર્ષિની ગાલ્લી મધ્યેના અગસ્ત્યની આથમણી–પશ્ચિમ બાજુએ અને સોળકલાસંપૂર્ણ ચન્દ્રથી ઉગમણી–પૂર્વ બાજુએ છે, એવે આકરે સમયે અને એવી ગંભીર પરિસ્થિતિમાં જો એક કોમલ બાલા સ્ત્રી માત્ર બે હાથ વડે એવો ગંભીર ઉછળતો પાણીવાળો અફાટ, અપાર સમુદ્રનો પટ તરી જાય તો, શેષ નાગ, અમર–દેવ, ઋષિ–બ્રહ્માષિ, અને શારદા હરિના ગુણનો પાર પામે–પામી શકે." કવિ કહે છે કે તો પછી આવી બહુધા અસંભવભરી સ્થિતિમાં હું પામર પ્રાણી પ્રભુના ગુણનો પાર કેમ પામી શકું? અહીં સાગર સાથે હરિગુણની વિશાળતા, અગાધતા અને પાર પામવાની દુષ્કરતાનો મુકાબલો પણ કવિ કરે છે. **૨૬ ઝીલઇ**–ઝીલે, હોંસ હિમ્મતભેર, ધરે. **ભરિઉ**–ભરેલો. **જલિ ઘણેરઇ**–( सं. घनतरकं अ. घणयहं, घणइरऊं ) અતિ ઊંડા જલથી ગંભીર. **હ**–'હ' પૂરક છે. જૂની ગુજરાતીમાં તેનો વપરાટ છે. **૨૭ મિથુન**–આષાઢી પૂર્ણિમાનો ચન્દ્ર સામાન્ય રીતે લગભગ ત્રિશ અંશનો અને સંપૂર્ણ કલાવાળો લેખાય છે, ત્યારે આસો સુદિ પૂર્ણિમા–માણેકઠારીનો

ચન્દ્ર કંઇક અંશે કમી હોય છે, એમ જ્યોતિષીઓનું કહેવું છે. **અગસ્તિ**–અગસ્ત્યનો તારો; સપ્તર્ષિમાંનો મુખ્ય. **આવિઉ** આવ્યો, આવેલો. **આથમેણિ**–( આથમ + એણુ ) અસ્ત થવાની દિશાની બાજુએ પશ્ચિમે. **ઊગમેણિ**–( ઉગમ + એણુ ) ઉગવાની દિશાની બાજુએ–પૂર્વે. ૨૮ **જુ**–જો. **વારિ**–વારિને. ૨૯ **અશેષ**–સઘળા, સર્વે યે. 'સહસ્ર અઠયાસી ઋષિઓ, અહર્નિશ પ્રભુચિંતન કરનારા, તત્ત્વદર્શી મુનિઓ.' **તવતાં**–સ્તવતાં, સ્તુતિ કરતાં. **ત્રિક્રમ**–ત્રિવિક્રમ–હરિ. ત્રણ ક્રમ–ડગથી પૃથ્વી માપી બલિને પાતાલવાસી કરનાર વામન પ્રભુ. ૩૦ ભાવાર્થ–'જો અનેક યુગો પર્યંત ( ચતુર્વદન ) પ્રજાપતિ પ્રભુના ગુણ ગાયાં કરે તો યે તેનો પાર ન પામે–પામી શકે.' **તુ હિ**–તોહે તો પણ, **સમ્યક્**–યથાસ્થિત, પૂરેપૂરો, સાચેસાચો. **૩૧** ભાવાર્થ–" વેદ હરિના ( અનેક સ્વરૂપના ) ગુણ ગાવા જતાં, તેને એક જ સર્વેશ બ્રહ્મરૂપે ઓળખે છે ને જીવોને તેમ ઓળખાવે છે, છતાં તેના અગમ્ય રહસ્યભર્યા વિવિધ સ્વરૂપોમાં રહેલો ભેદ–રહસ્ય યથાસ્થિત જાણતા, જાણી શકયા નથી, તો પછી હું જે એ વેદજ્ઞાનની એકમાત્ર રેખા–અંશ જેટલો છું, એ સંપૂર્ણ જ્ઞાનસાગર આગળ તો જ્ઞાનબિન્દુ જેટલો અલ્પતમ બુદ્ધિવાળો છું તે શી રીતે એનો ભેદ જાણી શકું ? અને તે ન જાણી શકું, તો વર્ણવી કેવી રીતે શકું ?" **૩૨** **વામન**–ઠીંગણો, બટુક. ( સરખાવો 'જેમ ફલ વંછે વામનો પ્રાશન વૃક્ષ વિહંગ' કે. હ. દશમસ્કંધ. ૧: ૩. ૪૮. વળી 'प्रांशुलभ्ये फले लोभात् उद्बाहुरिव वामनः' કવિ કાલીદાસના રઘુવંશના પ્રસ્તાવની નમ્રોક્તિ ). **વિમાસઇ**–વિચારે, ( विमर्श ) સંતાપે, ધાધાકુઓ કરે. ઘણૂં–( ક્રિયાવિશેષણ ) અતિશય. **પામેવા**–પામવા ( વિશેષ સ્ફોટ માટે જુઓ દી. બા. કે. કાદં૦ પા. ૨૧૪–૫, પં: ૧૦–૧૩ ) વિધ્યર્થ કૃદન્તનો પ્રત્યય 'તવ્ય' તે પરથી અપભ્રંશમાં 'તવ્વ,' અને પ્રાકૃતમાં 'અવ્વ' થયું. (सं. कर्तव्य) પ્રા: કરિઅવ્વો, કરિવો, કરેવો. ગુ. કરવું. ) કાન્હ. પ્ર. " ધર પડેવા લાગા. ૧–૯૪ " " પ્રાણ કરેવા લાગઈ,

૧–૯ ૫) (જુઓ બૃ. વ્યા. પા. ૨૨૦) **જમલુ**–(સં. यमल) (અ. જુમ્મલો) સંયુક્ત, જોડીઉં, એક જીડવાનું. સરખાવો–'જમલો છે જો જો જગદીશ.' સાથે મુકાબલો કરવા માગે. **ખદ્યોત**–આગિયો, ( ખે–આકાશમાં દ્યોતે –પ્રકાશે છે. ) **૩૩** 'અઠયાસી હજાર ઋષિઓ'. **તિણિ જલિ**–તે જલે –જલ વડે; તૃતીયાનો એવડો પ્રત્યય વિશેષણ 'તિ' ને લાગ્યો છે–(તેન, તેણ, તિણઇ, તિણિ.) **ત્રિણિ** (તાપ)–આધિ, વ્યાધિ અને ઉપાધિઃ અગર આધ્યાત્મિક, આધિદૈવિક અને આધિભૌતિક. **હેલાં**–( સં.. हेला–લીલા, સુરતક્રીડા.) પ્રાચીન અવ્યય પ્રત્યય अम् પરથી આં ગુણવિશેષણ અને કૃદન્તવિશેષણ બનાવવામાં વપરાય છે.) રમતમાં જોતજોતામાં. (અહીં હરિગુણ રૂપી અમૃત જલવાળા સાગરનું રૂપક ખીલવી, કવિ તેનો ઉપભોગ લેનાર ભાગવત=ભકત દેવર્ષિ, બ્રહ્મર્ષિ, અને રાજર્ષિ રૂપી અને પંખીઓની ગણના કરે છે.

**પાનું ૯–૧૭. ૩૪ શુક**, સનક આદિ રૂપી સારસ પક્ષી (સારસ–હંસ વા બગ, રસવતા જલને ચાહનાર પક્ષી.) **નિશિ**–રાત્રિએ (નિશા + ઇ – સપ્તમી). **તુંબાં** (બહુવચન) તુંબડાં (સં. तुम्बिका), ભિક્ષાપાત્ર. **તિણઇ**–તેણે, તે કારણે. **ત્રિપુરારિ**–ત્રિપુર રાક્ષસના અરિશત્રુ મહાદેવ. ( આખ્યાયિકા માટે જુઓ ભારત દ્રોણ. અ. ૨૦૨ ) **૩૫ જીવ**–બૃહસ્પતિ, દેવોના ગુરૂ. **વિદેહી**–જનક રાજા. છતે દેહે જીવનમુક્ત. ભાગવત રૂપી સરવરનું હરિભક્તિ રૂપી અમૃત ચાવખાને તલસતા વિષ્ણુપરાયણ દેવર્ષિ, બ્રહ્મર્ષિ અને રાજર્ષિ રૂપી પંખીઓનાં નામ અહીં જણાવેલાં છે. ૪૦ **પંખી** એહ૦ આ પંખીઓ આનંદ કરે છે. **કરઇ**–(કર્ + ઇ). ૪૧ (આવા અમૃતસાગરના જલથી શ્રી–લક્ષ્મી સાથે) **કામિની**–વનિતા, હરિ પ્રત્યે અપૂર્વ કામના–પ્રેમ દાખવનારી કૃષ્ણની સોળ હજાર પત્નીઓ. (ભૌમાસુર–નરકાસુરને ત્યાંથી આણેલી કન્યાઓ કૃષ્ણને વર્યાનું ભાગવતાદિ જણાવે છે.) **પૂન**–પુણ્ય. પૂરવ–પૂર્વ જન્મનાં **સંચ**. ( સં. सं + चि ) ખૂબીથી ગોઠવેલી વ્યવસ્થા. **ભરયોસ**–( ભવિષ્યકાળ ) (હું) ભરીશ, ભરૂં છું. **મસા**–માસો, ( આઠ રતિનો

માસો, બાર માસાનો તોલો. સં. माष—અડદ, माषो विंशतिमो भागः पणस्य परिकीर्तितः । गुंजाभिरष्टभिर्माषः) " માત્ર વાનગી પૂરતો જ અંશ હું એ હરિગુણ રૂપી અમૃતસાગરમાંથી અત્રે લેઇ વર્ણવીશ." ' ચંચ, ચાંચમાં એકી ફેરે આવે તેટલું અલ્પતમ જલ.' **૪૨ આગઇ**—આગળ પૂર્વે (સં. अग्र પ્રા. અગ્ગ—ગુ—આગ + ઇ—સપ્તમી) **પ્રબંધ**—કાવ્ય-ગ્રંથ. **બાંધા**—બાંધ્યા (ભૂતકાળ, સંસ્કૃત પ્રત્યય त છે. આગમ લાગતાં ' ઇત ', આમાંથી त નો ड् થયો અને इड्—તેના ત્વરિત ઉચ્ચારને અંગે 'ઇઅ' કાઢીઆવાડી રૂપમાંથી 'ઇ' જતો રહેતાં 'અ' રહે છે. હજી ગે વોહરાભાઇઓ 'ય' કાર વગરનાં ભૂતકાળનાં રૂપો બોલે છે. **જુજુઆ**—જૂદાજૂદા, (જુઆજુઆ, તેનું જુજુઆ) નિરાળા, વિવિધ, રસ તેમ જાતિભાતિના. **રૂપ**—રૂપક, કથન, કથાખંડ. **માંડિસ**—( માંડ્ + ઇસ: स्य નો આગળ 'ઇ' સાથે ઈષ્ય—ઇસ્સ—ઇસ.) ( હરિકથારૂપી અતિ ઉંડા સરવરમાંથી કથાનકો લેઇને તેની સાથે જ સંયુકત એવો પ્રસ્તુત ગ્રંથ રૂપી કૂવો હું બાંધીશ.) ( વાવને એક છેડે જેમ કૂવો હોય છે તેમ ગહન સરવરને કાંઠે તેવો એક કૂવો.) **જમલુ**—જમલો, સંયુકત, સાથે જોડેલો. **૪૩—મ**—માં, ન. **જલકોસ**—કુવામાંથી પાણી કાઢવાને ચામડાનું બનાવેલું બોલું. **જમલિ**—જોડેલી. જલકોસને સામાન્ય રીતે લોઢાની ગોળ કડી અને તે ઉપર ચાર વાંકી દાંડી અને તેને કડી, એવું મથાળું, અને તે સહુ ચામડાની રસી—દોરથી સીવેલું હોય છે. કવિ અહીં કહે છે કે હરિભક્તિરૂપી જલ કાઢવાને પોતે આ કાવ્યની પંક્તિઓ રૂપી જે જલકોસ વાપર્યો છે તેમાં લોઢાના મથાળાને સ્થાને ( ઉત્તમ હરિવચન રૂપી) સોનાનું મથાળું સાંકળેલું જુઓ, ચામડા અને લોઢાના સંયોગને બદલે ચામડા અને સુવર્ણનો સંયોગ જુઓ—જોશો તો તેથી સુજ્ઞ કવિવરો રખે ચીઢાતા. કવિ પોતાની કૃતિ નમ્ર ભાવે ચામડા જેવી હલકી અને ભાગવતાદિ હરિગ્રંથોના કથામૃતને સુવર્ણ સમાન ઉંચા ભરનું કહે છે.) **ભૂલા**—ભૂલેલો, ભૂલ ખાનારો. સ્ખલન પામેલો. **ભણી**—ગણી, કહી. **મ**—માં (રખે). **કેશુ**—

( આજ્ઞાર્થ તૃતીયા બહુવચન) દેતા. **ખોડિ**–દોષ, ખામી, ( દે. દ. ખુદ, સં. મુટ્, વા कुण्ठ. ) ૪૪ **ગૂંજા**–ચણોઠી. **આઉલિ**–આવળ, દાતણ માટે વપરાય છે, તેને પીળાં ફૂલ, કંઈક ચંપાસરીખડાં પણ સુગંધવિહોણાં હોય છે. ૪૪ **ચંદન**–સુકટ. **કરીર**–કેરાંનું ઝાડ. ( पत्रं नैव यदा करीरविटपे दोषा वसन्तस्य किम्–भर्तृ० किं पुष्पैः किं फलैस्तस्य करीरस्य दुरात्मनः। येन वृद्धिं समासाद्य न कृतः पत्रसंग्रहः सुભાષિત ). **છલ્લર**–( સં. क्षल ) છાલકાં, છીછરાં પાણીનો વ્હોકળો ( સરખાવો–'છિલ્લર છલાઇ જાય જળ આવી મળે જ્યારે '–પ્રે.સુત વલ્લભ ) **સરસવ**–ઝીણામાં ઝીણો દાણો. **બદરીફળ**–બોર. **નાલિકેર**–નાળીએર. બહારથી તે કાથાના થુથાથી વિરૂપ, નિરસ જેવું જણાય છે; પણ ભાગતાં તેનો ગર્ભ મિષ્ટ લાગે છે. આથી સંતોની વાણીને નાળીએરના ગર્ભ કોપરા (સં. नालिकेरसमाकारा) સાથે સરખાવવામાં આવે છે. **અગર**–અગરૂ–એક જાતની સુગંધી સુકટ. **એરંડમૂલ**–એરંડાનાં મૂલ. **કાંબલુ**–(સં. कम्बल) કાંબળો, જાડા ઉનના કે બકરાંના વાળના બરસટ દોરાનું ઓઢવાનું વસ્ત્ર. પટકૂલ–પટોળું, સુંદર, કુમાશવાળું, ઝીણા સુતરના તારનું વસ્ત્ર. **મરાલ**–હંસ. **અવર**–બીજા, ઉત્તમ. ૪૪–૪૬ સરખાવો અખેગીતા કડવું ર જું. કદાચ અખાનો ટોણો ભીમ જેવા હરિભક્તની નમ્રોક્તિને ઉદ્દેશીને પણ હોય. પ્રાચીન કવિઓની નમ્રોક્તિઓમાં આ પંક્તિઓમાંના મુકાબલા સામાન્ય રીતે જણાય છે:

સૂર્ય આગળ ખદ્યોત કશો, મુજ એવી બોલ્યાની નીત છે. ૨

જાહ્નવી આગળ જેમ વોહોળો, સુરતરૂ બદરી યથા,
પારિજાતક પાસે અરણી, મહાકવિ આગળ હું તથા. ૩

ગરૂડ આગળ યથા કુકરી, સાગર આગળ કૂપ
મેઘ આગળ યથા ઝાકળ, કયાં તેલ ને કયાં તૂપ ? ૪

બાવના ચંદન બહેક આગળ, કશો શોભે કરીર !
કશું નીર નવાણનૂં કિહાં રસકૂપિકાનૂં નીર ? ૫

પારસના પરતાપ આગળ, અન્ય વિદ્યા કેઇ માત્ર ?
કિહાં ક્ષુદ્ર દેવ ઉપાસના જેને કરે અક્ષયપાત્ર. ૬

વળી સરખાવો क्व सूर्यप्रभवो वंशः આદિ કાલીદાસની રઘુવંશના આરંભની ઉક્તિ. ૪૭ **બાલિ**–બાલિકા–બાલકના જેવી. **બુધિ**–બુદ્ધિ. **પુરૂષ પુરાણુ**–આદિ પુરૂષ, નારાયણુ, તેના ઉંડા ન પાર પામી શકાય એવા ગુણુ. **પરમાણુ**–નાનામાં નાના અણુ જેટલો. (પુરાણુ પુરૂષ–કૃષ્ણુ–વિષ્ણુના ગુણુરૂપી અપાર સમુદ્ર ક્યાં, જે સાગરમાં મંદર જેવા મહાન્ પવિત્ર પર્વત ડુબકીઓ ખાય છે, છતાં જેનો પાર પામી શક્યા નથી, ત્યાં પરમાણુ જેવો હું તે ક્યાં ? એમાં સ્નાન કરવા પડવાનુંયે મારૂં તે શું ગજું ?) **મંદર**–મેરૂ પર્વતની પૂર્વ દિશાએ આવેલો, કુશદ્રીપનો પર્વત. તે ઉપર મહાદેવ કદિમદિ વસે છે. ( મહા૦ દ્રાણુ. અ. ૯૪). સમુદ્રમંથન વેળા વલોવવાના વાંસ તરીકે 'મંદર' પર્વતની યોજના થઈ હતી. अपां विदारणाच्चैव मन्दरः स निगद्यते મત્સ્ય. ૧૨૧, ૬૧, ૪૮ એ ભાગવત. **ગહ્વર**–(સં. गह् ) ઊંડો, અતિગહન. અટપટા રહસ્યવાળો હરિભક્તિપૂર્ણ ગ્રંથ. ( કીડીને ખાવા માટે કોળું આગળ ધરીએ તો તે કેવી રીતે છાજે ? યોગ્ય થઇ પડે ? તેમ એવો સૂક્ષ્મતમ હું તે ભાગવતરૂપી વિશાળ ફળનો આસ્વાદ ચાખવા–ચખાડવાનું સાહસ કરૂં એ કેમ શોભે ? કદાચ કોળાનો સ્વાદ લેવા જતાં જો તે કીડી ઉપર ઢળી પડે તો તેને એના ભારથી મરવાની સ્થિતિ પણુ આવે.) **છાજંત**–( હે. દે. छज्जइ. सं. सज्ज–શોભવું અગર राज्. ) શોભે, યોગ્ય–ઘટતું થઇ પડે. સરખાવો–' મોટો જે કરે તે છાજે તેને ઊંટે નગારાં વાજે ', **મુખિ**–મુખે, મુખ આગળ. **કોહલું**–(સં. कुष्मांड ધ. દે. कोहलियु; હે. દે. कोहली. ) **અક્ષરશુદ્ધિ**–ખરી જોડણીવાળા અક્ષરનું જ્ઞાન. લઘુ–હ્રસ્વ અક્ષર; ગુરૂ–દીર્ઘ, વા સંયુક્ત અક્ષર, સ્વરનો ઉચ્ચારણકાળ. **માત્રા**–એક લઘુ અક્ષરને બોલતાં થાય તેટલો કાળ, કવિતા–સંગીતમાં અક્ષરના 'વજન'નું માપ. **પ્લુત**–હ્રસ્વ સ્વરથી ત્રણુ ગણો લાંબો, ત્રણુ માત્રાનો સ્વર. **પ્રસ્તાર**–છંદના લઘુ, દીર્ઘ સ્વરોનાં વિવિધ ચિહ્નો દાખવતું અંકબદ્ધ નિદર્શન. **તાલ**–રાગ ગાવામાં સૂરની સરખી માત્રાને અંતરે સ્વરને અપાતું જોર, થડકો.

**પ્રબંધ**–બાંધણી, વૃત્ત–છંદવાળા કાવ્યની ગુંથણી. **ભરતભેદ**–નાટક, રૂપકશાસ્ત્ર અનુસાર નાટકાદિના ભેદ, વિવિધ સ્વરૂપો. **પિંગલ**–છંદશાસ્ત્ર. **ગુણ**–ગણ. **વસ્તુબંધ**–પ્રાકૃત છંદનો પ્રકાર. **ગાથા**–પ્રાકૃતમાં આર્યા. **કવિત્ત**, ધનાક્ષરી વા મનહરમાં રચાયલો ૩૧ વા ૩૨ અક્ષરનો પ્રબંધ. **આલતિ**–અમિત પાઠાંતર આલિન હિ. ગુ. કા. પ્રતિમાં છે. **આલતિ**=આલપ્તિ, ગીતનો પ્રકાર

अनिबद्धं निबद्धं च गीतं तद् द्विविधं मतम् ।

आलप्त्युर्धनिबद्धः (?) स्यात् स्वर–रागाविभेदतः ॥ संङ्गीतसमयसार

**આલાપ**–ગીત ગાતાં પૂર્વે તેમાં આવનાર સ્વરૂપનું થોડું દિગ્દર્શન કરે છે તેને જ આલાપ કહે છે.

ग्रहांशतारामंद्राणा न्यासापन्यासयोस्तथा ।
अल्पत्वस्य बहुत्वस्य षाडवौडुवयोरपि ॥
अभिव्यक्तिर्यत्र दृष्टा स रागालाप उच्यते ॥

જેમાં ગ્રહ, અંશ, તાર, મંદ્ર, ન્યાસ, અપન્યાસ. અલ્પત્વ, બહુત્વ, ષાડત્વ, ઓડત્વ, વગેરે દેખાડવામાં આવે છે તેને રાગાલાપ કહે છે. **માન**—ખાલી તાલ આપતાં જ્યાં સવળા હાથથી ક્રિયાથી તાલ બતાવાતો નથી, પરંતુ હાથ ઉલટો કરી નિઃશબ્દ ક્રિયા બનાવાય છે તે. **એકતાલ**—એક જાતનો તાલ–જેમાં ચાર ચાર માત્રાના ક્ષણવિભાગ છે. $\frac{૧૨}{૪-૪-૪}$ **ત્રિવટ**—તિલવાડાં, ચોળમાત્ર. $\frac{૧૬}{૪-૪-૪-૪}$ પ્હેલીપર સમ, પાંચમી અને તેરમી પર તાલ, ૯ મી પર ખાલી. **જાતિ**—એટલે જાતિ કે પ્રકાર. એકજ તાલમાં તેની નિયમિત માત્રાની સંખ્યા તેટલા જ વખતમાં વધારવી કે કમી કરવી તેને જાતિ કહે છે. **મંદ્ર, મધ્ય અને તાર**—નાદના ઉચ્ચનીચ આરોહ—અવરોહ પ્રમાણે ત્રણ ભેદ કર્યા છે. આ ભેદને નાદસ્થાન કહે છે. **મંદ્રસપ્તક**—સાધારણ અવાજથી ઉતરતા અવાજનું સ્વર સપ્તક. **મધ્યસપ્તક**—

જે અવાજથી વ્યવહારમાં ગાનક્રિયા થાય છે તે. **તારસપ્તક**—મધ્ય સપ્તકથી ઉંચા સૂરમાં ગાનક્રિયા થાય છે તે.

व्यवहारे त्वसौ त्रेधा हृदि मन्द्रोऽभिधीयते ।
कंठमध्ये मूर्ध्नि तारो द्विगुणश्चोत्तरोत्तरः ।

**૫૧** પડમાત્રા–પડિમાત્રા; અક્ષર ઉપરની માત્રાને તેની પાછળ ઉતારવાની લેખનશૈલીનો એક પ્રકાર. મડયલ અને અડયલ–પ્રાકૃત કાવ્યના છંદના પ્રકાર. **ચૂપૈ**–પંદર, પંદર માત્રાનાં ચાર પાદવાળો માત્રામેળ છંદ. **પૂર્વછાયુ**–કલશનો દૂહો. **રસાઉલા**–છપ્પનમાત્રાનો પ્રાકૃત છંદ; પહેલું અને ત્રીજું દસ ૧૩–૧૩ નું અને બીજું–ચોથું ૧૫–૧૫ નું. દૂહો–દોહરો. **કુંડળીઆ**–૭ ચરણનો માત્રામેળ છંદ; કુલ ૧૪૪ માત્રા છે; પહેલાં બે ચરણ દૂહાનાં, પછી દૂહાને ઉલટાવી તેમાં ચાર ચરણ. **તાન**—અમુક બે અથવા તેથી વિશેષ સ્વરની ધ્વનિનો ત્વરાથી સંયોગ કરી આકારાંતમાં ઉચ્ચારણ કરવું તે.

ताना स्युर्मूर्छनीः शुद्धाः षाडवौडुवतीकृताः

**ગમક**—માણસના ચિત્તને રંજન કરે તેવો સ્વરોમાં કમ્પ તે ગમક

गमकः स्यात्स्वरे कंपो जनानां चित्तरंजकः

**૫૩ થાનક** આદિ કવિતાનિબંધનની કુશળ ચાતુરીના પ્રકાર છે. **૫૪ કથાસબંધ**–કથાના પ્રસંગોનો સંબંધ, સંદર્ભ. **કવિચાતુરી**–કવિએ કાવ્યનિબંધનમાં વાપરવી–દાખવવી જોઈતી કલા, કારીગરી. ચિત્રકાવ્યમાં જણાય છે તેવી તેમ ૫૩ મી કડીમાં જણાવેલા પ્રકારોવાળી વિવિધ કલાઓ. સાહસ (' કરૂં છું ' અધ્યાહૃત). **નિજ**–નિજના, (મોરારના) પોતાના. **૫૫** ભોળે ભાવે, (સરખાવો ' કપટ રહિત–કડી ૧૭ ) **ખેપ**–( સં. ક્ષેપ ) ઉંડા અવગાહન રૂપી પ્રવાસનું ટાંપું, ટપ્પો. **કરેશિ**–કરીશ. **૫૬** ( તાણૂં ) ' **તણુ** ' ( જોઇએ ) તણો. **કરુ**–( જોઇએ ) કરૂં, ' **થોડુ થોડુ** '–થોડા થોડા ' જેમ ભમરો અનેક પુષ્પો ઉપર ફરી વળે છે ખરો, પરંતુ મધુમાંથી કિંચિત્ કિંચિત્

પરાગ લે છે, તેમ કૃષ્ણના અનેક ગુણોમાંથી પ્રત્યેકમાંથી સારસાર લઇ હું વર્ણવીશ.' **૫૭ બ્રાહ્મણ**-ગુરૂ, વંદીઇ-વંદીએ. **ચ્યારિ**-ધર્મ, અર્થ, કામ અને મોક્ષ, પુરૂષાર્થ. સંધીઇ-સાધીએ.

**પાનુ ૧૨-૧૪. ૫૮ પહિલું** (ક્રિયાવિશેષણ અવ્યય) પહેલાં. **વંદઈ**-વંદીએ. **સંધીઇ**-સાધીએ, પામીએ. **વાડવ**-બ્રાહ્મણ. **માગ્યોસ**-માગીશ. **તુ**-તો. **કૃષ્ણહ**-કૃષ્ણની. '**હ**' જૂની ગુજરાતીમાં સંબંધાર્થ પ્રત્યયઃ સં. स्य, प्रा. स्स; अप-હો. ( સરખાવો 'શ્રીમાલહ ધણી' વિમલ પ્રબંધ ૨-૫૦: 'સુંદર સહકારહ મંજરી' ભાલણ કાદમ્બરી પૃ. ૨૫, પં ૧૮ ) **રચ્યોસ**-રચીશ, રચવા શક્તિવાન થઇશ. **૫૯** (કરૂં-ખોટુંછે, જોઇએ કરૂ')**જંગમ**-( સં. गम् )હરતા ફરતા. **છૂટઇ**-છૂટે કપાય. सार्वकामिकम्-સર્વ કામનાઓને પૂરવા વાળું. वाक्योदकेन-વાકય-વચન રૂપી વાણીથી. અહં-( સં. अहम् ) હું. **૬૦ તેણઇ**-તેણે, બ્રાહ્મણે. **પૂજઈ**-પૂજે, પૂજ્યે. **લહૂં**-સમજાું, માનું. **તેહસૂં**-તેહ સાથે, બ્રાહ્મણ સાથે. **વઇરિ**-વેર. **માહરુ**-માહરો. **૬૧ કિહીં**-કયાંથી. **અંતર**-ભેદ, "વિષ્ણુ વિપ્રરૂપ જ હોવાથી વિપ્ર સાથેના વર્તાવમાં જો મનુષ્ય કાંઇ ઓછપ કે જૂદો વર્તાવ કરે તો તે નરકાગારમાં સંચરે." **૬૨ ભાગીરથી**-ભગીરથ રાજાએ જહ્નુ રાજા પાસેથી છોડવી આણેલી તે ગંગા. એ એ વિષ્ણુપાદોદકથી ઉદ્દભવેલી હોઇને વિષ્ણુરૂપા જ લેખાય છે. ( જુઓ મહાભારત વન૦ અ. ૧૦૮-૯ ) **ભૂમિદેવ**-ભૂમિના દેવ, બ્રાહ્મણ, **૬૩ દેવાધીન**-યજ્ઞયાગાદિકનું ફલ જે સંસારસુખ, કે પૂર્વનાં જન્મવિષય કર્મનું ફલ જે દુઃખ, તે દેવો તરફથી મળે છે, એવી લોકમાન્યતા છે. **વરતઇ**-વરતે છે. ( સં. वृत् ધાતુના મૂળ અર્થમાં) **મંત્રિ**-મંત્રના, **આધારિ**-આધારે. 'યજ્ઞાદિમાં ઉચ્ચારાતા મંત્રબળથી દેવો પુષ્ટ થાય, તેથી દેવો મંત્રને આધારે છે.' 'એ મંત્રો અમુક ફલ આપનારા અને અવિનાશી ( અછેદ ) છે, એ સહુ મંત્રોનું મંદિર-સંગ્રહસ્થાન વેદ છે, અર્થાત્ તે વેદમાં સંગ્રહાયલા છે.' **૬૪ નિગમ**-વેદ, સર્વતત્ત્વનો નિષ્કર્ષ,

'એવા વેદ દેવ અને બ્રાહ્મણને આધારે રહે છે, અર્થાત્ તેમના ઉચ્ચારણ અને પ્રેરણાથી તે સાધકની મનકામના સફળ કરે છે.' એ કારણે વેદબલ વડે દેવતા અને વિપ્ર ઉપાસકોને **આપઇ**-વરદાન આપે, તે દ્વારા સત્વર સકલ ઇષ્ટ પદાર્થ સધાવે. **૬૫ ઉત્તમ ઠામ**-સ્વર્ગ-ધર્મ૦-ત્રણ પુરૂષાર્થ (વિપ્ર પૂરઈ) પૂર્ણ કરાવે. મુગતિનૂં મૂળ-મોક્ષ-ચોથો પુરૂષાર્થ.

**પાન ૧૪-૧૬. ૬૬ ભાવ ભગતિ**-ભક્તિભાવ. **દ્વિજનઇ**-ગુરૂને. **લાગુ**-લાગો, લાગ્યો. **બહુત**-( શબ્દ બેવડવાના અર્થમાં 'ત' જૂની ગુજરાતીમાં ઉમેરાય છે ), બહુ બહુ, ઘણો ઘણો; **પસાઇ**-પસાય, પ્રસાદ, કૃપા, અનુગ્રહ. બ્રાહ્મણ૦-જૂની વાક્યરચના (નવી શૈલી-'બ્રાહ્મણને વીનવ્યા.') ૬૮ અનુકંપા-દયા. **ગાયસ**-ગાઇશ રષે-'રખે' જોઇએ. રહિ-રહે. **વિચિ**-('અધવિચિ' જોઇએ.) અધ-વચ્ચે; અર્ધેથી, અધૂરેથી. હસારત-હાંસી ( સં. हस्-હસ+અર્થ ) **૬૯ નવિ**-નાપિ ( न + अपि ). **રહય**-હ્રદયે; આપુ-આપ્યુ, આપ્યો. **પૂરવછાયુ**-પૂર્વછાયો. ( વરદાન રૂપે ). **૭૦ મયંક**-ચન્દ્ર (મય-અંક=પૂર્ણ કલા ). **હુસઇ**-હોસે, હોશે, થશે. **નિકલંક**-નિષ્કલંક. 'જેમ ચન્દ્ર સોળકલાવાન થતાં, અને તેથી તેના બિંબમાંનું કલંક પ્રાયઃ અદશ્ય થતાં, ઢંકાતાં નિર્મળ દીસે છે, અને અમૃતમયી ચંદનીના વર્ષણથી સહુને સંજીવન-નવજીવન આપનાર થાય છે, તેમ આ હરિની સોળે કલાઓને નિર્દેશતી હરિલીલા, કલંક વિનાની અને અમૃત રૂપી ઔષધથી નવજીવનદાયી થશે.' **સંજીવની**-જીવનને તાજું કરનારી; નવજીવન આપનારી. 'શુક્રાચાર્ય પાસે મૃતસંજીવન વિદ્યા' હોવાનું કહેવાય છે, જે મુએલાં માણસોમાં પણ જીવ સંચારી શકે છે. **૭૧ આપૂં**-આપ્યું. **ધરણીધરનૂં**-વિષ્ણુનું, કૃષ્ણનું. **ત્રૂઠા**-( સં. तुष्ट-तुश् ) ત્રૂઠ્યા, પ્રસન્ન થયા. **૭૨ પામીઉં**-મળ્યું ( સં. वचनं मया प्राप्तं ) જૂની વાક્યરચના. નવી : 'હું વિપ્રનું વચન પામ્યો.' **નામીઉં**-નમાવ્યું. તુ-તો, એમ કર્યું તેથી. **મઇ**-મેં. ( मया ज्ञाता )

**અક્ષરયુગતિ**–અક્ષરયુક્તિ, વાણીપ્રયોગ, તેમ અક્ષર–પરબ્રહ્મ સાથે સંયોગ. ૭૩ ( કરું ? ) કરૂં. **રસના**–રસનાઇ, જીભે. ઉચ્ચરું ( ? )–ઉચ્ચરૂં. સત્સંગતિ–ને અર્થે, વા સત્સંગતિ રૂપ. **સેવૂં**–સુપર્વને દિને યાત્રાએ જઈ ત્યાં રહું. " જે દ્વારિકા–દ્વારકાં ભવ–સંસારને તારનારી પુરી કહેવાય.' ( पुरी द्वारावती चैव सतैते मोक्षदायिका: ) ૭૪ **નિજ**–( ગોવિંદનાં ) પોતાનાં. **વિલગૂં**–વિશેષે કરીને લગ્ન થયું. **મિ**–મઇ–મેં. **સાતઇ**–ઇ–બહુવચનનો પ્રત્યય; વિશેષ્યના જાતિવિભક્તિદર્શક પ્રત્યય વિશેષણને પણ જૂની ગુજરાતીમાં લાગતા. ૧૫–૨૧ એ શ્લોકો ભીમના પોતાના રચેલા હશે; આમાં એણે પોતાનું અંતર ખોલ્યું છે. ૧૫ परया–ઉત્કૃષ્ટ. युक्तं वचनं–૧૬ काम०–" કામ અને ક્રોધ રૂપી અગ્નિથી તપેલા." लोभोप०–"લોભથી આડે માર્ગે દોરવાયલા, ( મૂળ લક્ષ્ય ચૂકવાયલા ) ચિત્તવાળા." नरके०–"નરકમાં ડુબકીઓ ખાતાં માણસોનું." ૧૭ શરણાગતિ માટે તૃષ્ણારહિતતા, દીનતા અને ભકત્યાદિ ગુણની તેમ જ વિવેકાદિ સાધનની સંપત્તિની અગત્ય છે. ૨૦ " મારી કૃપાથી ખરેખર તારી ભક્તિ મારામાં દૃઢ–નિશ્ચલ થશે." ૨૧ महा०–" મહાન ભયનો વિનાશ કરનારી." ૭૫ " હૃદયમાંથી એકો એકો, અંતર્યામી છતાં સર્વત્ર વસી–વ્યાપી રહેલો સદા પ્રકાશ આપે છે." **કવઇ**–કવે: " હરિ જ સહુને હરકોઇને પ્રેરણા કરીને શીખવે–પ્રકાશ દે છે, તેના, તેની પ્રેરણા વિના કોણ કોને શીખવે ?" **કહુનઈ**–કહનિ, કહને–કેને. ( અનિશ્ચયાર્થ સર્વનામ ) ૨૨ अशेष–સમસ્ત. तमृते–તેના વિના, સિવાય.

**પાનાં ૧૬–૧૯. કથારંભ ૭૬** વ્યાસ ( સૂત પુરાણીને ) કહે છે: ' યાદવરાય ! ( ભુવિ–પૃથ્વીમાં ) કયાં વસો છો ' એ શ્લોક (દેવરષિ) દેવર્ષિ નારદે કહેલો તેનો ઇતિહાસ મેં આગે–પૂર્વે, કોઈ પુરાણમાં યથાપ્રસંગે સાંભળ્યો છે.' ૭૭ **શ્રીમુખવચન**–આપના મુખથી નીકળતાં વચન. **કહિ**–કહે." શ્રીમુખ બોલ્યા તે સાચું કરજો સામળિયા વહાલા." **કહુ** (આજ્ઞાર્થ) કહો. **લાભુ**–( લાભો ) તમે મળો. **૭૮–૯** " હું ન તો પર્વતની ઉંડી ગુફામાં, ન તો વૈકુંઠમાં, કે ન તો ક્ષીરસાગરમાં, કે ન તો વ્રત, જપ;

તપ, વા તીર્થજલમાં વસું છું, એટલે કે તેમાં વસતો નથી, અર્થાત્ એ સાધનો દ્વારા જ, ખાલી ભાવ વિનાનાં કર્માચરણ દ્વારા જ મેળવવાને મથતા કર્મઠ મુનિઓ આદિને મળતો નથી. પણ વૈષ્ણવના હ્રદયમાં, જ્યાં પ્રેમભાવ ભરપૂર છે, ત્યાં અથવા જ્યાં કૃષ્ણ કથા ચાલતી હોય ત્યાં હું વિષ્ણુ અવશ્ય વસું છું અને મળું છું." ૨૫ નાऽहं-પ્રચરિત છે. સરખાવો: श्रृण्वन्ति गायन्ति गृणन्त्यभीक्ष्णशः स्मरन्ति नन्दन्ति तवेहितं जनाः। त एव पश्यन्त्यचिरेण तावकं भवप्रवाहो परमं पदाम्बुजम् ॥ ભાગ-સ્કં. ૧, અ. ૮, શ્લો. ૩૬ ૮૦ ભાગવત-ભગવદ્‌ભક્તો-માં પ્રધાન-મુખ્ય. "તેમને ભાગવતોમાં પ્રધાન-મુખ્ય કહીએ કે જેનું ચિત્ત સર્વે ભૂત-પ્રાણીમાત્રમાં એકસમાન ભાવથી રહેલું છે, જે નિત્ય મનમાં કૃષ્ણકથા રટે છે, એકાગ્રતાથી ભણે-સુણે છે." ( જુઓ ભાગ. સ્કં. ૧૧, અ. ૨. શ્લો. ૪૯ અને ૫૫, ભાગવતપ્રધાનનાં લક્ષણના નિર્દેશ માટે. તેમ જ પ્રાકૃત, અને મધ્યમ ભાગવતનાં તથા ભાગવતોત્તમ વૈષ્ણવનાં લક્ષણ પણ આ જ અધ્યાયમાં નિર્દેશેલાં છે. ) ૮૧-૮૮ આ પંક્તિઓમાં કવિ ભારતવર્ષની લગભગ મુખ્ય પવિત્ર સરિતાઓ, તીર્થો, ક્ષેત્રો, મુક્તિપુરીઓ, સરોવરો, અરણ્યો, પર્વતો, સમુદ્રદ્વારો, યાગ, તપાદિ સાધનો, મંત્ર, તંત્ર, જપ, જાપ, ન્યાસ આદિ ગણાવી કહે છે કે (૮૯) જ્યાં જ્યાં શ્રીકૃષ્ણની કથા ચાલતી હોય ત્યાં ત્યાં આ સહુ પાવનકારી તત્ત્વો આવી વસે છે. ૯૦ મછરનુ વ્યાપ-મોહ અને મત્સરની વ્યાપ્તિ. ૯૧ પંચ-પાતક (ब्रह्महत्या[1] सुरापानं[2] स्तेयं[3] गुर्वङ्गनागमः[4]। महान्ति पातकान्याहुः संसर्गश्चापि[5] तैः सह-મનુ. અ. ૧૧-૫૪) સંસારિ-સંસારઇ-સંસારમાં. "જ્યાં સુધી મનમાં મુરારિ વસે નહીં, સ્થિર થાય નહીં ત્યાં સુધી દાવાનલ દુઃખ દહે-બાળે, પાંચ મહાપાતકો શરીરથી વહેવાં-ઉઠાવવાં પડે, અને સંસારચક્રની ઉંચી-નીચી ગતિમાં ભમવું-અટવાવું પડે." જ્યાં 'હરિ વસે કે ત્યાંથી પાતિક ખસે,' તરત જ એ સહુ નાસે-પળે, ઉલટા પરિણામવાળાં થાય; દુઃખ સુખરૂપ શીતલ થાય.

પા. ૧૯-૨૩ ૯૨ "જેમ સૂર્ય ઉગતાં-પ્રકાશતાં તારા, ચન્દ્ર, આદિ તેજવંત પદાર્થો હતતેજ થાય છે, ઢંકાઇ જાય છે તેમ ભાગવત-બોધ રૂપી પ્રકાશ-કેન્દ્ર ભાણુ-ભાનુ ઉગતો-જામતો નથી ત્યાં સુધી મહાભારત, રામાયણ, આદિ ઇતિહાસના આકર ગ્રંથો અને સ્મૃતિ આદિ શાસ્ત્રો ( અર્થાત્ તેમાં પારંગત વિદ્વાનો ) અમે કંઇક છીએ, જાણીએ છીએ, એવો બહુ ગર્વ ધરે, ધરી રહે છે, પુરાણોરૂપી તારલાનાં તેજ દીપે છે." ભાગવત એ સહુથી ઉત્કૃષ્ટ છે. ( વિચારો: कृष्णे स्वधामोपगते धर्मज्ञानादिभिः सह कलौ नष्टदृशामेषः पुराणार्कोऽधुनोदितः । સ્કં. ૧, અ. ૩, ૪૩. સ્કંદ પુરાણમાં આનું સમાધાન છે; "સો, હજાર શાસ્ત્રસંગ્રહો હોવા છતાં, કલિયુગમાં ભાગવત એ જ શાસ્ત્ર છે, જેના ઘરમાં એ નથી તે વૈષ્ણવ જ નથી." सर्ववेदेतिहासानां सारं सारं समुध्धृतम् ॥ ( ૧૩-૪૨ ) ૯૩ વિહાણિ-વિશેષ હાનિ, નુકસાની. ભગત૦-ભક્તિભાવથી. ભર્તૃહરિના નીતિશતકના यदा किञ्चिज्ज्ञोऽहं એ શ્લોકમાં આવા પ્રકારનો ધ્વનિ છે. ૯૪ "જેમ જડ પથ્થર આગળ ગમે તેવા અવાજ થાય પણ તે નકામા જ તેમ જ જે મનુષ્યોએ ભાગવત પુરાણ કાને ન સાંભળ્યું તે જડ જ છે. પથ્થરથી એટલી વિશેષતા કે તે ચાલતા નથી અને આ ચાલે છે." ૯૫ વિપ્રવદનિ-વિપ્રના વદન રૂપી અગ્નિના કુંડમાં, યજ્ઞમાં જેમ અગ્નિકુંડમાં આહૂતિઓ અપાય છે તેમ વિપ્રો એ પણ અગ્નિરૂપ હોઇને, યજમાનોનાં, પોતાને પ્રસન્ન કરનારાઓનાં પાપ પ્રજાળવાની શક્તિવાળા હોઇને તેમને અન્નાદિ ખવરાવી સંતુષ્ટ કરવા. આથી જ ૬૪ મી પંક્તિમાં ને શ્લો. ૧૪માં મંત્રને 'બ્રાહ્મણાધીન' હોવાનું કહેલું છે. ૩૦ ધરામરાણાં-ધરા-પૃથ્વીના અમર-દેવો, બ્રાહ્મણો. ૯૬ ત્રિણિ પુરૂષ-પાઠક=વકતા; પૃચ્છક-પ્રસંગોચિત શંકા-સંશય પૂછનાર. ૯૭ એકમનુ-એકાગ્ર મન કરીને, એક જ વિચારમાં મનને સમેટીને. (સં एकमनाः) ૩૧ तत्पाद० तस्य-વાસુદેવના, पादस्य-પગના. જેમ વિષ્ણુચરણોદક તેને શિરે ચઢાવનારને પાવન કરે છે તેમ જ તેમની કથા પણ ત્રણ

જણને પાવન કરે છે. આ ભાગ. સ્કં. ૧૦, અ. ૧ નો ૧૬ મો શ્લોક છે. જેમ ગંગાજળ સ્નાન કરનારને, તેના પિતાને અને પિતામહને તારે છે, સ્વર્ગ, મૃત્યુ, અને પાતાળ, એ ત્રણે લોકને પવિત્ર કરે છે તેમ. विष्णुपादोदकी गङ्गा. ૯૮ ન્યાન૦ ( પ્રાકૃત ) જ્ઞાનનો સાગર. **ભગતિ**–ભક્તિ, અહીં ચાર પાયા ગણાવ્યા છે. **વિશેષઇ**–વિશેષે–ખાસ કરીને. **શાસ્ત્રપ્રયોગ**–શાસ્ત્રોને અનુસરતો પ્રભુપ્રાપ્તિનો વિધિ. ( વિચારો: इदं भागवतं नाम पुराणं ब्रह्मसंमितम् । उत्तमश्लोकचरितं चकार भगवानृषिः निश्रेयसाय लोकस्य धन्यं स्वस्त्ययनं महत् ॥ અ. ૩. ૪૦–૪૧) ૯૯ **તિણિ**–તેણે. ( तेन + इ એવડો પ્રત્યય ) **ગ્રંથ**–ગ્રંથ ભાગવતનો. **લહિ**–(सं ली–लय, તન્મય થવું.) સમજે; યથાર્થ ગ્રહણ કરે. **પ્રાકૃત**–સામાન્ય, હીન અધિકારવાળાં સમજી શકે એવો અર્થ. **જાણેવા**–જાણવા, જણાવવા. ૧૦૦ **સમરથ**–( सं समर्थ ) યોગ્ય ગંભીર અર્થ–વિચારશક્તિવાળી. **મૂકિસિ**–હું સમાવીશ. પરમારથ–પરમ–અર્થ, પરમ તત્ત્વ, પ્રભુને નિરૂપનારો ઉત્કૃષ્ટ અર્થ. **અલ્પમતિ**–અજાણ. **જાણ**–જ્ઞાતા. **હસઇ**–હશે. **લેસઇ**–લેશે; **જોઈ**–સમજી. ૧૦૧ **પરિ**–પેરે. **કહુ**–કહો. "હરિગુણ ગાતાં જેને હર્ષ થાય, જેની વૃત્તિઓ આનંદથી ઉછળે તે જાણ; બાકી બીજો અજાણ." ૧૦૨ **કરું**–કરૂં. **પાખલિ**–પાછળ. પરંતુ કવિ કહે છે કે હું તો જેના મનમાં માધવ વસે છે, તે પછી જાણ કે અજાણ હોયે તોયે તે બન્નેને પ્રદક્ષિણાપૂર્વક પ્રણામ કરૂં છું. ભગવદ્‌ગીતામાં કહ્યું છે: अपि चेत्सुदुराचारो भजते मामन्यभाक् साधुरेव हि मन्तव्यः सम्यग्व्यवसितो हि सः । क्षिप्रं भवति धर्मात्मा शश्वच्छान्ति निगच्छति ॥ कौन्तेय प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति ।) ૧૦૩ **કુત્સિત**–અધમ, હલકા મન–કર્મવાળો. **હસઇ**–હસશે, મશ્કરી કરશે. 'કોટિ–કરોડ કલ્પ પર્યંત' **રૌરવ**–નર્કમાં. ૨૧ નર્કની પરિગણના માટે જુઓ મનુસ્મૃતિ અ. ૪. શ્લો. ૮૮–૯૦. **કલ્પ**–હજાર યુગોનો, બ્રહ્માનો એક દિવસ; ૪૩,૨૦,૦૦,૦૦૦ માનવ વર્ષનો સમય. 'હાલ શ્વેતવારાહ કલ્પ' ચાલે છે. ૧૪ મનુ–મન્વંતરનો એક કલ્પ

લેખાય છે. **૧૦૪ એહુ**–આ ભાગવત રૂપી કથામાં પ્રચ્છન્ન–ઢંકાયલું રહેલું અમૃત–અમર કરનારૂં તત્ત્વ છે. **તિલિ**–તિલ + ઇ–તેલમાં. દૂધમાં જેમ બહારથી ઘૃત–ઘી જણાતું નથી, પણ તેનું યોગ્ય રીતે દહીં, છાશ અને માખણ કર્યાથી ઘી મળે છે તેમ યોગ્ય અધિકાર થી ભાગવત શ્રવણ કરે તો અમૃત–પ્રબોધ દેનાર પ્રકાશ મળે છે.' **પુષ્પિ**–પુષ્પમાં. **કાષ્ટિ**–કાઠ–લાકડામાં. સરખાવોઃ ધીરોઃ–

" તરણા ઓથે ડુંગર રે, ડુંગર કોઇ દેખે નહીં;
અજાજૂથ માંહી રે, ગાજે એક સમર્થ સહીં.
અજાજૂથમાં કરે ગર્જના, કસ્તુરીમૃગ રાજન;
તલને ઓથે જેમ તેલ રહ્યું છે, કાષ્ટમાં હુતાશન.
દધિ ઓથે ઘૃત જ રે, વસ્તુ એમ છૂપી રહી–તરણા૦

**મધિ**–મધ્યે, માંહે. **અછઇ**–છે. સં. अस्–હોવું; તેનું પ્રાકૃત अच्छ; અપભ્રંશમાં च् જતાં રહેતાં अछ રહ્યું, તેનું 'અછઇ–અછિ' અને પછી 'છિ'–'છે.' **૧૦૫ આપઇ**–આપે, જીવને પ્રાપ્તવ્ય ચાર પુરૂષાર્થ સિદ્ધ કરાવી દે. **૧૦૬ મેધા**–( धीर्धारणावती मेधा ) ધારણાશક્તિ. અર્થગ્રહણ ( receptive ) કર્યા પછી તેને મનમાં ઠસાવી રાખનાર ( retentive ) શક્તિ, ગ્રહણ, ધારણ અને સંક્રમણ એ imparting --એ ત્રણ શક્તિઓ. **પ્રજ્ઞા**–બુદ્ધિ; કવિ કહે છેઃ–" મેધા અને પ્રજ્ઞા તેમ ટીકા એ સહુ શબ્દાર્થ, પદાર્થના રહસ્યને સમજાવનાર શક્તિ-ઓ છે, એ ખરૂં છે, પણ જેને એ રહસ્ય અનુભવવું છે, વૃત્તિમાં ઉતારવું છે, તેને એ કામની નથી." ( કારણ જુઓ ૧૦૮ 'પ્રજ્ઞા લીધી હરી'.) " એ તો ભક્તિતન્મય, તદાકારવૃત્તિ જેની હોય તે જ અનુભવી શકે. તેથી આ ગ્રંથનું રહસ્ય મેધા, પ્રજ્ઞા, ટીકાથી નહીં પ્રીછાયે–સમજી અનુભવી શકાય, માત્ર વિષ્ણુભક્ત ભક્તિબળથી તેનો યથાસ્થિત પાર જાણી શકશે." **પ્રીછાઇ**–( પ્રત્યભિજ્ઞાન થવું ) રહસ્ય સમજાય. **હુસિ**–હોશે. **જાણિસઇ**–જાણશે ( જાણ + ઇ + સ + ઇ: ભવિષ્યકાળ ) ૨૨ ( काव्यं प्रेयसीवत् ) બુદ્ધિ, મેધા વા ટીકા, એ

સ્વૈરિણી સમાન, મનને માત્ર બાહ્ય આડંબરથી મોહિત કરનાર છે, પણ ભક્તિ–પ્રભુ–અભિમુખવૃત્તિ કાન્તા, ધર્મપત્નીની પેઠે 'લલિત ચેષ્ટાથી સ્વનિષ્ઠ પતિ–પુરૂષને આકર્ષી કર્તવ્યકર્મમાં નિયોજે છે. **૧૦૭ બાહરિ**–બહાર, બાહ્ય, પરાઙ્મુખ; વિષયાદિ મનને ચળાવનાર, પ્રભુ–આત્માના સાક્ષાત્કારથી દૂર ને દૂર લઈ જનાર. **વિષઇ**–વિષે, માંહ્ય. **અભિમાન**–મમત્વબુદ્ધિ. **૧૦૮ દુરાશા**–દુષ્ટ, ખરાબ, દૂષિત આશા. અહીં તૃતીયાંનો 'ઇ' અધ્યાહૃત છે. ૧૦૬ નો ખુલાસોઃ પુત્ર આદિમાં અભિમાન અને મોહ, માયા, દુરાશા, એ સહુ 'પ્રજ્ઞા' ને પ્રભુ–અભિમુખ નથી કરતાં, પણ પરાઙ્મુખ કરે છે. **કાચા**–વણાયા વગરના. **તાંતણિ**–સુતરના તાર વડે. એટલે કે જો મનુષ્ય ધારે તો એ બંધ, પ્રજ્ઞાને આડે માર્ગે દોરનારાં તત્ત્વો, આચરણો, સહેલાઇથી તોડી ભેદી શકાય એવાં છે. "એવા બંધથી બંધાયલા નર આંખ હોવા છતાં જન્મથી જ આંધળા, દેખતાં છતાં આંધળાં જ છે, કારણ તેઓ પોતાનાં આવરણો–બંધોનું કાચાપણું, તોડવાપણું સમજતા નથી, અને નાહક પોતાને ન છૂટે એવા બંધથી બંધાયલા માની બેઠેલા છે." **૧૦૯ કીધુ**–કર્યો. (હું) **લાગૂ**–લાગુ–(જોઇએ)–લાગ્યો. **૧૧૦ શશિવયણી**–વરણી, ચન્દ્રવર્ણી, ચન્દ્રની સોળ કળા જેવી. **ન્યાનમય**–જ્ઞાનમય. **કથાશેષ**–બાકીનાં આ ત્રણ તત્વો કે નિદર્શન કરાવનારા કથાખંડો. **પૂહુતી**–અંતે પહોંચી.

(આ કલામાં કવિએ પ્રસ્તાવ, ભાગવતમહિમા, એ સમજવા ભક્તિની અગત્ય, આત્મશક્તિની નમ્રોક્તિ આદિ અંશો વર્ણવ્યા છે.)

---

## કલા ૨ જી–પ્રથમસ્કંધ

---

(આ કલામાં કવિ ભાગવત એ ભવસાગર તરવાની નૌકા હોવાનું વર્ણવી, ભાગવતનો ત્રણ પ્રકારનો સંક્ષેપ કહી જાય છે.

પહેલાં વિષયનું સંક્ષિપ્ત નિરૂપણ, ભગવાનની દશવિધ લીલાનો સંક્ષેપ એટલે સ્કંધના અર્થનો સાર; પછી ગ્રંથનો અનુવાદ કરી, પહેલા સ્કંધના ૧૮ અધ્યાયનો સાર તારવે છે.)

પા. ૨૩-૨૪ ૧ **કરયોસ**-(હું) કરીશ. કહું-કહું છું. **કૂણ**-કીયો. **હેતુ**-હ્રસ્વ 'ઉ' ઉચ્ચારમાં શાન્ત હોઇને 'સંકેત' સાથે પ્રાસ મળે છે. **મહિમા**-મોટાઇ, ઉચ્ચ પદ;-નવ સિદ્ધિમાંની એક. **પામીઇ**-મેળવીએ. **સંકેત**-( सं. सं+कित् ) સારગર્ભ સંક્ષેપ; "કૃષ્ણકથાથી જે મહિમા મેળવીને તે હું સારરૂપ સંક્ષેપમાં કહીશ,' વિસ્તાર નહીં કરૂં. ૨ **જલચર**-માછલાં વગેરે જલમાં સંચરનારાં હિંસક પ્રાણીઓ. **કછપ**-કચ્છપ, કાચબો. ( कच्छं आत्मनो मुखसंपुटं पाति, सहि किञ्चित् दृष्ट्वा शरीर एव मुखसंपुटं प्रवेशयति ). **મકર**-મગર. ( सं. मं-विषं किरति ). ૩ **પાખલિ**-( સપ્તમી ) પાછળે, પાછળ; આસપાસ. (सं. पक्ष + ल; દા. ત. અગ્ર ઉપરથી અગ્રલ, આગળ) 'ભવસાગરની આસપાસ માયારૂપી મોટી પાળી, કાંઠો છે. પાલિ-( सं. पालि ). પાળ, કાંઠો લોભરૂપી **વડવાનલ**-સમુદ્રમાં રહી તેના જળને શોષનારો અગ્નિ. **વિકલાલ**-વિકરાલ (सं. वि + कराल, 'र' નો લ થયો.) મહાભયંકર. આવાગમન-આવ + ગમન, આવનજાવન. **ભરણ**-( सं. भृ. ) ભરતી; **ઉભરણ**-ઓટ. 'જન્મ અને મરણ રૂપી આઘીપાછી જતી-ઉછળતી લહેરો-મોજાં.' ૪ સમુદ્રમાં 'મંદર' જેવા પર્વત હોવાની પૌરાણિક માન્યતા છે; 'હર્ષ અને શોક એ ભવસાગરમાં એવા વિશાલ પર્વતો છે.' **મછર**-મત્સ્ય, માછલું 'મોહ રૂપી માછલું અને મમતા રૂપી શેવાલ.' **શેવાલ**-( सं. शैवल; शी-છાવું + वल् ) લીલ. **પંક**-કાદવ. ઘણૂં-(सं. घन) અવ્યય "આશા અને પાપ રૂપી અતિશય ગાઢો કાદવ." **ઉપનુ**-ઉપન્યો. **આતંક**-( सं. आ + तङ्क ) દુઃખ, સંતાપ. સરખાવો आशा नाम नदी વગેરે તથા શ્રીમદ્‌ભાગવદ્‌ગીતામાહાત્મ્યનો મહાભારત રૂપી નદીનો શ્લોક:

भीष्मद्रोणतटा जयद्रथजला गांधारनीलोत्पला ।
शल्यग्राहवती कृपेण वहनि कर्णेन वेलाकुला ।
अश्वत्थामविकर्णघोरमकरा दुर्योधनावर्तिनी ।
सोत्तीर्णा खलु पाण्डवै रणनदी कैवर्तकः केशवः ॥

૫ અઇ–મેં. વિમાસણ–ચિંતા; અંદેશો. 'એનો પાર કેમ કરીને પામીશ, લઇશ, તરીશ.' ઉતરાઈ–પાર જવાય. ૬ ભાવ–આદર રૂપી 'નાંગર'–ખીલાડો. નાંગર–લંગર, લોઢાના મોટા ખીલાડા; વાહાણ કીનારે થોભાવવાને પાણીમાં નંખાય છે. કૂપ–વાહાણનો વચલો, શઢ બાંધવાનો થાંભલો. જેના આધારે પવન રોકવા–બાંધવા, કે મેળવવા શઢ સંકેલાય કે વિસ્તારાય છે. માલિમ–વહાણનો સુકાની નખોદો. 'ગુરૂ રૂપી સુકાની' સાયર–સાગર, પરિ–રીતિએ: જુઓ ભાગ સ્કં. ૧૧. અ. ૨૦ શ્લો. ૧૭ नृदेहमाद्यं सुलभं सुदुर्लभं प्लवं सुकल्पं गुरुकर्णधारम् । मयानुकूलेन नभस्वतेरितं पुमान्भवाब्धिं न तरेत्स आत्महा ॥

પા. ૨૪. ૭ મહિમાય–મહિમાયિ, મહિમા વડે. ત્રિવિધિ–(ત્રિવિધ + ઇ, વિશેષણ હોઇને વિશેષ્ય 'મહિમા'ને લાગનારો પ્રત્યય લાગ્યો) એકઇ–એક રીતે. (ત્રણમાંથી પહેલા પ્રકારે). દ્વાદશ–સ્કંધ. ૩૩૧–અધ્યાય; પણ હાલ સાંપડતાં ભાગવતમાં ૪ વધુ અધ્યાય હોઇને કુલ ૩૩૫ અધ્યાય છે. ૮. 'સકલ ગ્રંથ તણો મહિમા જે ઉત્તમ અને અપાર મતિ–બુદ્ધિથી સંપન્ન છે તે.' યુક્તિસૂં–"लोके यथेदं कुरु, मेदं कार्षीरिति साक्षाद्वाचो युक्तयः तथा ह्युपदिश्यमानं विश्वास्यं यत्कार्यं स्यात्" યુક્તિશઃ, હેતુપૂર્વક યોજના રીતિથી. (સૂં–તૃતીયાનો પ્રત્યય, 'સહ'ના અર્થમાં; સં. कीदृशः, અપ० कइसु; જૂની ગુજરાતી 'કિસું.' 'કિસૂં,' 'ક' લોપાઈ 'સું', 'સૂં' 'કશું'માંથી 'શું'. વાગ્વ્યાપારરીતિએ આવી વ્યુત્પત્તિ એક વિદ્વાને ઉપજાવી છે: किम्–क्यम्, च्यम्, श्यम्–शुं.) એહનુ–એહનો, બારે સ્કંધોનો. એકિ વાર–એકિ વારિ, એક સામટો. ૯ "ભાગવતનું તાત્પર્ય–સન્નિકર્ષ નિર્વાણમાં–મુક્તિમાં છે. અને તે ભગતિ–ઇ–ભક્તિમાં, અને વિરાગમાં

એ બન્નેમાં પરિવસઇ–પરિવસે છે." **દશ વિધઇ**–જુઓ પા. ૨૨૦; તથા ૧૨ થી ૨૬ કડીમાં એ સહુ લીલાઓ ગણાવેલી છે.

**પા. ૨૫–૨૭. ૧૧ પ્રથમઇ**–પ્રથમે સ્કંધે, પહેલા સ્કંધમાં. **અઢાર**–હાલના ભાગવતમાં ૧૯ અધ્યાય છે. 'શ્રોતા તથા વકતાનાં લક્ષ્મ–લક્ષણ પહેલા સ્કંધમાં કહ્યાં છે. એ અધિકાર પરત્વે ત્રણ પ્રકાર-નાં હોઇને તેનાં ત્રણ પ્રકરણ તે ક્રમે પાડયાં છેઃ ૧ (હીન) ત્રણ અધ્યાય, ૨ (મધ્યમ) ત્રણ અધ્યાય ૪–૬ અને (ઉત્તમ) બાર (૪–૧૨) અધ્યાયઃ **૧૧ ૧૨** જુઓ બોપદેવની હરિલીલાઃ–

स्कंधादयस्तृतीयादि स्कन्धेप्रूक्ता दश क्रमात् ।
श्रोतु वक्तुश्चलक्ष्माद्ये द्वितीये श्रवणे विधिः ॥ ३ ॥
इतीदं द्वादशस्कन्धं पुराणं ब्रह्मसंमितम् ।
प्रथमेऽष्टादशाध्यायास्तत्र प्रकरणत्रयम् ॥ ४ ॥
त्रित्रिद्वादशभिर्लक्ष्य हीनमध्योत्तमं त्वतः ।
श्रोतारः शौनको व्यासः परीक्षिच्चोत्तमाः क्रमात् ॥ ५ ॥
वक्तारोऽपि तथा सूतो नारदः शुक इत्यमी ।
वैराग्यस्य प्रकर्षेण प्रकर्षोऽत्र विवक्षितः ॥ ६ ॥

**પ્રકરણ**–શ્રીમદ્‌વલ્લભાચાર્યજીએ પણ 'સુબોધિની'માં પ્રથમ સ્કંધને ૩, ૩ અને ૧૩ અધ્યાય એમ ત્રણ પ્રકરણોમાં વહેંચ્યો છેઃ ૧ હીનાધિ-કારપ્રકરણ, ૨ મધ્યમાધિકાર પ્રકરણ અને ૩ ઉત્તમાધિકાર પ્રકરણ. **૧૨ બોલ્યાં**–કહ્યાં. **ઉદાસ**–(સં. उत् + आस्–તટસ્થ) વૈરાગ્યશીલ; સંસારમાંથી જેની વાસના, આસક્તિ ઉડી ગઇ તે. 'વૈરાગ્યનો ઉત્કર્ષ એ આત્માનો ઉત્કર્ષ લેખાયો છે.' શુક અને પરીક્ષિત ઉત્તમ વકતા અને શ્રોતા, કારણ વૈરાગ્યની પરાકાષ્ટાએ પહોંચેલા, ઉદાસ, રસ ચાખનાર; નારદ અને વ્યાસ મધ્યમ, કારણ તેમનો વૈરાગ્ય ઉપરના બેથી કમી, વ્યવહારજ્ઞ, અર્થથી મોહનાર; સૂત અને શૌનક

હીન, કારણ પ્રાકૃત શબ્દાડંબરથી રાચનાર. **૧૩ બીજઇ**-બીજે સ્કંધે, બીજા સ્કંધમાં. 'ભાગવતનું શ્રવણ કેવી વિધિથી કરવું-કરાવવું તે.' **સૂક્ષિમ**-સૂક્ષ્મ; 'બે પ્રકારની ધારણા.' 'એમાં ધારણા, શ્રદ્ધા, ધ્યાન અને વિચાર-વિમર્શનનું નિરૂપણ કરેલું છે.' **૧૪ ઈશ**-ઈશની, વિષ્ણુની. **સર્ગ**-દશમાંની ૧ લી લીલા, અરૂપ-અશરીર વિષ્ણુએ રૂપનો સ્વીકાર કરી અવતાર ધારણ કર્યા તે. 'જે સાંભળતાં નર' **નર્ક**-નરકમાંથી છૂટે, મુક્ત થાય, **૧૫ ઉગણત્રીસ**-૨૯, એકોનત્રિંશ; પણ હાલના ભાગવતમાં ૩૧ છે. 'વિષ્ણુ રૂપ-અવતાર લીધા પછી કારણ સૃષ્ટિ ઉત્પન્ન કરે;' '**વિસર્ગ**'-એ બીજી લીલા; **અપવર્ગ**-મોક્ષ (સં. अप+वृज् સંપૂર્ણ નાશ કરવો.) ज्ञानेन चापवर्गः સાંખ્યકારિકા ૪૪. **૧૬ વીસ**-ભૂલ છે, 'છવીસ' જોઇએ. દીપ-'દ્વીપ' જોઇએ. જગદીશ-ઇ. જગદીશે. 'નવ ખંડ અને સપ્તદ્વીપ'. નવ ખંડઃ-ઈડ, બ્રહ્મ, મલય, કેતુ, ભદ્રસેન, ઈન્દ્ર-સ્પૃક્, વિદર્ભ, અને કીકટ.' સપ્તદ્વીપઃ-જંબુ, પ્લક્ષ, શાલ્મલી, ક્રૌંચ, શાક, પુષ્કર, અને કુશ.' **માન**-માપ, વિસ્તાર. 'સૃષ્ટિની મર્યાદા-વિભાગ, વિસ્તાર આદિ-કીધાં.' **સ્થાન**-૩ જી લીલા, વ્યવસ્થાન, સૃષ્ટિની મર્યાદા પાળવા માટે કરેલો ઉત્કર્ષ. **૧૭ પોષણ**-ભકતો-સૃષ્ટિમાં સ્થિત જીવોની અભિવૃદ્ધિ;-અનુગ્રહ, એ ચોથી લીલા. 'વિષ્ણુ ભકતને દુર્ગતિ નથી.' 'ભક્તને તો અંતે સ્વર્ગ-મુક્તિ-સુગતિ જ મળવાની.' (સ્કંધ ૧. અ. ૭ શ્લો. ૪૬) ભગવદ્-ગીતામાંઃ "कौन्तेय प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति (કારણ ભગવદ્ ભક્તિના વ્યવસ્થિત માર્ગે સમ્યક્પણે તે ચઢેલો છે.)-આ પ્રતિજ્ઞાનું પ્રતિપાદન. **અપરાધ**-પાપ; (સં. अप+राध्-પ્રસન્ન કરવાથી ઉલટું કરવું, કરાજી કરવું. **નર્કપાતક**-નર્કમાં પડવાપણું. **૧૮ ટાલઇ**-ટાળે, નિવારે. **યમયાતના**-યમ નરકમાં અપરાધી જીવોને જે યાતના-સંકટો-દુઃખો આપે તે. **ઉગણીશે**-૧૯, એકોનવિંશ. **રાખ્યા**-રક્ષણ આપી મુક્ત કર્યા. **યથા**-જેવી રીતે. **૧૯-૨૦ ઊતિ**-પાંચમી લીલા; આચાર (पुष्टानाम् आचारः), કર્મવાસના. **મુનિ**-સનકાદિક. **ચતુઃસન**-

સનક, સનન, સનંદન અને સનાતન, એ ચાર. सनात्स्व तपसः स चतुः सनोऽभूत् (સ્કં, ૧, અ. ૭, શ્લો. ૫) ૨૧-૨૨. મન્વંતરિ-(સદાચાર-નિરૂપણ) છઠ્ઠી લીલા ૧૪ મનુઓ અને તેના સમય. બોલ્યુ-(મર્મ-રહસ્ય) કહ્યો. સંપદ-'સંપદિ' જોઇએ;-સંપત્તિના સમયે; વિભવવાળી સ્થિતિ. અર્થી-અર્થીને, યાચકને. સંકટિ-વિપત્તિમાં. ત્રેવીશે-(૨૪ અધ્યાય છે). ૨૩ ઈશાનુકથા, સાતમી લીલા. ઈશ- ઈશની. ભુવિ-સંસારમાં. ૨૪ નાસઇ-નાસે, નષ્ટ થાય. નિરોધ-પ્રપંચનો અભાવ, ઇંદ્રિયો સહિત જીવનો લય, એને દૈત્ય કહ્યો છે, આઠમી લીલા. ૨૫ ત્રણ યોગ-કાણ્ડ, સાધનથી મુક્તિ મળે; મુક્તિ-નવમી લીલા. જુઓ સ્કં. ૧. અ. ૧૦, શ્લો. ૧-૭, એમાં આ નવે-દશનું સ્પષ્ટીકરણ દૃષ્ટાંત સાથે કર્યું છે. ૨૬ બ્રહ્મા-'બ્રહ્મ' જોઇએ. આશ્ચર્ય-'આશ્રય' જોઇએ; દશમી લીલા. ૨૭ બોલી-કહી, આ નવ લીલા સાધન છે; દશમી લીલા જે સિદ્ધિ છે તે બ્રહ્મ-આશ્રય દેવ-ને પ્રાપ્ત કરનારી છે. સંક્ષેપિ-સંક્ષેપમાં, ટુંકમાં. (दशमस्य विशुध्यर्थं नवानामिह लक्षणं वर्णयन्ति महात्मानः-અ. ૧૦, શ્લો. ૨).

પા. ૨૭-૨૮. ૨૮ એકમનુ-એકાગ્ર ચિત્તથી. બુધિમાનિ-બુદ્ધિ+માન-માપ+અનુસાર; મારી બુદ્ધિ ચાલશે તેટલા પ્રમાણમાં. ૨૯ જાણં-સમજું, 'સમજવાની હું અલ્પજ્ઞ તેની શક્તિ નથી'. નામ માત્ર-કહેવા પૂરતો ગ્રંથ. હ-'હ' પૂરક છે. ૩૦ નૈમિષ-વિષ્ણુક્ષેત્ર. -નર્મદાની ઉત્તર અને કુરુ દેશની પશ્ચિમ દિશાએ આવેલું વન. (यतस्तु निमिषेणेदं निहतं दानवं बलं' अरण्येऽस्मिंस्ततस्तेन नैमिशारण्य-संज्ञितम् ॥ ગૌરમુખ બ્રાહ્મણને ભગવાને આ વ્યાખ્યા કહેલી છે. તેમ જ વિચારો: કૂર્મ પુરાણ અધ્યાય ૪૦ મામાં ષટ્કુલીયને બ્રહ્માએ કહેલું વાક્ય. વળી જુઓ દેવી ભાગ. ૧-૨ શ્લો. ૨૮-૩૨. સાર-તત્ત્વ રૂપ, ઉત્તમ. ક્ષેત્ર-તીર્થક્ષેત્ર, અરણ્યોમાં પવિત્ર. તેહ-તેના મહિમાનો. કોડિ-કોટિ; પંચ-જુઓ પા. ૨૪૩, ૯૨. સંચ-'અનેક કોટિ જન્મથી સંચિત થયલાં પાપકર્મ.' ૩૧ અવનિ-અવનિ-ઇ-અવનિમાં, પૃથ્વીમાં.

**લિહાં**-નૈમિષારણ્યમાં. એ નૈમિષ સ્થાનનો મહિમા એવો મોટો છે કે સંસાર-મનોમય ચક્રનો આરો એ સ્થાને ફરતો ફરતો આવતાં ભાગ્યો અને એ ચક્ર આગળ ત્યાંથી વધી શક્યું નહીં; અર્થાત્ નૈમિષારણ્યમાં આવનારનો મનોમય દેહ પણ વામે અને મુક્તિ પામે, એટલે તેને સંસારચક્રની ઉંચીનીચી ગતિમાં આવવાનું બંધ થાય." આ આખ્યાયિકા વાયુપુરાણમાં કહેલી છે. નેમિ-રથના ચક્રની ધરી, શ-ચૂરો થવું તે; જે સ્થળે એમ થયું તે નૈમિશ.

**પા. ૨૮-૩૧.** ૩૨-૩૮ માં ૧ લા અધ્યાયના ૩-૨૩ શ્લોકોનો સાર છે. **૩૨ તત્ર**-નૈમિષારણ્યમાં. લગિઇ-(બેવડો પ્રત્યય) સુધી, પર્યંત. **સત્ર**-યજ્ઞ. 'વિષ્ણુની ભક્તિમાં તત્પર-નિરત.' **૩૩ અવારિત**-'અવારિક' જોઇએ; (नास्ति वारि यत्र) વાવ્યા વગરનું અન્ન, સામો વગેરે, જંગલને સુલભ ઋષિ ધાન્ય. **અવસાનિ**-અંતે. **સંઘાતિ**-સંઘાતે-એકઠા થઇને. **૩૪ સાંભલિ**-(આજ્ઞાર્થ) સાંભળ. 'સકલ-બધાંયે પુરાણોના વેત્તા, જાણકાર.' **ભાગવત**-ભગવદ્‌ભક્ત, વૈષ્ણવ. લક્ષણ માટે જુઓ: सर्वभूतेषु यः पश्येद्भगवद्भावमात्मनः । भूतानि भगवत्यात्मन्येष भागवतोत्तमः ॥ ભાગ. સ્કં. ૧૧, અ. ૨ શ્લો. ૪૫; તેમ મધ્યમ ભાગવતનું લક્ષણ ૪૬ મા અને પ્રાકૃત ભાગવતનું લક્ષણ ૪૭ મા શ્લોકમાં આપેલું છે, તે જોઇ લેવું. સ્કંદપુરાણમાં આ લક્ષણો સવિસ્તર આપેલાં છે. વળી પદ્મપુરાણ ઉત્તરખંડ અ. ૪૪—सर्वदेवान्परित्यज्य नित्यं भगवदाश्रया। रतस्तदीयसेवायां स भागवत उच्यते ॥ **અવર**-બીજા ઉત્તમ. કેતા-કેટલા **ઘણુ**-'ઘણ' જોઇએ; અગર 'ણુ' શાન્ત લેખવો. નૈમિષારણ્ય-વિષ્ણુ ક્ષેત્ર લેખાય છે. **મિશિ**-નિમિત્તે (सं. मिष्-આંખ મટમટાવવી.) **૩૫ ચરડ**-ચરટ, ભામટા. **નવિ-માનઈ**-માન ન આપે, ઉવેખે. **૩૭ લહિ**-સમજે. **માગ**-માર્ગ, પંથ. "થોડું-અલ્પ સમજ જીવવું રહ્યું ત્યાં ભાગ્ય પણ થોડું-અલ્પ જ હોયના. 'કલિયુગમાં સો વર્ષનો ગણાતો આવરદા ટુંકો ટુંકો થતો જાય છે;' 'માણસનું મન મોટું જો જીવનો આશય અને અવધિ મોટા.' (मन्दा सुमन्दमतयो मन्द-

भाग्या ह्युपद्रुताः ભાગ. સ્કં. ૧. અ. ૧. શ્લો. ૧૦ ) **વરણાવરણ**–ચારે વર્ણનો શંભુમેળો, સભગોળંકાર. **ભેદ**–વિવેક, ગુણ, શક્તિ અને આચાર-માં ચઢતાઉતરતાપણું. **ઇંશાં**–( सं. इद्दश ) આવાં. **૩૮ બુડંતડાં**–'કૃદન્ત' બૂડતાં જતાં ( માણસોના ) **૩૯ ઉપકર્મ**–સર્વ શાસ્ત્રોનો સારોદ્ધાર; સંદોહનથી નિર્ધારેલું તત્ત્વ. **પંચ**–(૧) વિષ્ણુ–ઉપાસના; (૨) પુરૂષનુ–નો ધર્મ–પુરૂષનું કર્તવ્ય, ઉપાસના–સાકાર અને નિરાકારની હોવાથી સાકારોપાસના કેમ કરવી તે. (પ્રશ્ન) (૩) વિષ્ણુની લીલા. (૪) હરિનાં વિવિધ અવતાર (૨૪ મુખ્ય) અને (૫) કૃષ્ણનો અવતાર. કડી આમ જોઇએઃ 'ઉપાસના,........લીલા,' ૪૦ **ઊર્ધ્વશી**–( सं. शायि ) રૂવાડાં, ટટાર થયાં. **રાઉ**–રાવ, રાય, રાજા ( વૈકુંઠના રાજા–કૃષ્ણ તણા ). **૪૨–૪૫** (૧) અને (૨) એ પ્રશ્નોનો સામટો અર્થ આપ્યો છે; એ ભાગ. સ્કં. ૧. અ. ૨ ના ૨૪ થી ૩૪ શ્લોકનો સાર. **૪૨ સત્ય**–શાશ્વત, અક્ષર, ત્રણે કાળે ટકે એવું. **પ્રપંચ**–દશ્ય સંસાર, જગત. **અનર્થ**–ખોટું, ભ્રામક, એટલે અસત્ય અને નાશવંત. પુરૂષ૦–( स वै पुंसां परो धर्मो यतो भक्तिरधोक्षजे । अहैतुक्यप्रतिहता ययात्मा संप्रसीदति ॥ અ. ૨ શ્લો. ૬ ) **અધોક્ષજિ**–વિષ્ણુમાં–( सं. अधस् + अक्षज–अधो न क्षीयते जातु यस्मात्तस्मादधोक्षजः મહાભારત ) **૪૩ ભગતિ૦** ( वासुदेवे "भगवति भक्तियोगः प्रयोजितः जनयत्याशु वैराग्यं ज्ञानं यत्तदहेतुकम् । અ. ૨. શ્લો. ૭ ) **૪૪** 'ભગવાન' ( માં ). **સોપાન**–પગથીયાં, ક્રમ. પુણ્ય૦–( शुश्रूषोः श्रद्दधानस्य वासुदेवकथारुचिः । स्यान्महत्सेवया विप्राः पुण्यतीर्थनिषेवणात् ॥ અ. ૨, શ્લો. ૧૬ ) **સંવાદ**–(વિવાદ–ડાચા કૂટણી, વિતંડાથી ઉલટો.) **પ્રસાદ**–કૃપા. **૪૫ અનેકિ**–( પુલ્લિંગ પ્રથમાના બહુવચનનો પ્રત્યય 'ઇ'. અનેક + ઇ. ) ભોગનું વિશેષણ. **તુલાં**–તુલામાં ( તુલા + અમ્–પ્રાચીન અવ્યય પ્રત્યય 'અમ્' લાગ્યો છે. ), મુકાબલામાં. "અનેક ભોગોનું સુખ રાત્રિદિન લેયાં કરો, પણ તે સુખ જેવું ભગવાન અને ભક્તનો સંગ થતાં મળે છે, તેની હારમાં એક લવ–કણ માત્ર પણ ન જ આવે." ) ( एवं प्रसन्नमनसो

भगवद्भक्तियोगतः । भगवत्तत्त्वविज्ञानं मुक्तसंगस्य जायते ॥ અ. ૨, શ્લો. ૨૦ ) **૪૬-૫૦** (૩), (૪) અને (૫) ના ઉત્તર. **૪૬** **હુવઇ**-હવે. **અંશ**-यस्यांशांशेन सृज्यन्ते देवतिर्यङ्नरादयः ॥ અ. ૩. ૫. **કલા**-( कलाः सर्वे हरेरेव स प्रजापतयस्तथा। અ. ૩. ૨૭ ) **૪૭** દશ મુખ્ય અવતારની નામ-ગણના. **૪૮** 'સ્વાયંભુવ' 'સનક, સનંદન, સનાતન અને સનત્કુમાર એ કુમારસૃષ્ટિ. **૪૯** 'મોહિનીથી'. **૫૦ આપણુ-પઈ**-પોતે, સ્વયં ( एते चांशकलाः पुंसः कृष्णस्तु भगवान्स्वयम् । અ. ૩. ૨૮ ) ( સં. आत्मन्-પ્રા. આપુણ; 'પોતે' એ અર્થમાં 'આત્મત્વ'-અપ્પપ્પ-આત્મત્વકં-અપ્પપ્પણઉ વા આપ્પપ્પઉ તે ઉપરથી 'આપણપું' વા આપોપું; એટલે આપણપ+ઇ (તૃતીયા). **પરધાન**-પ્રધાન, મુખ્ય. પંચઇ-પંચિ--પ્રથમા-બહુવચન ) પ્રશ્નો. **ચુવીસઇ**-( પ્રથમા બહુ વચન ) ચુવીસિ, ૨૪ અવતાર; જોકે કવિ અહીં ૨૪ હોવાનું અને શ્રીમદ્‌ભાગવતમાં ૨૪ આપ્યાનું કહેવાયું છે, પરંતુ પ્રથમ સ્કંધ અધ્યાય ૨ અને શ્લોક ૨૩--૨૬ માં માત્ર ૨૨ ની નીચે પ્રમાણે અંકેઅંક ગણના કરેલી છે અને તે પછી अवतारा ह्यसंख्येया हरेः सत्वनिधेर्द्विजाः। ( અ. ૩, ૨૬ ) ૧ બ્રહ્મા, ૨ વરાહ, ૩ નારદ, ૪ નરનારાયણ, ૫ કપિલ, ૬ દત્તાત્રેય, ૭ યજ્ઞ, ૮ ઋષભદેવ, ૯ પૃથુ, ૧૦ મત્સ્ય, ૧૧ કૂર્મ, ૧૨ ધન્વન્તરિ, ૧૩ મોહિની, ૧૪ નૃસિંહ, ૧૫ વામન, ૧૬ પરશુરામ, ૧૭ વેદવ્યાસ, ૧૮ રામ, ૧૯ બલરામ, ૨૦ કૃષ્ણ, ૨૧ બુદ્ધ, ૨૨ કલ્કી. અને સામાન્ય રીતિએ દશ મુખ્ય અવતાર આ છેઃ-૧ મત્સ્ય, ૨ કૂર્મ, ૩ વરાહ, ૪ નૃસિંહ, ૫ વામન, ૬ પરશુરામ, ૭ રામ, ૮ કૃષ્ણ, ૯ બુદ્ધ અને ૧૦ કલ્કી. પરંતુ શ્રીમદ્‌ભાગવતનો ક્રમ આથી ઉલટો અને વિશેષ વિસ્તૃત છે. સામાન્ય માન્યતા તો ૨૪ અવતાર હોવાની બંધાઇ છે. ઉપર બે નથી આવ્યા પણ પ્રચલિત છે, તે આ છેઃ-૨૩ નારદ અને ૨૪ સ્વાયંભૂ મનુ.

**પા. ૩૧-૩. ૫૧** કડીમાં કહેલું પ્રકરણ બીજું. અ. ૩ ના ૨૯ માથી તે આખો અ. ૪ થો કવિએ છોડયો છે. **સુચંગ**--વિશેષ સુંદર

( सं. તેમ ફા. મૂળ અર્થ શુદ્ધ, 'મન હોય ચંગા' सु + चंग ) **ત્રિણી**–'ત્રિણિ' જોઇએ, બહુવચન–૫, ૬ અને ૭ મો અધ્યાય. **પ૨** **તેણઇ**–'ભારત સઘળાં શાસ્ત્રોમાં સાર, ઉત્કૃષ્ટ હોઇને' 'એ કારણે' તેનાં ૧૮ પર્વ ઉત્તમ લેખાય છે.' ( અ. ૫. ૨. ) ( **महदद्भुतम्–सर्वार्थपरिबृंहितम्**–અ. ૫. ૩ ) **એહિત**–'સહિત' જોઇએ. **રૂઅડાં**– ( રૂપ + ડાં–તદ્ધિત પ્રત્યય 'ડ', ल ને બદલે, જેમ 'માંસલ' ) રૂપાળાં, સુંદર રહસ્યવાળાં. **પંચ રત્ન**–૧ ભગવદ્ગીતા, ૨ વિષ્ણુસહસ્રનામ, ૩ ભીષ્મસ્તવરાજ, ૪ ગજેન્દ્રમોક્ષ, અને ૫ અનુસ્મૃતિ. **પ૩** કષ્ટ– મનનો સંતાપ–( 'પામતા હતા' અધ્યાહાર છે.) અ. ૫, ૪. **મિલિયા**– ( નારદ ) મળ્યા. ( सं. मिल् ) 'સવાલક્ષ ( અનુષ્ટુભ્ ) શ્લોકના પૂરનું'. **કીધુ**–'કીધૂં' જોઇએ. 'હૈયૂં પરિતાપને તજતું નથી.' (**नात्मा परितुष्यते** मे અ. ૫. ૫ ) **પ૪–૬૦** માં અધ્યાય ૫ માના શ્લો. ૫ થી ૨૨ નો સાર. **પ૪** "પ્રકૃતિથી નિંદિત કામ્ય કર્મમાં નિરત અને ફલની ઇચ્છાથી ધર્મ–અર્થ અને કામમાં નિમગ્ન લોક છે, તેમને હે વ્યાસ ! 'તંઇ' તેં એવા જ ધર્માદિનું નિરૂપણ કરનારાં પુરાણ, ભારત આદિ રચીને તેવા જ ધર્મ આચરવાને પ્રેર્યા અને શાસ્ત્રરૂપી શકટ– ગાડાએ જોડયા છે;" એટલે કે એ પુરાણો, ભારત અને શાસ્ત્રોનું રહસ્ય ન સમજતાં માત્ર તેનો શબ્દભાર ખેંચવાના, ખાલી કર્મો કર્યા જવાના કાર્યમાં તેં જ પ્રેર્યા છે. ૫૫–૫૬, "એમાં વિચિત્ર–શું કરવું, કેમ કરવું, કેટલું કરવું આદિના વિચારમાં મોહ પમાડનારાં, વિષ્ણુ- ભક્તિરૂપી એક જ સીધા માર્ગને નહીં દાખવનારાં, તારાં એ વચન પવિત્ર કૃષ્ણકથા તેમાં નિર્ભર ન હોઇને શા કામનાં ? શો શુભ હેતુ સધાવનારાં થાય ?" **કવણ કાજિ** શા કામનાં ? "અનેક પુષ્પિત વચનો અને અલંકારભરી વાણીના ઘાટ ઘડયા, પણ રહસ્ય અવગત ન કરાવાયું, તેથી શું વળ્યું ? તેનિ–એવી વાણી તો છાર—મટોડા જેવી છે એમ નિશ્ચઇ નિશ્ચયે જાણજે." ( **न यद्वचश्चित्रपदं हरेर्यशो जगत्पवित्रं प्रगृणीत कर्हिचित्। तद्वायसं तीर्थमुशन्ति मानसा न यत्र हंसा**

निरमन्स्युशिक्षया: અ. ૫. ૧૦ ) **માન સરોવરિ**–માનસ સરોવરમાં. તેની ઉત્પત્તિ कैलासशिखरे राम मनसा निर्मितं सरः । ब्रह्मणा प्रागिदं यस्मात्तदभून्मानसं सरः રામાયણ. હિમાલયના કૈલાસ શિખર ઉપર આવેલું આ વિશાળ અને અફાટ સરોવર હંસોનું સ્થાન લેખાય છે. આડે દિને, બીજી ઋતુઓમાં અન્યત્ર ગયેલા હંસો મેઘ છવાતાં જે વર્ષા ઋતુ આવતાં અવશ્યે આ સરોવરમાં આવે છે. જુઓ–मेघश्यामा दिशोः०–વિક્રમોર્વશીય, અં. ૪. શ્લો. ૧૪. વળી यस्यास्तोये कृत-वसतयो मानसं संनिकृष्टं नाध्यासन्ति व्यपगतशुचस्त्वामपि पेक्ष्य हंसाः ॥ મેઘદૂત ૭૬. "માન સરોવરિ–મનને, હૃદયમાં સીધો આલ્હાદ આપનાર, પ્રભુકથારૂપી સરોવરમાં હંસરૂપ ભક્તજનો રમે, વાણી-વિલાસ, હરિકથાથી રહિત શોભનશોભનવાળી વાણીરૂપી તીર્થોમાં તો કાગડા જ મોજ માણે." "ફલાસક્તિ વિનાનું કર્મ ( નૈષ્કર્મ્ય ) પ્રતિપાદન કરનારૂં, નિરંજન અને અમલ જ્ઞાન ( ધ્યાન ) ભલે સુંદર હોય તો પણ જો તે અચ્યુત–ભગવાનના ભાવથી વર્જિત–રહિત હોય તો તે સોહે નહીં, શોભતું નથી. ( અ. ૫. શ્લો. ૧૨ ) ૫૭ સ્વકર્મ–જન્મથી પ્રાપ્ત વ્યવહાર. **તિજઇ**–તજે, છોડે. અ. ૫. શ્લો. ૧૭ મો જુઓ त्यक्त्वा स्वधर्मं० **તુહિ**–તોહે તો જ. **માછર્ય**–મત્સરપણું, અસ્મિતા. **શું**–કેવું, કેટલું અર્થાત્ અમર્યાદ. **કહીઇ**–કહેવાય. "વિષ્ણુભક્ત પોતાના ધર્મને તજવા છતાં શ્રી હરિની ભક્તિ કરતો હોવાથી, તે યોગ્ય માર્ગે વળેલો હોઇને પરમાનંદને પામે છે, તો પછી મત્સર રહિત થઇને નિરંતર હરિને સેવનાર પરમાનંદને પામે એમાં તે કહેવાપણું શું હોય ?" ૫૮ **અબદ્ધ**–સારી, સુલલિત, સુશ્લિષ્ટ શબ્દરચનાથી બાંધેલો ન હોય તે. **વાગ્વિસર્ગ**–વાણિવિલાસ. "મનુષ્યનાં પાપનો ક્ષય કરે તે જ ખરો વાગ્વિસર્ગ–વિલાસ, અને જો તે અબદ્ધ હોય તોયે સાર–ઉત્તમ તત્ત્વવાળો જ હુઇ–હોય; ( કારણ ) યત્ર–જેમાં એમાં અનંત–વિષ્ણુનાં નામો યશોંકિત થયાં છે, જડાયાં છે, તેવી જ વાણીને સંત પુરુષો ભણે,

સાંભળે અને સંગ્રહે છે." ( વિચારો: तद्वाग्विसर्गो जनताघविप्लवो यस्मिन् प्रतिश्लोकमबद्धवत्यपि । नामान्यनन्तस्य यशोऽङ्कितानि यच्छृण्वन्ति गायन्ति गृणन्ति साधवः अ. ५. ११ ) **૫૯ પરમહંસ**–નિષ્કામયોગી, વિરક્ત સંતને પહેલી ભક્તિ અને તે પછી વિરક્તિ–વાસનાત્યાગ એ બે ભાગવત-ધર્મ પ્રિય–વલ્લભ છે ( અ. ૪. ૩૧ ) **૬૦** ( चतुर्विधा भिक्षवस्ते कुटीचकबहूदकौ । हंसः परमहंसश्च यो यः पश्चात्स उत्तमः મહાભારત ) નારદાજ્ઞા : **કહિ**–કહે, વર્ણવ. **હેત**–હેતુ, 'ભવબંધનના વિનાશનું કારણ.' **હેત**–હેતુ, કારણ. વરણવિ–( વાસુદેવને ) વર્ણવ. **એકાન્તિ**–નિરપેક્ષ, નિર્ભર રીતિએ. તેણે કરીને, વિષ્ણુના ગુણના કથનથી. **પામિસિ**–પામશે. ( વિચારો: उरुक्रमस्याखिलबंधमुक्तये समाधिनाऽनुस्मर तद्विचेष्टितम् । અ. ૫. ૧૩ ) **સંકેત**–'સમાધિ' ભાષાથી. "ભાષા ત્રણ પ્રકારની કહેવાય છે: દર્શન, ગુપ્ત અને સમાધિ: યથાસ્થિત વસ્તુના લક્ષણનું કથન કરનારી સમાધિ ભાષા કહેવાય છે." ૬૧–૬૪ ( અ. ૫. શ્લો. ૨૩ થી ૪૦નો સાર ) **૬૧ દાસીપુત્ર**–" કોઇ એક વેદવાદી બ્રાહ્મણથી તેની દાસીને પેટે જન્મેલો પુત્ર." અહીંથી અધ્યાય છઠ્ઠો ચાલુ થયો. **૬૨** 'કરૂં': 'ધરૂં'. "આજ્ઞા કહે તે માથે ઉપાડી લઊં." રિષિ–ઋષિ. **દ્વાદશ** અક્ષર મંત્ર: 'ॐ नमो भगवते वासुदेवाय' ભાગવતમાં આ કથન છે: ज्ञानं गुह्यतमं यत्तत्साक्षाद्भगवतोदितम् । કવિ તેને મંત્ર કહે છે. સાધનભૂત ધર્મતત્ત્વનું જ્ઞાન–ગુહ્ય, દેહભિન્ન આત્માનું જ્ઞાન–ગુહ્યતર, અને આત્મજ્ઞાન દ્વારા બ્રહ્મજ્ઞાન એ ગુહ્યતમ. **સમવાય**–સમવાય–ઇ, સમવાયથી, સત્સંગથી. જાણ્યું–'જાણ્યુ'–જોઇએ. **નારદપણું**–મનુષ્યોને તેમના ધર્મનું યથાર્થ ભાન કરાવવાનો ગુણ ( नरस्य धर्मे नारं तत् ददाति स नारदः । બ્રહ્મદેવના દશ માનસ પુત્રમાંના એક; મૂર્તિમંત ભગવદ્ભક્તિ. **૬૪ કરિ**–કર. "ગોવિંદના નિજના ગુણોનો પ્રકાશ." ( ૬ ઠ્ઠા અધ્યાયમાંથી નારદના ઉત્તર-જીવનનો ભાગ કવિએ છોડયો છે. ) **૬૫** ( અ. ૭. શ્લો. ૧–૭ નો સાર ). **૬૫ દશ**–પાના ૨૨૦ મા માં કહ્યાં છે તે. **૬૬ અધિકારી.** શુક

( निवृत्तिनिरतः सर्वत्रोपेक्षको मुनिः आत्मारामः ) **ભણાવ્યા**–( શુકદેવ કર્તા: સંસ્કૃત વાક્યશૈલિ; નવી શૈલિ: શુકદેવને ભણાવ્યું. ) **ઉત્તમ** ( જુઓ અ. ૭. ૧૧ ) **રાય**–રાયને, રાય આગળ. ૬૭ **તપિ**–તપે, ક્લેશ આપે. **અઇઠા** ( સં. उपविश–પ્રા. ઉવઇસ, વઇસ, બઇસ ) **પ્રસંગિ**–(એવે) પ્રસંગે; **મિલિયા**–મળ્યા અને "મેં ત્યાં આ ભાગવત સાંભળ્યું."

પા. ૩૩–૩૯ ૬૮ **મિલીયુ**—મળ્યો, થયો. **શુકસમવાય**–શુક આદિનો સમૂહ, ભાગવતો, ઋષિજનો આદિ. **પામ્યુ**–પામ્યો. **વર્ણવિ** ( આજ્ઞાર્થ ) વર્ણવો. **વિસ્તારી**–વિસ્તારવાળી. ૬૯ **સુણિ**–સુણ, સાંભળ. **સાત૦**–સાત દિવસ ચાલતી ભાગવત સપ્તાહનું મૂળ અહીંથી છે; સમાન્ય રીતે ભાદ્રપદિ સુદિ ૭ થી ૧૫ પૂર્ણિમા પર્યંત તેનો સમય નિયત છે. **અનેકિ** ( બહુવચન ). **કહીસ**–( હું ) કહીશ. ૭૦ **અંતિ**–મહાભારતનો રણસંગ્રામ પૂરો થતાં, એટલે કે મરણને શરણ થતા દુર્યોધનનો જીવ નીકળતો ન હતો તે વેળા દ્રોણસુત અશ્વત્થામાએ તેનું પ્રિય કરવાને નપાંડવી પૃથ્વી કરવાની અને પાંચાલોને હણવાની તેની સન્મુખ જે પ્રતિજ્ઞા લીધી હતી તે પાળવાને તેણે દ્રૌપદીના પાંચે પુત્રોને એક જ રાતમાં માર્યા. ( જુઓ મહા૦ સૌપ્તિક પર્વ અ. ૧૩ અને ૧૫. અને આખોએ પ્રસંગ ૯ થી ૧૫ અધ્યાયમાં અવલોકવો. ) આથી સ્વાભાવિકરીતે પુત્રોના ખૂનનું વેર લેવાની વૃત્તિ દ્રૌપદીને થઇ અને અર્જુન અશ્વત્થામાને મારવા નીકળ્યો. અશ્વત્થામાએ પાંડવપ્રાણ હરવા બ્રહ્મશિર અસ્ત્ર સામું છોડયું. શ્રી કૃષ્ણની પ્રેરણાથી સામું બ્રહ્માસ્ત્ર છોડી અર્જુને તેને હતતેજ કર્યું. ( અ. ૭. શ્લો. ૧૨–૫૮ ) 'દ્રોણસુતઇ' ( 'ઇ' ધસાઇ ગયો ) **શ્રી રંગિ**–શ્રીરંગે, કૃષ્ણે. **હરિવા**–હરવા. **પાંડવ-પ્રાણ**–પાંડવોના પ્રાણને તેમ જ તેમના પ્રાણરૂપ, ઉત્તરાના ગર્ભમાં રહેલા સુત પરીક્ષિતને. **રાખ્યા**–પાંડવોને રક્ષ્યા. **કુન્તીતવન**–કુન્તીના સ્તવનને ( તણઇ–તણે–ને; પ્રસંગિ–પ્રસંગે ) શ્રીકૃષ્ણ દ્વારિકા જવા રથે ચડતા હતા ત્યાં અભિમન્યુની વિધવા સ્ત્રી સગર્ભા ઉત્તરાએ દોડતાં આવી પોતાના ગર્ભને હણવા અશ્વત્થામાએ

મૂકેલું બાણ દાખવી રક્ષા માગી. તે જ ક્ષણે પાંચ પાંડવોને હણવા માટે બાણ. તેણે આવાં પાંચ બાણ છોડેલાં દેખાયાં. શ્રીકૃષ્ણે સુદર્શન ચક્રથી તેના ગર્ભનું અને પાંડવોનું રક્ષણ કર્યું. ( અ. ૮. શ્લો. ૭–૧૬. ) આથી કુન્તીએ કૃષ્ણનું સ્તવન કર્યું. ( અ. ૮. શ્લો. ૧૮–૪૩ ). **શરણાગતિ**–( બહુવચન ) શરણે આવેલા પાંડવોને. ૭૧ **શરશય્યા**–ઇ–બાણશય્યા ઉપર. ભીષ્મ સંગ્રામના દશમે દિવસે હણાયા ત્યારે દક્ષિણાયનના સૂર્ય હતા, તેથી મૃત્યુજિત ભીષ્મે જીવ ન કાઢતાં રોક્યો અને અર્જુને કરી આપેલી બાણશય્યા ઉપર ઉત્તરાયણના સૂર્યની રાહ જોતા પડ્યા હતા. ત્યાં સંગ્રામ પત્યા પછી શ્રીકૃષ્ણ સાથે યુધિષ્ઠિરાદિ પાંડવો આવ્યા. ( અ. ૯. શ્લો. ૧–૮ ). 'યુધિષ્ઠિર–ઇ' યુધિષ્ઠિરે વર્ણો અને આશ્રમોના ( નિજ ) તે તેના અંગના ધર્મ ભીષ્મને પૂછ્યા. ( શ્લો. ૨૬–૨૮ ) ( શાન્તિપર્વ અધ્યાય ૫૫ માંથી ૩૬૫, અને અનુશાસન પર્વના ૧૬૬ અધ્યાય. ) ભીષ્મે એ સહુનું કારણ–મૂળ કહ્યું અને પોતાનું પદ (નિર્વાણ) પામ્યા. **આપણૂં**–( सं आत्मन् ) પોતાનું પદ ( મુક્તિ ). **પામ્યુ**–પામ્યો. ( અનુશાસન અ. ૧૬૮ ) ૭૨ 'યાદવોને આવી મળ્યા' ( અ. ૧૦–૧૧ ). **પરીક્ષિત**–( स एव लोकविख्यातः परीक्षिदिति यत्प्रभुः । गर्भदृष्टमनुध्यायन्परीक्षेत नरेष्विह ॥ ३० ॥ **શ્રોતા**–ભાગવતના ઉત્તમ અધિકારી શ્રોતા. 'રાજા યુધિષ્ઠિરે ઘણો ઉત્સવ કીધો.' ( અ. ૧૨ ) ૭૩ **કાપડી વેષઇ**–કાપડીને, સાધુને વેષે, ( હે. દે. कंपडो, सं. पथिकः ) 'ભગવું કપડું', 'ભગવી ચીંદડી' એ શબ્દો સાધુ–બ્રહ્મચારી અને સંન્યાસીને માટે વપરાય છે. યાત્રાળુ સામાન્ય રીતે બ્રહ્મચારી–સાધુને વેષે નીકળે, એવી પદ્ધતિ હતી. 'કૂડથી કાપડી વેષ વપુએ ધર્યો, માગવા મધુકરી તરત આવ્યો.' અંગદવિષ્ટિ–શામળ ). **આવ્યુ**.–( આવ્યો ) 'મહાભારત સંગ્રામથી કંટાળી તીર્થયાત્રા કરવા નીકળેલા વિદુરજી હસ્તિનાપુર પાછા આવ્યા.' **ધર્મપુત્ર–ઇ**–યુધિષ્ઠિરે. **કેતલા**–કેટલાએક. ( અ. ૧૩. શ્લો. ૧–૧૭) **વસ્યુ**–વસ્યો. (૧૩) ૭૪ **એકલુ**–( એકલ + ઉ ) એકલો, 'એકાંત મળતાં ધૃતરાષ્ટ્રને

બોધ દીધો અને પુત્રાદિ મરવા છતાં, જેનું પોતે તો સદાયે અહિત કરેલું એવા પાંડવોને અધીન રહી પેટ ભરવું પડતું હોવા છતાં હજી કેમ સંસારની ઉપરથી આસક્તિ નથી ઉઠતી, એવાં મર્મ-'મ્હેણાં ટોણાં'નાં વચન કહ્યાં. **ભેદ**-ભેદભર્યાં, ઊંડાં રહસ્યવાળાં. (અ.૧૩. ૧૭-૨૬) **રાજા**-ધૃતરાષ્ટ્ર. **નિર્વેદ**-(સં.) વિરક્તિ. અણુરાગ. **પામ્યુ**-પામ્યો. ૭૫ **ચાલ્યુ**-ચાલ્યો. **ઉત્તર દિશિ**-હિમાચળ તરફ. 'યુધિષ્ઠિર ન જાણે તેમ રતોવાઇ ધૃતરાષ્ટ્ર, વિદુર અને ગાંધારી સાથે વનમાં સંચર્યા.' **યોગયુગતિઇ**-યોગની યુક્તિથી, યોગાચરણથી. **છંડયા**-છોડયા. ૭૬ 'પ્રભાતમાં નિત્ય નિયમ પ્રમાણે પિતા-ધૃતરાષ્ટ્ર-ના પાય પૂજવા જતાં.' **દેખઇ**-દેખે. **ઘણુ**-ઘણું (સં ઘન), ૭૭ **દેવરિષિ**-દેવર્ષિ, નારદ. **તેણઇ**-તે. **ખવ(ઇ)**-પળે( સં. क्षण ). **સાંભલિ**-(આજ્ઞાર્થ)-સાંભળ. **હિતારથ**-હિતાર્થ, હિત-કલ્યાણને સાધનાર વચન. "જો ધ્રુવ-શાશ્વત મનાતા-સમજાતા ( જે વાસ્તવિક રીતે ધ્રુવ નથી જ એ ) લોકને અધ્રુવ-નાશવંત તું માનીશ-સમજીશ, તો એવા લોકનો નાશ (અદર્શન) થવાથી તને શોક ઘટશે નહીં." (નારદનો બોધ અ. ૧૩. શ્લો. ૩૮-૪૮) ૪૯ થી ૫૭ શ્લોકથી ધૃતરાષ્ટ્રની વનમાં થનારી ગતિ કહી છે, પણ કવિ એ ભાગ છોડી દે છે. ૭૮ **વલી**૦-આ કથન ભાગવતમાં નથી. અ. ૧૪ ના ૨૧ શ્લોકમાં અર્જુન દ્વારકાથી નહીં આવ્યાથી, ભાવિના અપશુકનો યુધિષ્ઠિરને થાય છે તે વર્ણવ્યા છે; કવિ દંતકથા પ્રમાણે નારદ પાસે 'કલિયુગે' પ્રવેશ કર્યો, રાતદિવસમાં અસંભવ લાગતી વાત તું સાંભળીશ' એ કથન દ્વારા (શ્લો. ૯ માં સૂચિત) સંસારમાંથી ઉદાંતરી કરવાની ચેતવણી યુધિષ્ઠિરને અપાવી. **અસંભમ**-ન બને એવી. ૭૯ **નયર**-નગર. **તેતલઇ**-તેટલામાં. **ગ્યા**-ગયા. **આવ્યુ**-આવ્યો. 'મુખ અને મન કરમાણાં, મ્લાન ગ્લાનિભર્યાં હતાં!' ( उद्विग्नहृदयं विच्छायं ૨૪ ) ૮૦ **કહિનઇ**-કહી દેને. **મર્મ**-તારૂં મોં કેમ પડયું છે તેનું રહસ્ય, કારણ. કુદરતી રીતે નિર્દોષ, ધર્મજ્ઞ યુધિષ્ઠિર ગ્લાનિયુક્ત અર્જુનને જોતાં તેણે કાંઇક અધર્મ કર્યાનો સંશય ઉઠાવી ( સામાન્ય )

પાપકર્મ કર્યાં હોય તો તેની પૃચ્છા કરે છે. કવિ ( અ. ૧૪. ૨૫ થી ૪૪ શ્લોક છોડી દઇ. તેને બદલે ) પોતાના સમયનાં પ્રચલિત પાપકર્મો અહીં પૂછાવે છે. **તિં**–તેં. **કિહુ**–કોઇ પ્રકારનો. **કૂડી**–(સં कुट) જૂઠી. **પીઆરી**–પારકી. **ભરી**–આપી. ૮૧ 'વચનનો લોપ લોભથી તેં કર્યો ?' 'શ્રીકૃષ્ણ રૂપી સૂર–સૂર્ય અસ્ત થયો, પરલોકે સીધાર્યો ?' ૮૨ **સુત ઇન્દ્ર**–ઇન્દ્રનો સુત, અર્જુન. 'હું બાંધવ ગોવિંદથી વંચ્યું, વંચિત થયો.' ( સંસ્કૃતાનુસારી રચના ) ( वञ्चितोऽहं महाराज हरिणा बंधुरूपिणा અ.૧૫. ૫) **માઇ**–માયે, સમાયે, **પગિ**–પગે. ૮૩ **રડંતુ**–રડતો. **પૂછયું**–પૂછયો–(पृष्टः). **કહ્યુ**–(कथितः) **મહિમાય**–હકીકત. 'શ્રીકૃષ્ણ સ્વધામ સીધારતાં તેમની સ્ત્રીઓને દ્વારકાથી હસ્તિનાપુર લાવતાં માર્ગે જે કાંઇ વીત્યું હતું, કાબાઓને હાથે લૂંટાયો અને હાર્યો હતો તેની સઘળીયે વાત કરી. ( અ. ૧૫. શ્લો. ૫ થી ૨૭. ) "કૃષ્ણે યાદવો સાથે દેહ છોડયો, મને પણ તેણેઅંતે આ શિખામણ આપી." ૮૪ ભાગવતમાં કૃષ્ણનું આવું સ્પષ્ટ કથન નથી. પણ અર્જુને ગીતાના પ્રતિબોધથી એ ઉપજાવ્યું છે. **લાગુ**–લાગ્યો. શરૂ થયો. **અનેકિ**–( બહુ વચન ) 'પાપો પ્રવર્ત્યાં.' **રહુ**–રહો, રહેતાં. 'હવે એક પણ દિવસ વધારે તમારે સંસારમાં ન રહેવું. પણ વનચારી થવું.' 'રાજના મોહમાં પડીને રાજ નહીં છોડો તો દ્રૌપદીને નિમિત્ત તમે ભાઇઓ અંદર અંદર વઢી મરશો, કપાઈ મરશો.' "કનક, અને કામિની કલહનું કારણ." ૮૫ **પુત્ર**–પૌત્ર. **રાજિ**–રાજ્યે, રાજ્યપાટે. **બઇસારિ**–(આજ્ઞાર્થ) બેસારો. **રાજા**–યુધિષ્ઠિર. 'મ લાઉ વાર'–વેળા માં લગાડશો, વિલંબ ન કરતા. **પરહરૂ**–પરહરો. ૮૬ **અનશનિ**–ભૂખ્યા રહેવાનો, અશન વિનાનો. **પહિરણ**–(સં.परिधान) પહેરવામાં વૃક્ષની છાલ. **સંઘાતિ**–સંગાથે. **લીધ**–લીધા. **હિમપંથિ**–હિમાલયને પંથે, ઉત્તર દિશામાં. ( જુઓ: અ. ૧૫. શ્લો. ૪૦ થી ૪૮ ) ૮૭–૮૮ ( અ. ૧૬ ) પાક્ષ૯૦–સત્તરે શ્લોકોનો સાર. 'રાજાઇ દીઠા' "અને ધરાધર્મનો વિચિત્ર–અટપટાં રહસ્યોથી ભરપૂર સંવાદ સાંભળ્યો." ધર્મે વૃષભનું

અને ધરાએ ગાયનું રૂપ લીધું હતું. ધર્મના ત્રણ પાય (જુઓ ૮૮) કપાયા હતા અને ધરા 'વિચ્છાયા,' 'અશ્રુવદના' અને 'વિવત્સા' જેવી શોકાતુર હતી. (અ.૧૬.શ્લો. ૧૮) ધર્મે તેને શોકનાં કારણો સવિગત પૂછ્યાં (અ.૧૬. શ્લો. ૧૮ થી ૨૪) ધરાએ અધર્મ વાધ્યાથી અને વિષ્ણુએ સ્વધામગમન કર્યાથી પોતે શોકગ્રસ્ત હોવાનું કહ્યું. (અ. ૧૬.શ્લો. ૨૫ થી ૩૬) કવિ આ ઉત્તમ શ્રવણીય સંવાદ સમગ્ર ઉડાવે છે. (અ. ૧૭) શૂદ્રને નરપતિના વેષે ફરવાનો અને શિરે છત્ર ધરવાનો અધિકાર ન હોવા છતાં તેવા વેષે અને તેવાં રાજચિહ્નોથી અંકિત જોયો. તે ગાય અને બળદને મારતો હતો. વૃષભ માત્ર એક જ પગે ચાલતો હતો. 'वेपमानं पदैकेन सीदन्तं शूद्रताडितम्' અ. ૧૭ । ૨ દૃષ્ટિ–ઇ–નજરે–૮૮ પરીક્ષિતે આવું દશ્ય જોઇ શૂદ્ર રાજા ગાય વૃષભને શા માંટે હણે છે એવો સવાલ કર્યો. ૫–૬ ધર્મને ચાર પગ સત્ય, તપ, શુદ્ધિ ( શૌચ ), અને દયા, એ ચાર પગ લેખાય છે. તેમાંથી સત્યયુગ વીતતાં ત્રેતામાં ગર્વ જામતાં તપનો નાશ થયો. દ્વાપરમાં આસક્તિ જામતાં શુદ્ધિ નાઠી અને કલિયુગ આવતાં મદ જામ્યો અને દયા પળી; માત્ર સત્યરૂપી ચોથો પાય રહ્યો. 'तपः शौचं दया सत्यमितिपादाः प्रकीर्तिताः । अधर्माशैस्त्रयो भग्नाः स्मयसङ्गमदैस्तव' (શ્લો. ૨૪). ધર્મને અને ધરાને તેમની પામર સ્થિતિ વિષે પૂછ્યું. (શ્લો. ૧૭–૨૦) ધર્મનું કથન સાંભળી રાજાએ ધર્મ અને ધરાને સાંત્વન આપ્યું. (શ્લો. ૨૧–૨૭) પછી શૂદ્રને પ્રશ્ન કર્યો: 'હે પાપિષ્ટ ! કવણ (કાજિ)–શા કારણે ગાયને મારવાનું આ (એ) નિંદાપાત્ર અને દુષ્ટ કર્મ કરી રહ્યો છે ? મને રાજ કરતો તું જાણતો નથી ? જે આવું કર્મ કરશે તેનું માથું હું આજે છેદીશ.' છેદિશિ–(હું) છેદીશ. (શ્લો. ૨૭–૩૪) ૯૦ રાય–રાયે. તિજી–તજી, છોડી. લાગુ–લાગ્યો (અને બોલ્યો:) 'હું શૂદ્ર નથી, કલિયુગ છું, મને વસવાને ઠામ આપો, એટલે આવું અપકૃત્ય છોડી કહો ત્યાં રહું.' આપુ–આપો. ૯૧ स्थानानि कलये ददौ। द्यूतं पानं स्त्रियः सूना यत्राधर्मश्चतुर्विधः (૩૬–૩૮) અહીં સ્ત્રીસામાન્ય કહી છે: કવિ સામાન્ય રીતે રજસ્વલા સ્ત્રી અપવિત્ર અને અસ્પૃસ્ય લેખાતી

હોવાથી કુદરતી રીતે તેને એ ચાર દિવસ દરમ્યાન કલિયુગનું ઠામ કહે છે. **મૂકિ**–મૂક. **કલા**–અંશ. **૯૨ સૂના**–હિંસા. 'જીવમાત્રનો દ્રોહ કરવો, છેહ દેવો, કાયા વાણી અને મનથી પણ દૂભવવો એ હિંસા ગણાય છે.' **ચુથુ આપ્યુ**–ચોથો આપ્યો. દ્યૂતથી સત્યનો, મદિરાપાનથી તપનો, આસક્તિથી શૌચનો, અને હિંસાથી દયાનો નાશ થાય છે, અને એ ચાર જ્યાં હોય ત્યાં ધર્મ નથી, પણ અધર્મ છે. **૯૩ વીનતીઃ** એ ચાર ઠામમાં મારો સમાવેશ થઇ નહીં શકે, મારે એથી વધુ સ્થળો જોઇએ છે. એક રીતે વધુ સ્થાનકોની માગણી દ્વારા જગતમાં કલિયુગમાં વધેલા અધર્મનાં સ્થાનોના વિસ્તારનું વર્ણન કરાવે છે. **કહિ**–કહે. **ઉગરતુ**–ઉપલાં ચાર સ્થાનોમાં રહેતાં છતાં જેટલા અંશો સમાવા બાકી રહ્યા હોય તેનો 'સોના'–લક્ષ્મીમાં સમાસ કરજે. ( सं. उद् + गृ ) ઉગરતો, બાકી રહેલો. जातरूपमदात् प्रभुः ૩૯ ટુંકમાં 'અનૃત, મદ, કામ, રજોગુણ અને વેર' એ પાંચ સ્થાન અધર્મના પ્રભવ કલિને આપ્યાં. (શ્લો. ૩૯–૪૦). ૯૪ થી ૧૦૧ દ્વારા કવિએ ધનથી થતાં પાપ વર્ણવ્યાં છે. આ ભાગ ભાગવતમાં નથી, યોગવાસિષ્ઠાદિનો આધાર લીધો છે. **૯૪ કિતવપણું**–લુચ્ચાઇ, ઢોંગાઈ. **આંયાસ**–અતિશ્રમ, થાક, કંટાળો. ( शोकहर्षौ तथायासः सर्वं स्नेहात्प्रवर्तते ) **નાવિ**–ન આવઇ, ન આવે. **૯૫ આરંભ**–અતિ વેગ અને તેને અંગે ન કરવા યોગ્ય કામનો ઉપાડ. **કુટુમ્બવિષાદ**–કુટુમ્બિઓમાં વિખવાદ, કલહ. **૯૬** પુત્ર ને બાપ ધન અર્થે પરસ્પર વિરોધ કરે. **લોપિ**–લોપે, લજ્જામર્યાદાનો ભંગ, ઉલ્લંઘન કરે. **ગિણઇ**–ગણે ( सं. गण् ). અહિનિશિ–દિવસ અને રાત્રિએ. મનિ–મનમાં. ધન ઉપર ગણાવેલા ૨૬ અવગુણો ઉભા કરે. **૯૭** કવિ સવાલ ઉઠાવે છે કે ધનથી આટઆટલા અવગુણો જન્મે, વ્યાપે એમ કહો છો તો ધનથી સકલ ક્રિયાના આરંભ અને પ્રવર્તન થવાનો મહિમા કેમ ગણાવો છો? **પૂછસિ**–પૂછશે. **જન**–શ્રોતા. **તંઈ**–તેં. (કવિએ) ધનનું દૂષણ કેમ કહ્યું? ૧ જેમ જીવતો–પ્રાણવાન્ દેહ કામ

કરી શકે છે તેમ જેની કને ધન (.રૂપી પ્રાણુ) હોય તે ઉપયોગનો હોઇ જીવતો છે, બાકી ધન-પ્રાણુ વિનાનો નિર્ધન એ શબ-મરેલા દેહ જેવો નિરર્થક છે. શબ અને નિર્ધનમાં કશો ફેર-અંતર નથી. धनमर्जय० આ શ્લોક યોગવાશિષ્ઠનો ધનપ્રશંસાપ્રકરણનો છે. ૯૮ જે આવો આક્ષેપ સામો ધનની સાર્થકતાનો કરશે તેનો સંક્ષેપમાં ઉત્તર આ છેઃ જે મર્મ-ધનની ઉત્તમતાનું રહસ્ય ઋષિ-વશિષ્ઠે રાઘવ-રઘુકુલોત્પન્ન રામને કહ્યું; ધન શબ્દમાં જેમ અધર્મ સમાયો છે તેમ વિદ્યા, તપ અને ધર્મ પણ સમાયાં છે. સદુપયોગ કરનારને ધન ઉત્તમ માર્ગે લેઇ જાય અને દુરૂપયોગ કરનારને અધમ માર્ગે-નરકે લઇ જાય. શ્લો. ૨. આ, યોગવાશિષ્ટમાં જ્ઞાન-વિદ્યાપ્રશંસા પ્રકરણમાં વશિષ્ટે રામને કરેલા પ્રબોધનો શ્લોક છે. मूर्षहत-मौर्ख्यहत-(જોઇએ) મૂર્ખતાથી હણાયલું જીવિત-જીવન. शराव० જેના હાથમાં શરાવ -શાબલુ છે તે ભિક્ષાર્થીનું અટન (વધુ સારૂં). चांडालागार०-ચાંડાલોના આગાર-ઘરોનો મોહોલ્લો તેમાં. અહીં ૯૮ મી કડીમાં ધન શબ્દમાં વિદ્યા, તપ અને ધર્મ હોવાનું કહ્યું છે, એ વિવેકી ધનવંતને ઉદ્દેશીને છે. વિવેકી ધનવંત વિદ્યાવાન, તપસ્વી અને ધર્મજ્ઞ થઈ શકે, એ ખરૂં: છતાંયે ધન ન હોય તો ચાલે, પરંતુ વિદ્યા, તપ અને ધર્મ તો અવશ્યે હોવાં જોઇએ. તેથી કવિ કહે છેઃ ચાંડાલ જેવા અતિ શૂદ્રને ત્યાં જઇ પેટ ભરવા હાથમાં શાબલુ લેઇ ભિક્ષા માગવી, એ બહેતર છે, પણ અભણ જીવન ગાળવું, એ નપેતર છે. ૯૯ બીજા-ધનમાં રહેલા તપ વિષે. જાણિ-(આજ્ઞાર્થ) ત્રયાવર્ગ-ધર્મ, અર્થ અને કામ, એ પુરૂષાર્થ. પુરૂષાર્થની સિદ્ધિ એ એક પ્રકારનું તપશ્ચરણ જ છે. 'ધર્મ, અર્થ અને મનની વાંછના પૂરનાર કામ એ ત્રણે પુરૂષાર્થ સાધવાનું સાધન ધનને જાણ.' "આ (ભાગવત) પુરાણ મોક્ષપ્રાપ્તિ સંબંધી હોઇને તેમાં મનને અનુકૂળ કરે એવા અર્થમાં, સદ્-સારા (મોક્ષ) હેતુને સાધવામાં ઉપયોગી થાય એવું ધનનું લક્ષણ (શ્રોતાના) મનમાં ઠસાવવા ધનની નિંદા કરેલી છે, જે નિંદાથી તેના દુરૂપયોગ પ્રતિ ઘૃણા થાય અને ઉપયોગી અંશ

તરફ મન વળે.' **સમંધી**–સંબંધી. **૧૦૦** કવિ વિશેષ સ્પષ્ટીકરણ કરે છે. ઉપર આપેલાં વિદ્યા અને તપ સંબંધી બે દૃષ્ટાન્તો( શ્લો. ૧–૨ )માં કહેવાયલું તત્ત્વ **પ્રીછ્યૂં**–સમજાયું ન હોય તો ત્રીજો સ્પષ્ટ ઉત્તર ધનમાં ધર્મ રહ્યા સંબંધી આપું છું–**તેહનદ**–જે(યેહ) અવિવેકી ધનવંત છે તેનાં દૂષણો (મેં કવિએ) ઉપર કહ્યાં છે; અને અર્થવાદથી વિવેકી ધનવંતનાં સદ્–લક્ષણો, વિવેકી શ્રોતાએ સમજી લેવાનાં છે. સારૂં શું અને નરસું શું તેનો વિચાર કરી સારૂં ગ્રહણ કરે, એ વિવેકી; જે કશોયે ઊંડો વિચાર ન કરતાં ધન દ્વારા માત્ર વિલાસ–મોહનો જ વિચાર કરે એ અવિવેકી ધનવંત. ( સરખાવો:–यौवनं धनसंपत्तिः प्रभुत्वमविवेकिता । एकैकमप्यनर्थाय किमु यत्र चतुष्टयम् ॥ ) ३ विद्यामदः–વિનય વિનાની વિદ્યા મદને ઉશ્કેરનારી છે. ( સરખાવો:–विद्या ददाति विनयं–धनात्धर्मं ततः सुखं ) अभिजनः ઉંચા, કુલીન કુલની અહંવૃત્તિ. एते० જો વિવેકથી આ ત્રણે વિદ્યા, ધન અને કુલીનતા, તેનો સારા માર્ગે ઉપયોગ થાય તો सत–સારાં, શ્રેયઃસાધક છે, નહીં તો એનાં એ જ असत्–અપ્રિય, અનર્થ કરનાર છે. ' આ નરસા પુરૂષોના મદ છે તેમ સારાના પણ એ જ મદ છે.' ( વિચારો:–विद्या विवादाय धनं मदाय शक्तिः परेषां परपीडनाय । खलस्य, साधोर्विपरीतमेतत् ज्ञानाय दानाय च रक्षणाय ॥ ) मदाः–પાઠ दमाः; બીજા–ત્રીજા પદનું પાઠાંતરઃ एते मदा मदांधानां त एव हि सतां दमाः મદમાં અંધ થયલાંઓના આ મદ છે, પણ વિદ્યા, ધન અને કુલીનતા એ ત્રણે સત્પુરૂષોના દમ–સંયમના સાધન છે, ( આ શ્રીધરી ટીકાનું વચન છે. સ્કં. ૩. અ. ૧. શ્લો. ૪૦માં ત્રિમદથી ઉત્પથે વિચરેલા રાજાઓનો સંહાર કરવામાં પ્રભુ પાછું જોતા નથી, દયા રાખતા નથી, તેમનાં પાપની ઉપેક્ષા કરતા નથી, એમ સ્પષ્ટ કહેલું છે. **૧૦૧ કદર્ય**–કંજૂસ. ( સં. कद्–कु અધમપણું દર્શાવનારો શબ્દ + अर्यः ઉત્તમ, મુખી; અધમ ધનવંતોનો મુખી, શિરોમણિ. ) પહેલી પંક્તિ ધનમદનાં દૂષણ અને બીજી પંક્તિ ભૂષણ વર્ણવે છે. **પર ૦**–સાધુઓ નિર્દોષ વૃત્તિથી પર–પીડિતોનાં દુઃખશમન રૂપી સત્સાધન ધનથી સાધે છે. **વિવેકી**–

યોગ્ય સારા શ્રેયઃસાધક કાર્યમાં ધનનો ઉપયોગ કરનાર મોક્ષ પામે. કદર્ય અને દુરાત્મા એક પક્ષે, સાધુ અને મહાત્મા બીજા પક્ષે. અ-વિવેક અને વિવેકનાં, અને તેમાંયે બે કોટિ. **૧૦૨** ( અ. ૧૮ ) કવિ ૨૩ શ્લોક ઉત્થાનિકાના, ભગવદ્ભક્તિના શ્રવણની લાલસાના છોડી દે છે. **પ્રભાવઈ**–પૂર્વ જન્મનાં સત્કર્મોએ શ્રેયઃસાધનના જગાડેલા સંસ્કારોના બલે કરીને. રાજા વનમાં એકાકી વિચર્યો. **એકાકી**–એકલો. આવ્યુ–આવ્યો. **૧૦૩ શમીક**–આંગિરસ કુલના હતા. ભાગવતમાં માત્ર ભગવાન આંગિરસ એમ કહેલું છે. પણ ભારત આદિ. અ. ૪૦ માં 'શમીક' અને તેના પુત્રનું શૃંગી નામ આપેલું છે. મુનિ ધ્યાનમાં બેઠા હતા, એટલે રાજા આવ્યાની સંજ્ઞા તેને ન હતી, પણ રાજાએ એમ માની લીધું કે જાણી બુઝીને મને–રાજાને એણે માન–સત્કાર ન આપ્યો, આથી તે ચીઢાયો. અને ધનુષ્યની અણીથી મુઓ સાપ તેના કંઠે ભેરવ્યો. **ઘાલ્યુ**–( સં. हन् ) ઘાલ્યો. **૧૦૪** આમ કરીને તે પાછો રાજનગરે આવ્યો, પણ પોતે ખોટું કર્યું એવા વિચારથી મનમાં સંતાપ પામ્યો. (અ. ૧૯. ૧–૩). **હૃદય**–હૃદિ જોઇએ. **બલુ**–બળી જાઓ. **પડુ**–પડી જાઓ. **૧૦૫** દરમ્યાન ઋષિપુત્ર શૃંગી આવ્યો અને પિતાની આવી નિર્ભર્ત્સના થયલી જોઈ રાજાને ગાળો દેઇ શાપ દીધો. (અ. ૧૮, ૩૨–૩૮) **દુહુવ્યુ**–દુભવ્યો. **વિટજ્યુ**–(સં. वेष्ट, वींट) તેને તક્ષક નાગ વિંટી વળજો, અર્થાત્ દંશ દેઇને મારજો. **તક્ષક**–કદ્રુનો પુત્ર. છવ્વીસ જાતિના નાગમાંના એકનો અધિપતિ. પરીક્ષિતના પુત્ર જનમેજય રાજાએ પિતાના મરણના કારણ ગણી સર્પયજ્ઞ માંડી, તેમાં સઘળાં યે નાગકુલોને હોમવાનો આદર કર્યો. ૧૮ તો હોમાઇ ગયાં, પણ આસ્તિક મુનિની સમજાવટથી તક્ષક આદિ અષ્ટકુલ નાગ બચ્યા. **૧૦૬ સમય**–મર્યાદાબંધન. **વરાંસ્યુ**–( સં. वि + रस ) નિરાશ, નિરૂત્સાહ થયલો; અગર ( સં. वि + भ्रंम् ) ( પુત્રના ) મનનું સમાધાન કરતો. ભાગવતમાં તો ઋષિ રાજાને નાશનો શાપ દીધાનાં અનિષ્ટ પરિણામો વગેરે કહી પુત્રને ઠપકો દે

છે, અને રાજાને મરણ સમીપ આવતાં તે માટે ઘટતી તૈયારી કરવાનું જણાંવવા પ્રબોધે છે. (અ. ૧૮. ૪૧–૪૮) **વેગિં**–ત્વરાથી વિના વિલંબે. **કરાવુ**–(આજ્ઞાર્થ) "આ શાપની હકીગતની જાણ કરાવો, અને કહાવો; **કરિ**–યત્ન કર, જે દિવસો અંતરના રહ્યા છે તેમાં જે કરવાનું હોય તે, યત્નથી કરી લે. તારે હવે પ્રાણ નિશ્ચયે છોડવાના છે." **છાંડિશિ**–(બીજો પુરૂષ ભવિષ્ય૰ એકવચન) છોડવો પડશે. ૧૦૭ માંહિ–ઉચ્ચારણ 'માંહ.' **૧૦૭ ઉપનુ**–ઉપન્યો. **છુટ્ટુ**–છૂટયો. 'રાજય ચલાવવાના સંતાપ ટળ્યા.' "મને તો એ શાપ નથી, પણ એ દ્વારા બંધનમાંથી છોડવાની દયા જ થઇ છે." રાજ્યને અંતે નર્ક કહેલું છે તેનો પ્રતિધોષ આમાં છે. ( **स साधु मेने न चिरेण तक्षकानलं प्रसक्तस्य विरक्तिकारणम्** । अ. १९. ४ ) **૧૦૮** રાજા વનમાંથી આવતો હતો અને નગરમાં પેઠોયે નહોતો ત્યાં અધવચ માર્ગે શાપસમાચાર સાંભળ્યા. એટલે તે ત્યાં ને ત્યાં જ અટકયો અને મંત્રીને બોલાવીને રાજયવ્યવસ્થાની આજ્ઞા દઇ ત્યાંથી પરભાર્યો ગંગાતીરે ગયો. કેટલી વિરક્તિની ઉત્કૃષ્ટતા; આટલા માટે જ તેને ભાગવતનો ઉત્તમ શ્રોતા કહ્યો છે. **થાપિ**–થાપો. **રાજિ**–રાજપાટ ઉપર. **૧૦૯** સંવાય–સમવાય [ હાલનો સંભા. ] (અ, ૧૯. શ્લો. ૫–૧૧.) શ્લોક દ્વારા રાજાના વ્રતનો સંકલ્પ, ઋષિઓ સાથે તીર્થગમન અને ગંગાતીરે તે સૌનું પૂજન, એનો નિર્દેશ છે. રાજા તેમને ઉદ્દેશીને પોતાનો ભગવદ્ભજનનો મનોરથ નિરૂપે છે, અને મરણાવસરે મનુષ્યે શું કરવું, પાપરહિત શી રીતે થવું, એનો એકમતે અભિપ્રાય મુનિઓ પાસે માગે છે. (શ્લો. ૧૨–૨૪) તેઓ સ્વમત દર્શાવે એટલામાં તો સ્વયં શુકદેવજી જ ત્યાં પધાર્યા અને તેમને જ પ્રશ્ન કર્યો: **નિષેવિ**–(सं.निषेव) (તૃતીયા) ભોગનિર્માણથી; પૂર્વજન્મના સત્કર્મના ભોગનો નિર્માણ સમય આવ્યાથી. શુકદેવનું સુંદર વર્ણન કવિએ છોડયું છે. (શ્લો. ૨૫–૨૮) **૧૧૦ રિષિ**–ત્યાં મળેલા ઋષિઓએ. **છોડી**–આસનથી ઉઠી. **કનકમઇ**–કનકમય, સોનાનું. **૧૧૧ હિયડા**–હૃદય ( પ્રા. હિયું, હૈયું + ડુ–લઘુત્વવાચક પ્રત્યય ).

પ્રદક્ષિણ-પ્રદક્ષિણા. વચન-વચનોથી. ૧૧૨ વિષ્ણુરાત-વિષ્ણુએ રક્ષેલો; (અશ્વત્થામાના બ્રહ્માસ્ત્રથી કૃષ્ણે) પરીક્ષિતનું વિશિષ્ટ નામ (दैवेनाप्रतिघातेन शुक्ले संस्थामुपेयुषि। रातो वाऽनुग्रहार्थाय विष्णुना प्रभविष्णुना ॥ तस्मान्नाम्ना विष्णुरात इति लोके बृहच्छ्रवाः। સ્કં. ૧. અ. ૧૨. શ્લો. ૧૬-૧૭) હિતવાત-કલ્યાણની વાત, પ્રશ્નઃ મારૂં આયુષ્ય સાત દિન છે. આંવટઇ-આવડે, (आ + वृत्) ભટક્યાં મુંઝાયાં કરે. મરણકાલે કર્તવ્યકર્મ કીયું કરવું ઘટે, તેના સંકલ્પવિકલ્પ કર્યા કરે. કરિવું-કરવું. ઘટઈ-યોગ્ય લેખાય. ૧૧૩ કીર્તનાદિમાંના જે સાધનથી સંસારનો ક્લેશ, શ્રમ, દુઃખભાવ ટળે-નાશ પામે, એવો ઉપદેશ આપો. (શ્લો. ૩૧-૩૯) પરીક્ષિતનો પ્રશ્નઃ મરવા તત્પર થયલા મનુષ્યે સર્વથા શું શું કરવું, શું સાંભળવું, શું સંભારવું, શું શું ન કરવું. (શ્લો. ૩૮) ૧૧૪ પ્રકટારથ-પ્રકટ અર્થ, પરીક્ષિતની પૃચ્છાનું ખુલ્લું સમજાય એવું આ રહસ્ય-તાત્પર્ય છે, અને તે વિષે કોઇનેયે સંદેહ રખે રહે, કોઇને સંદેહ તે વિષે ન રહેવો જોઇએ. ૧૧૪ મં. પ્રતિ પ્રમાણે ૧૧૫ નો આંક જોઇએ (૧૦૨ ચુપૈ, ૧૧ પૂર્વછાયા અને ૨ વસ્તુબંધ) ફેર ૧ વસ્તુબંધનો પડે છે. મં. ૯૧ મી કડીથી શરૂ પતી મળી છે; એટલે ૩૪ મી કડીના આંકવાળો વસ્તુબંધ બે કડીમાં એમાં વહેંચાયલો હશે એમ માનવું પડે છે: જા. હિ. ગુ. પ્રા. ખ. માં એક જ આંક છે.

---

## કલા ૩ જી-બીજો સ્કંધ

---

### શ્રવણવિધિ અને લક્ષણ.

(ભાગવતના બીજા સ્કંધના ૧૦ અધ્યાયનો સાર આ કલામાં સમાવેલો છે. પહેલા સ્કંધમાં ભાગવતશ્રવણનો આદર નિશ્ચિત થયો અને અધિકારી-પૃચ્છક, વક્તા, અને શ્રોતાના અધિકારનું નિરૂપણ થયું. હવે

એ શ્રવણનાં લક્ષણ ત્રણ બીજા સ્કંધમાં કહ્યાં છે; ધ્યાન, શ્રદ્ધા અને નિદર્શન; ૧–૨ અધ્યાયમાં બે પ્રકારના, સાધારણ અને અસાધારણ ધ્યાનનું, ૩–૪ માં શ્રદ્ધાનું અને ૫–૧૦ માં નિદર્શનનું નિરૂપણ કહેલું છે, શ્રવણ, મનન અને નિદિધ્યાસન; એ ત્રણ શાસ્ત્રોના પરમ તત્ત્વને સમજવાની ગતિ છે: श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्यः એ બૃહદારણ્યકના ૨–૪–૪ શ્રુતિ વાક્ય અનુસાર ત્રણ લક્ષણ. બોપં૦ હરિ૦–અ.૨–૧–૪)

**પા. ૪૦-૪૧ ૧–૮** (અ. ૧, ૧–૧૪) **૧ ભગત તણી**–ભગતની, ભક્ત ઉપર(અધિકરણ અર્થે છઠ્ઠી). **શ્રવણે**–કાને.**૨ ભગતિ૦**–પ્રશ્ન કેવો? आत्मवित्संमतः મુક્તજનોને પણ સંમત, કવિ એને 'ભક્તિ અને વિરાગથી યુક્ત વિચારવાળો' કહે છે. **શ્રોતવ્ય**–આત્મશ્રેયને અર્થે જે કંઇ સાંભળવા યોગ વિષયો છે તે સઘળાઓમાં આ સાર–તાત્ત્વિક શ્રેષ્ઠ પ્રશ્ન છે. ( श्रोतव्यादिषु यः परः १ ) **૩ અછઇ**–છે ( सं. अस्. प्रा. अच्छ् ) **ગૃહાસક્ત**–ગૃહવ્યવહારના અંગના સઘળા વિષયોમાં અનુરક્ત. **વર્જિત**–સત્–અસત્, કાર્ય–અકાર્યનો વિચાર કરી સત્–કાર્ય આદરવાની શક્તિથી રહિત. (શ્લો. ૫) ૩ **નિશે**–નિશામાં. **સંભોગિ**–ગ-માં કામવાસનાની તૃપ્તિમાં, 'નિશામાં નિદ્રા આદરે છે.' 'સંભોગમાં તરૂણાવસ્થા વીતાવે છે.' **દિહુઈ**–દિવસમાં અર્થ–ધનપ્રાપ્ત અને કુટુંબનું ભરણપોષણ આદરે છે.' ( વિચારો निद्रया ह्रीयते नक्तं व्यवायेन च वा वयः । दिवा चार्थेहया राजन् कुटुम्बभरणेन वा ॥ અ. ૧. ૩ । रात्रौ चीबुक समर्पितजानुः ચર્પટપંજરી. तरुणस्तावत्तरुणीरक्तः ॥ ) ૪ **આપણપૂં**–પોતાપણું, સ્વતન્મયતા. ' પુત્ર, કલત્રાદિમાં પોતાપણું જોડી લે છે, ' તન્મય થઇ જાય છે. ' દેખતો છતાં દેખતો નથી. છતી આંખે આંધળો બને છે. ( पश्यन्नपि न पश्यति अ. १. પણ पश्यन्नपि हि न पश्यति मूढः ४. ચર્પટપંજરીમાં ) ' તે કારણે. ' **સર્વભાવિ**–સર્વથા, મન આદિ સઘળી ઇન્દ્રિયો અને અંતઃકરણની એકાગ્રતાથી. **ભજિવુ**–ભજવો, ગોવિંદમાં અનુરક્ત થવું. ' વિચારો तस्माद् भारत सर्वात्मा भगवान्हरिश्वरः श्रोतव्यः कीर्तितव्यश्च स्मर्तव्यश्चेच्छता-

ऽमयम् અ. ૧–૫' **કીર્તન૦**–નવધા ભક્તિનાં સાધન. **અનુદિન**–દરરોજ. ૬ **અવતરણ**–દુનીયામાં લીધેલા જન્મ તણો. (તણું–તણુ જોઇએ.) (जन्मलाभः परः पुंसामन्ते नारायणस्मृतिः ६) **અન્તિ**–દેહના અવસાનનો સમય આવતાં નારાયણનું સ્મરણ એ જ જન્માનું સાર્થક્ય સધાવે છે; અન્ય જન્મે સારી ગતિ વા વર્તમાન જન્મથી મુક્તિ અપાવે છે. (વિચારોઃ अन्तकाले च मामेव स्मरन्मुक्त्वा कलेवरम् ઇત્યાદિ ભગવદ્‌ગીતા અ. શ્લો. ) નિરગુણ–નૈર્ગુણ્ય–બ્રહ્મમાં સ્થિત થવા છતાં યતિ જિહાં–જે–માં, જે હરિગુણકથામાં રમે–આનન્દ પામે છે. (नैर्गुण्यस्था रमन्ते स्म गुणानुकथने हरेः ७) સત્વ, રજસ અને તમસ્ એ ત્રણે ગુણો અને તેનાથી પ્રવર્તતાં કર્મોની આસક્તિ અને ફલની ઇચ્છાથી રહિત, કર્મના વિધિ અને નિષેધથી નિવૃત્ત. ૭ **હોસ**–કહીશ. **એહ**–ઉપર કહ્યું તેવા હરિગુણ કથનના લક્ષણવાળું. **પિતા**–દ્વૈપાયન વ્યાસ; ભાગવતના નિર્માતા. **યદ્યપિ૦**–હું જો કે નિર્ગુણ–બ્રહ્મમાં પરિનિષ્ટ છું, છતાં, ચિત્ત ચંચલ હોવાના કારણે પુરૂષોત્તમ–વિષ્ણુની લીલાના શ્રવણ–મનનમાં મારા ચિત્તને સ્થિત–સ્થિર કરૂં છું." (परिनिष्ठितोऽपि नैर्गुण्ये उत्तमश्लोकलीलया गृहीतचेता राजर्षे आख्यानं यदधीतवान् अ. १. ९) ૮ 'સાત જ દિવસનું આયુષ્ય છે, અતિશય ટુંકું છે, એટલે હું કેવી રીતે સાધ્ય–હરિભક્તિને સાધી શકીશ એવો સંતાપ મનમાં મા આણતો.' **જીવી**–(सं. जीवितव्य) આયુષ્ય, કારણ એક મુહૂર્ત પણ તું શુદ્ધ ચિત્તથી હરિભક્તિ આદરીશ તો જેમ ખટ્વાંગ રાજા એટલાયે ટુંકા આયુષ્યનું ઉત્તમ રીતે નિર્ગમન કરતાં ગોવિંદના પદને પામ્યો તેમ તું પણ સાત દિવસના અવધિમાં ઐકાંતિક ભગવદ્‌ભજનથી ગોવિંદપદને પામીશ; એમાં કશોયે શક નથી. ભાવાર્થ–આયુષ્યની લાંબી ટુંકી મર્યાદા પર નહીં, પણ શુદ્ધ ઐકાન્તિક એકાગ્ર ચિત્ત ઉપર, એ પદની પ્રાપ્તિનો આધાર છે. (વિચારોઃ किं प्रमत्तस्य बहुभिः परोक्षैर्हायनैरिह। वरं मुहूर्तं विदितं घटते श्रेयसे यतः अ. १. १२) **પુરા**–પૂર્વે.

**ખટ્વાંગ**–( નવમા સ્કંધમાં ૯ મો અધ્યાય ૪૦–૪૯ ) ઇક્ષ્વાકુ કુલનો; રઘુનો દાદો, વિશ્વસહનો પુત્ર. દેવોને સહાય કરી વિજય અપાવતાં તેમણે વરદાન માગવા કહ્યું, ત્યારે તેણે મારૂં આયુષ્ય હવે કેટલું છે એવો સવાલ પહેલાં કર્યો અને હવે મુહૂર્ત માત્ર જ તેનો અવધિ હોવાનું જાણતાં ત્યાં વર માગવાને પણ ન શોભતાં સીધો અયોધ્યા આવ્યો અને પોતાના પુત્ર દીર્ઘબાહુને ગાદી' સોંપી, આત્મસ્વરૂપમાં રમમાણ થઈ, પરમાત્મપદને પામ્યો, ( ૧૩ ) ( ભારત વન· અ. ૯ ) મુહૂરતિ–મુહૂર્તમાં ૨ ઘડી, ૪૮ મીનીટમાં, તેટલા માટે શુકદેવ કહે છે: 'તારો જીવવાનો અવધિ સાત દિન છે તેટલામાં પારલૌકિક–સાંપરાયિક સાધન સાધી લે' ૧૪–૧૫ મા શ્લોક પણ આ ભાવ વિશેષ સ્પષ્ટ કરે છે.

**પા· ૪૧–૪૨** ૯–૨૧ માં અ. ૧. શ્લોક ૧૬ થી તે અ. ૪. ૨૫ નો સાર સમાવેલો છે. ૯ કેરુ–કેરો. ભગતિયોગ–ભક્તિયોગ. કવિ આનાં ત્રણ અંગો–ધ્યાન, શ્રદ્ધા અને વિમર્શન–માંથી પહેલું ધ્યાન અંગ વર્ણવે છે. " ધારણા વડે સુખાત્મવિષયને જોનાર યોગીઓ ભક્તિલક્ષણરૂપ ઉત્તમ યોગ પ્રાપ્ત કરે છે. ૨૧ " ૧૫ થી ૨૧ એ શ્લોકમાં ભક્તિયોગનું લક્ષણ અને ધ્યાનના પ્રકાર વર્ણવ્યાં છે. **ધ્યાન**–ભાગવતમાં આનુ નિરૂપણ આમ છે: " ઘરનો ત્યાગ કરી ગયલા ધીર પુરૂષે તીર્થમાં સ્નાન કરી એકાંતમાં વિધિથી શુદ્ધ આસન ઉપર બેસવું, અને મન વડે શુદ્ધ પરમ ત્રિવૃદ્બ્રહ્માક્ષર( ॐ–પ્રણવ )નો અભ્યાસ કરવો. શ્વાસનો જય કરી, બ્રહ્મબીજને ન ભૂલાય તેમ મનને વશ કરવું. બુદ્ધિરૂપી સારથી જેનો છે એવા મનથી વિષયો સહિત ઇંદ્રિયોનો નિગ્રહ કરવો, કર્મો વડે આકર્ષાયલા મનની શુભાર્થમાં ધારણા કરવી, "• ટુંકમાં पदं तत्परमं विष्णो मनो यत्र प्रसीदति अ. १. १९. ધ્યાન બે પ્રકારનાં કહે છે: **સ્થૂલ**–( અ. ૧. શ્લો. ૨૩ स्थूले भगवतो रूपे मनः संधारयेद्धिया ). સર્વ જીવોને સાધારણ આકાર વિશ્વમૂર્તિ જે વિષ્ણુ તેની ધારણા. **સૂક્ષ્મ**–સૂક્ષ્મ,

વિશેષ ( શ્લો. ૨૪ ) અસંગ–નિઃસંગપણું ધારણ કરીને ચતુર્ભુજ આદિ વિશિષ્ટ, સર્વ જીવોને અસાધારણ એવા વિષ્ણુના આકારની ધારણા. ૨૩ થી અંત પર્યંત ૩૯ સુધીમાં શુકદેવે વિશ્વમૂર્તિનાં સઘળાં અંગો, અવયવો, નાડીઓ વગેરે સવિસ્તર વર્ણવેલાં છે. અંતે તેઓ કહે છે: 'એવા સત્ય **વિરાટ પુરૂષ**–આનંદઘન ઈશ્વરનું ભજન કરવું, અને આત્મપાત કરનારી અન્ય વસ્તુઓમાં આસક્ત થવું નહીં.' ( અ. ૧. ૩૯). ૧૦–૧૨ માં કવિ અધ્યાય બીજામાં વર્ણવેલા વિષ્ણુના ચતુર્ભુજત્વાદિ વિશિષ્ટ આકારનો સાર તારવે છે. 'માયામયમાં સૂતેલા ભ્રમિત પુરૂષો શબ્દબ્રહ્મનો માર્ગ પકડી શકતા નથી, માટે (શ્લો.૨) નિર્વૃત્ત પુરૂષે પોતાના જ ચિત્તમાં સ્વતઃસિદ્ધ આત્મા આનંદરૂપ ભગવાન અનંતનું, જન્મમરણ ટાળનારનું ભજન કરવું (શ્લો.૬). ૮–૧૨ શ્લોકમાં ચતુર્ભુજ પુરૂષનો દેહાકાર વર્ણવેલો છે, અને કવિ ૧૦–૧૨ કડીમાં તે સમાવે છે. **૧૦ કરિ**–કરે, હાથમાં. **પીત**–પીળાં ( पिशङ्गवाससम् ). **અંગદ**–હાથનાં **રત્ન**–રત્નમય કડાં. કમલેક્ષણ–કમલના પત્ર જેવાં ઇક્ષણ–નેત્રવાળા. **શ્રીલક્ષ્મણ**–લક્ષ્મીના લક્ષ્મ–ચિહ્નવાળા. **૧૧ પદપલ્લવ**–પગરૂપી કમલનાં પલ્લવ–કૂણાં પાન, જેને સેવકો ધ્યાન ધરી હૃદયકમલમાં ધારણ કરે છે; એટલે કે જે સેવકોના વિશ્રામ–મનઃસ્થિરતાનું સાધન છે. **તુલસી**–વનમાલા. **૧૨** આખું અંગ એકસામટું ધ્યાનમાં ન રહે તેટલા માટે પહેલાં વિષ્ણુનું અકેકું અંગ લેઇ તેનું ધ્યાન કરવું, એ સ્થૂલ ધ્યાન; પછી સમગ્ર અંગોને સામટાં વિચારી સકલ રૂપનું ધ્યાન કરવું તે સૂક્ષ્મ ધ્યાન. ( અ.૧૩–૧૪ શ્લો.) **૧૩ જાણિ**–જાણ. **નિર્વાણિ૦**–નિર્વાણમાં અવિચલ પદ આપે. "આત્મામાં આત્માનો લય કરી ધીર પુરૂષે ઉપશાન્તિ મેળવી વિરામ પામી જવો."(શ્લો.૧૬) કવિ અધ્યાય બીજાના ૧૭–૪૭ શ્લોક છોડી દે છે. ૧૪–૧૯ અધ્યાય ૩ જાનો, મુખ્યત્વે ૧૦–૨૪ નો સાર. **૧૪ ભજતાંનઇ**–ભજન કરનારાંને. અધ્યાય ૩ જા માં વિષ્ણુભક્તિની વિશેષતા વર્ણવાઇ છે. જીવનનાં સુખોની વિવિધ ઇચ્છાઓ પ્રાપ્ત કરવા માટે મનુષ્યે કીયા કીયા ભાવથીદેવનું ભજન કરવું

તે વર્ણવી, (૮૧-૯) ભાગવતકાર કહે છેઃ अकामः सर्वकामो वा मोक्षकाम उदारधीः तीव्रेण भक्तियोगेन यजेत पुरुषं परम् १०. **અકામ**-વૈરાગ્યકામ, કોઇયે પ્રકારની ઇચ્છા વગરના, એકાન્ત ભકતે. **સકામ**-ભાગવતમાં સર્વકામ છે, સર્વ પ્રકારની ઉપર વર્ણવાયલી કામનાઓવાળા ભકતે. **મોક્ષકામ**-નિર્વાણની કામનાવાળા. **તુ હિ**-તો હે, તો પણ. **ભજિવુ**-ભજવો. **કનકાંગદી**-કનકનાં અંગદ કડાંવાળા શ્રીકૃષ્ણને. ૧૫-૧૯ ભગવાનના ઉદાર ગુણોની કથાના શ્રવણનો મહિમા વર્ણવાયો છે. **હરિ**-હરે. હરિના ધ્યાનથી વર્જિત રહિત આયુષ્યને સૂર્ય ઉગમતાં જેમ આથમતાં હરી લે છે. એવું આયુષ્ય નિશ્ચયે એળે જાય છે. (૧૭) **૧૫** જેમ તરૂઅર-જડ સ્થૂલ રૂપે જીવે છે તેમ, તથા **ભસ્રા**-ધમણ શ્વાસ લે છે તેમ જડપણું ધારતો માણસ જીવતો દેખાય છે. **સોઇ**-સોય. **પિરિ**--પેરે. **૧૬** પશુ જેવું જીવન ગાળે છે. (૧૮) **વિખાણી**-વિશેષ રૂપે વર્ણવી. ( वि + ख्या ) **તેહનઈ**-તેહવાને, વિષ્ણુભક્તિથી રહિત છે તેને. (૧૯) **૧૭** હરિગુણ ન સાંભળે તે કાન નહીં પણ બિલ, સાપનાં દર જેવા પોકળ ઉંડાણ ગણવાં. હરિનું નામ ન ભણે તે જીવ્હા નહી પણ દર્દુરિકા-દાર્દુરિકા-દેડકાની નાહક લવલવ ડેંડું કરતો માંસનો લોચો લેખવો (૨૦) જે માથું મુકુંદને જુહાર ન કરે તે નિરર્થક ભાર વહેવા જેવું છે. **વહિ**-વહે. ( ૨૧ પૂર્વાર્ધ ) **૧૮** **શબના**-મૃતદેહના જેવા નિરર્થક (૨૧) જેમ મોરના પીચ્છ ઉપરનાં નેત્ર શોભાનાં છે, જોવાની શક્તિવાળાં નથી તેવાં, હરિનું દર્શન નહીં કરનારાં નેત્ર સમજવાં. (૨૨) હરિના ક્ષેત્ર-તીર્થમાં નહીં વિચરનાર પગ ઝાડના થડ જેવા જડ જ લેખવા. (૨૨) **૧૯** જેનો વૈષ્ણવ બંધુ નથી તે જીવતું શબ જ છે (૨૩). તુળશીની ગંધ કેવી હોય તે જાણે નહીં, તેની મોજ માણે નહીં તે માત્ર શ્વાસ લેતું શબ જ છે (૨૩). હરિનું નામ કાને પડતાં જેનું હૃદય પ્રસન્ન ન થાય, આંખોમાંથી આનંદનાં આંસુ ન ઝરે, અંગ રોમાંચિત ન થાય તે લોઢી પથ્થર જેવું કઠ્ઠણ લેખવું. (૨૪) **૨૦-૨૧** અધ્યાય ૪ થામાં પરીક્ષિતનો

આત્મભાવ વર્ણવી શ્રી શુકદેવે કથા આરંભ કરતાં કહેલું મંગળાચરણ નિવેદાયું છે. ( ૧૩ થી ૨૫ એ તેર શ્લોકમાં ) यत्कीर्तनं यत्स्मरणं यदीक्षणं यद्वंदनं यच्छ्रवणं यदर्हणम् । लोकस्य सद्यो विधुनोति कल्मषं तस्मै सुभद्रश्रवसे नमो नमः ॥ ૧૫. આ સ્તોત્ર ઘણું જ શ્રવણીય અને આ-હ્‍લાદજનક છે. **સુભદ્રા**–જે નામ કલ્યાણકારી છે. **૨૧ સાંભલિ**–સાંભળ. શુક કહે છે: હે રાજા ! બ્રહ્મા અને નારદ વચ્ચે થયલો સંવાદ સાંભળ. (૨૫)

**પા. ૪૨–૪૫** ૨૨ થી ૩૭ મા અધ્યાય ૫, ૬, અને ૭ એ ત્રણનો સાર કવિતા રૂપે ઉતાર્યો છે. અહીંથી ત્રીજો વિભાગ વિમર્શન વર્ણવાય છે; તેના બે પ્રકાર: ઉત્પત્તિ અને ઉપપત્તિના અંગના. સાધારણ દેહની ઉત્પત્તિનો વિમર્શ ૫ મા અધ્યાયમાં અને ૬ ઠ્ઠામાં મૂર્ત અને અમૂર્ત ઉભયની ઉત્પત્તિનો. **૨૨–૨૩ અનોપમ**–અનુપમ, અદ્વિતીય. **ભૂતભવ્ય**–ભૂતકાળમાં સરજાયલું, અને ભવિષ્યમાં સરજાનારૂં બ્રહ્માંડ તેના પ્રકાશરૂપ આપ બ્રહ્મા છો. સૃષ્ટિની ઉત્પત્તિ, રક્ષણ અને વિનાશનું કારણ, એ ત્રણે વિકાર સાધનાર શક્તિ પણ આપ છો. સકળ ભૂતો–વિશ્વના આધાર તમે જ છો, જેના વડે સકલ ભૂતો વર્તે, પ્રવર્તે છે. **એવુ–એવો. વિવેક**–નિશ્ચયભર્યો વિચાર ( થાય છે કે ) **આદિપુરુષ**–સૃષ્ટિના ઉપાદાન કારણ અને તમે એક જ છો, નિરાળા નથી. ( અ. ૫. ૧–૪ ) ૫ થી ૮ શ્લોકમાં નારદજી વિશેષ સ્પષ્ટીકરણ કરે છે. પણ કવિ તે છોડી દે છે. **૨૪** બ્રહ્મા૦–( અ. ૫, ૯–૨૦ ) **સુત**–નારદ બ્રહ્માના સંકલ્પસૃષ્ટિથી થયલા પુત્ર હતા. ( મત્સ્ય૦ અ, ૩ શ્લો. ૬–૭; ભાગ. સ્કં. ૩, અ. ૧૨, ૨૨–दशमस्तत्र नारदः ) **એવ**–આમ, જે પ્રકાર કહું છું તે પ્રકાર જ. બ્રહ્મા: આદિપુરૂષ હું નથી, પણ નારાયણ દેવ જ છે, કે જે વાસુદેવ પણ લેખાય છે. **અવિગત**–અબાધિતપણે સર્વમાં ઓતપ્રોત નિત્ય સાક્ષી. **વર્જિતશોક**–જેમને પોતાની સૃષ્ટિનો સંહાર–વિનાશ થાય તોયે શોક ન થાય, કારણ તેને તો એ સર્વ સ્વાભાવિક છે. **લોક**–ચરાચર સૃષ્ટિ;

ચૌદ લોક, એ તો જેનાં અવયવ કલ્પાયલાં છે; અવયવ છે. ( શ્લો-૧૫-૧૬ ) **૨૫** જીવ. ( द्रव्यं कर्म च कालश्च स्वभावो जीव एव च । १४ ) ૧૫ થી ૧૬ માં વેદ, દેવ, લોક, મખ, યોગ, તપ, જ્ઞાન અને ગતિ નારાયણપર કહેલાં છે; કવિએ શમ, દમાદિ, તીર્થ તેમાં ઉમેર્યાં છે. **વરતઇ**-વર્તે, અસ્તિત્વ ધરાવે છે. **નારાયણઆધારિ**-( नारायणपराः ) ( ' तस्य हवा एतस्य महतो भूतस्य निःश्वसितमेतयदृग्वेद० ' આદિ શ્રુતિ ) **૨૬ અનેરુ**-બીજો. (वासुदेवात्परो ब्रह्मन् न चान्योऽर्थोऽस्ति तत्त्वतः १४) ' તત્ત્વતઃ વાસુદેવથી પર-ભિન્ન, અન્ય કોઈ પદાર્થ-વસ્તુ નથી. ' **૨૭ ભવ્ય**-વર્તમાન કાળ. ' ત્રણે કાળની સૃષ્ટિ હું તેહના-નારાયણના આદેશથી રચું છું, એટલે કે હું આદિપુરુષ નથી (૨૩) પણ તેની પ્રેરેલી સત્તા છું. ' ( सृज्यं सृजामि सृष्टोहमीक्षयैवाभिचोदितः ॥ १७ ) ૨૮-૩૭ કવિ ઉપલા કથનના વિસ્તાર રૂપ, તેમ વિશેષ ઉંડી તાત્ત્વિક દૃષ્ટિથી સૃષ્ટિ અને તેના વિવિધ અંશો-અવયવોનું નિરૂપણ કરનારો, ૧૮-૪૨ શ્લોક જેટલો ભાગ, તેમજ અધ્યાત્માદિભેદથી વિરાટ્ પુરૂષની વિભૂતિ નિરૂપનારો અધ્યાય ૬ઠ્ઠો, ત્રણે લોકના દુઃખને હરવાને ભગવાને લીધેલા લીલા અવતાર નિરૂપનારો ૭ મો અધ્યાય, ઈશ-જીવનો દૃશ્ય દેહસંબંધ આદિ વિવિધ પ્રશ્નોના સમાધાન કરનારો ૮ મો અધ્યાય, એ સહુ કંટકમાર્ગ કવિએ છોડયો છે; અને એક-દમ ભાગવતતત્ત્વનું નિદર્શન કરનારા ૯ મા અધ્યાયનો સાર તારવે છે. **૨૮**-૯ મા અધ્યાયમાં શુકદેવ ભગવાને બ્રહ્માને સત્યરૂપે આપેલું દર્શન અને વરદાન નિરૂપે છે. ( અ. ૯, ૩ ) શેષશાયી વિષ્ણુ ભગ-વાનની નાભિમાંથી કમલ ઉત્પન્ન થયું અને તેમાંથી બ્રહ્મા-આદિ-દેવ પ્રકટ થયા, એવી પુરાણોક્તિ પ્રસિદ્ધ છે. બ્રહ્માઃ-"હું જો કે સૃષ્ટિ-ના નિર્માણ માટે ' ઉપન્યો '-પ્રકટ થયો છતાં " પ્રપંચ સૃષ્ટિનું નિર્માણ કેમ કરવું તેની ' યુક્તિ '-પ્રકારવિધિ સમજ્યો નહીં." **લહૂં**-સમજું, સમજી શકું. ( स्वधिष्ण्यमास्थाय सिसृक्षयैक्षत । तां नाध्य-गच्छद्दृशमत्र संमतां प्रपञ्चनिर्माणविधिर्यया भवेत् ॥ ५ ॥ ) **ગૂઢ**-અકળ

-ન સમજાય એવા રહસ્યવાળી. **ગહન**-ઉંડી. "પ્રપંચ-નિર્માણ માટે ભૂત તત્ત્વોને આપવાની ગૂઢ અને ગહન ગતિ હું જાણતો નહતો; એટલે જો કે હું કમલનાલથી બહાર આવ્યો ખરો, પણ શું કરવું તે નહીં જાણવાથી દિગ્મૂઢ-મંત્રમુગ્ધ થયો." **થઉ**-થયો, **દિગમૂઢ**-દિગ્મૂઢ, અવાક્. **૨૯** 'જે માર્ગે બહાર આવ્યો હતો તે માર્ગે અંદર પાછો સંચર્યો, અને શું કરવું તે વિચારતાં આંટા પર આંટા માર્યા.' **ફિરચુ**-ફર્યો. "ત્યાં 'તપ' 'તપ' એ શબ્દો મારે કાને પડ્યા." ( स चिन्तयन् द्व्यक्षरमेकदाम्भसि...स्पर्शेषु यत्षोडशमेकविंशं निष्किञ्चनानां नृप यद्धनं विदुः ॥ ६ ) "આ પ્રમાણે વિચાર કરતાં કરતાં એ વિભુ-બ્રહ્માએ સ્પર્શો( જીભનો વાણીસ્થાન સાથે જેનો ઉચ્ચાર કરતાં સ્પર્શ થાય છે તે અક્ષર )માં બે વાર ઉચ્ચારાયલા સોળમો-**ત** અને એકવીશમો **પ** એ બે અક્ષરો-**તપ** શબ્દ-સાંભળ્યા; કે જે તપ નિષ્કિંચન એવા જે મુનિઓનું પરમ ધન છે." ૩૦ "એટલે તપ કર એવો આદેશ સમજી મેં પાછું હજાર વર્ષ સુધી તપ આદર્યું; એટલે ભગવાન મને પ્રસન્ન થયા. (૮) હર્ષ પામેલા હરિએ માથે હાથ મૂક્યો." **કરિ**-શિરિ, જોઇએ. **૩૧-૩૫** ભાગવતમાં તો 'ભગવાને સ્વલોક દેખાડ્યો, એમ જણાવી, એ લોકનું વર્ણન કરેલું છે ( ૮ થી ૧૮ ). ૧૯ થી ૨૩ શ્લોકમાં ભગવાન બ્રહ્માને વરદાન માગવાનું કહેતાં તપઃપ્રભાવ વર્ણવે છે; અને બ્રહ્મા પોતે ભગવદાધીન અને ભગવાનની પ્રેરણાપ્રેરિત હોવાનો એકરાર કરે છે ( ૨૪ થી ૨૯ ). પછી **ચતુશ્લોકી** ભાગવત નામે પ્રસિદ્ધ ભગવદ્‌વાણી નિરૂપાઇ છે. **૩૧** 'મારા વિનાનું મારો અંત જેમાં ન હોય તેવું એક પણ અણુ વિશ્વમાં નથી- સર્વત્ર સર્વ-વ્યાપી છું...જેમ હાર-માળાના મણિઓમાં સૂત્ર પરોવાયલું છે તેમ વિશ્વના હરેકે હરેક પદાર્થમાં હું, સૂત્રપેરે પરોવાયલો, નિત્યસાક્ષી, કૂટસ્થ, ચૈતન્યરૂપે વસેલો છું. ( ભગવદ્‌ગીતા-सूत्रे मणिगणा इव )' **પ્રોયુ**-પ્રોયો, પરોવાયલો. **૩૨** થોડા માંહે. (વિચારો: श्लोकार्धेन...यदुक्तं ग्रंथकोटिभिः) અડયલ-એક કડી. **૩૩** ચતુશ્લોકી ભાગવતનો ૩૨મો શ્લોકઃ

अहमेवासमेवाग्रेनान्यद्यत्सदसत्परम् ।
पश्चादहं यदेतच्च योऽवशिष्येत सोऽस्म्यहम् ॥ ३२ ॥
ऋतेऽर्थं यत्प्रतीयेत न प्रतीयेत चात्मनि ।
तद्विद्यात्मनो मायां यथा भासो यथा तमः ॥ ३३ ॥
यथा महान्ति भूतानि भूतेषूच्चावचेष्वनु ।
प्रविष्टान्यप्रविष्टानि तथा तेषु न तेष्वहम् ॥ ३४ ॥
एतावदेव जिज्ञास्यं तत्वजिज्ञासुनात्मनः ।
अन्वयव्यतिरेकाभ्यां यत्स्यात्सर्वत्र सर्वदा ॥ ३५ ॥

**૩૩** "સૃષ્ટિ થઈ તેની પૂર્વે હું જ એક હતો, જે અસત્ અને સત્થી પર (હોય) એવું બીજું (કોઈ) નથી. પછી જે આ (જગત્ તે પણ) હું છું: પ્રલયકાળે જે બાકી રહે છે તે પણ હું છું. શ્લો. ૩૨" **અજ**–નહીં જન્મેલો; આદિમાં, મધ્યે અને અન્તમાં ત્રણે કાળમાં હું જ છું. ઉત્પત્તિ, રક્ષણ અને સંહાર–પ્રલય વેળા પણ હું એક જ છું." **૩૪ ધ્યાન**–ધ્યાનમાં રાખવા યોગ્ય. **નિજ**–સ્વ, પરમાત્માનું (રહસ્ય) 'મારાથી વ્યતિરિક્ત, મારાથી વંચિત–રહિત અન્ય કશુંએ સૃષ્ટિમાં નથી વર્તતું.' **૩૫** 'મારાથી બીજું જે કંઈ દૃશ્ય તને જણાશે તે તને સત્યતત્ત્વના દર્શન–અનુભવમાં બાધા–અડચણ કરશે. સર્વ ગૂઢ રહસ્યોમાંનું તત્ત્વરૂપ રહસ્ય આ છે: "મારા સિવાયનું જે કંઈ હોય તે સંસાર–પ્રપંચ–દૃશ્ય અસત્ય છે." (तद्विद्यादात्मनः मायां ३३) **૩૬ હૂઆ**–થયા. અંતરધ્યાન–અદૃશ્ય થયા. જેમ ગંધર્વનગર દેખવા–સાંભળવા માત્ર છે તેમ માયારૂપ આ સઘળો સંસાર જોવાસાંભળવા માત્ર અસત્ય છે. **૩૭** નારદને બ્રહ્માએ પોતે જે પ્રબોધ પામ્યા તેની સમજ કહી. **નિબોધ**–સમજ. શુક કહે છે: "મારા પિતા વેદવ્યાસના પ્રસાદ–કૃપાનું ફળ આ બ્રહ્મા–નારદ–સંવાદનું પ્રકરણ છે." (અ. ૯, ૩૭–૪૫ નો સાર.)

**પાનાં ૪૫–૪૬.** ૩૮–૪૫ દશમા અધ્યાયના પર શ્લોક છે. તેમાં પુરૂષસંસ્થાનું અનુવર્ણન છે; દશવિધ લીલા વર્ણવી પુરૂષનાં

આધ્યાત્મિક. આધિદૈવિક અને આધિભૌતિક લક્ષણ નિરૂપી, ભગવાનનું સ્થૂલ અને તે પછી સૂક્ષ્મ રૂપ વર્ણવેલું છે. હરિ અને જીવની ઉપ-પત્તિ, રૂપ, દેહ, ગુણ, કર્મ આદિના ભેદોની અધ્યાત્મવિદ્યા નિવેદા-યલી છે. અંતમાં **राज्ञः प्रश्नानुसारतः**–રાજા પરીક્ષિતના પ્રશ્નોના અનુ-સારે એ વચન લક્ષમાં રાખી કવિ, આગલા છોડી દીધેલા અધ્યાયોમાંના વેદાન્તતત્ત્વનું રહસ્ય આ કડીઓમાં નિરૂપે છે. ૩૮ મોક્ષ–મુક્તિ અને બંધ–સંસારનાં આવરણોનું વેષ્ટન; જીવ અને દેહ એ દ્વંદ્વનો પર-સ્પર કેવા પ્રકારનો સંબંધ છે?" ૩૯ **ઘટાકાશ**–આકાશ સર્વત્ર છે, પણ ઘટમાં રહેલું ઘટાકાશ, મઠમાં રહેલું મઠાકાશ, એમ માત્ર કહેવા યોગ્ય નામ છે, ઘડો ભાગતાં ઘટાકાશનો અને મઠ ભાગતાં મઠાકાશ-નો નાશ થાય છે, પણ આકાશ તો નિર્લેપ હોવાથી આચંદ્રે કાયમ જ રહે છે. તેવું આત્મા સંબંધી છે. આત્મા ભિન્ન ભિન્ન દેહરૂપી આવરણોથી જીવત્વ ધારણ કરે છે, પણ તેને અને દેહોને નિત્ય સંબંધ છે જ નહીં, તેને દેહોનો રંગ, લેપ લાગતો નથી. **અસંગ**–સંગ–લેપથી રહિત. **શુકિત**–શુક્તિ-છીપ ઉઘાડતાં, શ્વેત ચળકાટને અંગે રજત–ચાંદી જેવી લાગે છે, પણ તે ભાસ છે: રજ્જુ–દોરડી –આકારને અંગે અંધકાર આદિ આવરણથી સાપ–ભુજંગ જેમ જણાય છે; પણ એ અયથાર્થ સ્વરૂપ સત્યં સ્થિતિ જાણતાં, અજ્ઞાન રૂપી પટંતર દૂર થતાં શુક્તિ જ અને રજ્જુ જ સમજાય છે; તેમ આત્મા દેહથી પરિવેષ્ટિત હોવાથી બંધ પામેલો જણાય છે, પણ તત્ત્વતઃ નિર્લેપ, નિર્મુક્ત, નિઃસંગ છે; દેહ આદિની ઉપાધિ ટળવી જોઇએ, એટલું જ આવશ્યક છે. ૪૦ આમ ઉપાધિને અંગે ભેદ જણાય છે; જેમ 'ફટિક'–સ્ફટિક ધોળો છે, પણ અન્ય રંગો તેમાં પૂરીએ તો તેવા રંગનો તે હોવાનો ભાસ થાય છે, એ રંગિત પદાર્થનાં કિરણોનું પરિણામ છે; એ રંગિત ચીજની ઉપાધિ લેઈ લેતાં શુદ્ધ શ્વેત સ્ફટિક જ રહેવાનો. **એક**–જેમ ચન્દ્ર એક છે, પણ પાણીમાં તેનાં પ્રતિબિંબોથી અલગ, નિરનિરાળો જણાય છે; કુંડી, નદી, સમુદ્ર આદિના ભેદે ભિન્ન જણાય

છે, તેમ હે રાજા ઘટ ઘટમાં જીવ રહ્યા છે, તે તે દેહની ઉપાધિથી **જુજુઉ–જુજુઓ**, લાગે છે. ૪૧ જીવ અનાદિ છે, તેનો સાન્ત દેહ સાથે સંયોગ થાય છે; જેમ વ્યાધિ થતાં રોગ વળગે છે, પણ વ્યાધિ જતાં રોગ ટળે છે, તેમ દેહાદિ આવરણ છે તે દેહબદ્ધ જીવ લાગે છે, પણ તે ટળતાં અસંગ આત્મા જ અવશેષ રહે છે. આ જે દેહ અને જીવને એક ગણવાની વૃત્તિ થાય છે, તે **અધ્યાસ**–આરોપિત વૃત્તિ છે; સ્વપ્નવત્ છે. ૪૨ સુખ–દુઃખાદિ એ અંતઃકરણના ધર્મ છે, ચિત્તના વિકારો છે; મતિ–સમજ, બુદ્ધિના બુદ્ધિએ માની લીધેલા ભ્રમ છે, કહેવા માત્ર છે, તત્ત્વતઃ નથી. આથી જ્યાં સુધી અંતઃકરણ 'ગળે' નહીં, ચિત્તવૃત્તિનો લોપ થાય નહીં ત્યાં સુધી અધ્યાસ રહેવાનો, અને ત્યાં લગી ભવ–ભ્રાન્તિ–ભવ–સંસાર સાચો હોવાના ભ્રમનો, પર-ભવમાં અવતાર લેવાનાં ભ્રમણોનો, અને ચોર્યાશીના ફેરાનો અંત આવવાનો નહીં; મોક્ષ–દેહજીવનો શાશ્વત વિયોગ થવાનો નહીં, ૪૩ કવિ કહે છેઃ સંક્ષેપમાં ગુરૂએ આપેલો બોધ, મોક્ષનાં સાધનો કહીશ, કહું છું, તેમ એહનો મોક્ષ મેળવવાનો ઉપાય કહીશ, જેથી કરીને જન્મ પામવાનું જ ટળી જાય. ૪૪ ઉપર ચિત્તશુદ્ધિ એ મુખ્ય ઉપયોગ કહેવાયો, તેથી કવિ કહે છે કે **ભૂતદયા**–ભૂતમાત્ર ઉપર અનુકંપા, તેનાં દુઃખ દહેવાના પ્રયત્ન. **વર્ણાચાર**–જે વર્ણમાં જન્મ થયો હોય તેના અંગનાં સ્વાભાવિક કર્મોનું આચરણ, સત્ય, શ્રદ્ધા, સંતોષ અને સદ્‌વિચાર–વિવેકશક્તિ, એ છ સાધનો ચિત્તને શુદ્ધિ કરવાનાં સાધનો છે; અને એ વિષ્ણુભક્તિમાં નિરત થવાથી, સધાય છે. ૪૫ એકાગ્ર ચિત્તથી ભગવાનને ભજતાં, ભક્તિસૂર્ય તથા અજ્ઞાન, અધ્યાસ, વિક્ષેપ આચરણને 'ટાલે'–દૂર કરે છે; અને ગોવિંદ સ્વામી દયા કરે છે, અનુકંપા દાખવી નિજરૂપનો અનુભવ કરાવી પોતાના પરમાનંદ પદને પ્રાપ્ત કરાવે છે. ૪૬ **અભય**–ભય રહિતપણું. આ ત્રીજી કલામાં ધ્યાન, શ્રદ્ધા, અભય અને વિચાર, એ ચાર તત્ત્વો સારરૂપે કહેલાં છે; અને એ રીતે જ્ઞાન અને નિર્વાણ પ્રાપ્ત થવાનો વિધિ વર્ણવ્યો છે.

---

# કલા ૪થી–ત્રીજો સ્કંધ.

---

( આ કલામાં ત્રીજા સ્કંધના ૩૩ અધ્યાયનો સાર તારવેલો છે; સર્ગલીલા, જગતના હેતુ રૂપ મહદાદિ તત્ત્વોની સંભૂતિ, યોગમાર્ગથી તેમ સાંખ્ય માર્ગદ્વારા વર્ણવેલી છે;–વિદુર મૈત્રેયના સંવાદ દ્વારા યોગમાર્ગથી અને કપિલ–દેવહૂતિના સંવાદ દ્વારા સાંખ્યમાર્ગથી; યોગમાર્ગના ઇતિહાસના ૧૯ અને સાંખ્ય–ઇતિહાસના ૧૪ અધ્યાય છે. વિદુર–મૈત્રેયના સંગમમાં ૪, સર્ગપ્રપંચમાં ૮, અને વરાહાવતારમાં ૭ એમ ૧૯; અને વિસર્ગમાં ૧, કપિલાવતારમાં ૪, અને કપિલાખ્યાનમાં ૯, એમ ૧૪; કુલ ૩૩. )

**પા. ૪૬–૪૯.** ૧–૨૦ માં યોગમાર્ગનો ઇતિહાસ, વિદુર–મૈત્રેયના સંવાદના ૧૯ અધ્યાયનો સાર: **૧ પ્રસાદ**–'પ્રસાદિ' જોઇએ, કૃપાથી. 'ઉત્તમ સંવાદ હું કહીશ.' મૈત્રેયશં–મૈત્રેય સાથે. **૨** મહાભારતના યુદ્ધના પ્રસંગે વિદુર હસ્તિનાપુર છોડી વનમાં સંચર્યા હતા, તે પ્રસંગ કહેવાયો છે. **ઉપનુ**–ઉપનો, ઉત્પન્ન થયો. 'શાન્તિ–મનના સમાધાનના કારણનો પાર પૂછે.' **એક વાર**–કૃષ્ણવિષ્ટિ પછી, અને યુદ્ધારંભ પહેલાં. ( સ્કં. ૩, અ. ૧, ૧–૧૦ ) ૩–૪ આ વિદુરવાક્ય, વા વિદુરનીતિ તરીકે પ્રસિદ્ધ છે. ( મહાભારત પર્વ જુઓ ) 'હૃદય તણાં તારાં નયન' અંતરનાં જ્ઞાનચક્ષુ ફૂટયાં છે. **સાચાં**–સત્ય, અનુસરવા યોગ્ય. **વચણ**–વચન. **નિગમઇ**–ખૂએ; ગુમાવે. (અ. ૧, ૧૨–૧૩) ૪ 'ચાર ચંડાલ ચોકડી' **કુમંત્રી**–કુત્સિત, નઠારો, બદસલાહ દેનારો. **અંગાર**–પ્રજાળનાર અગ્નિ. **૫ સભા**–સભાઈ, સભામાં. કોપ્યુ–કોપ્યો. **ગાલિ**–અપમાનકારક વેણો. ( શ્લો. ૧૪–૧૫ ) ૬ **રલી**–આનંદ; દુર્યોધનનું દાસત્વ છૂટયાનો આનંદ. **નિષેવી**–નાંખી દેઇ. (શ્લો. ૧૬) ૭ ( શ્લો. ૧૭–૨૦ ) **ઉદ્દાસ**–આસક્તિ રહિત ચિત્તથી. ૮ **સૂણી**–મહાભારતનું યુદ્ધ સમાપ્ત થઈ, કૌરવોને હણી યુધિષ્ઠિરે રાજપાટ લીધાની વાત. **વેગઇ**–( આવી મહત્વના ફેરફારવાળી વાત સાંભળી )

ત્વરાથી ૯ **સાહસ**–ભાગવતનાં લક્ષણ; 'સાહસ આદિ ગુણોમાં સરખા.' **વિજ્ઞાન**–પરબ્રહ્મનું વ્યષ્ટિરૂપ જ્ઞાન, (ગીતા અ. ૭. શ્લો. ૨) સમષ્ટિરૂપ અધ્યાત્મજ્ઞાન તે જ્ઞાન. શાસ્ત્રીય, વિવિધ વિશ્વવિષયી જ્ઞાન તે વિજ્ઞાન. **ज्ञानं तेऽहं सविज्ञानं**–**૧૦ એકમનાં**–( અવ્યય, એકમના + આં ) એકાગ્રતાથી. **કેણિ**–( બેવડા તૃતીયાના પ્રત્યય ) **વિખાણ**–( સં. **वि + ख्या** ) વ્યાખ્યાન, વિસ્તારથી વર્ણન. અધિકૂં૦–એ બેમાંથી કોને વિશેષ ઊંચી પાયરીવાળો અને કોને નીચી પાયરીવાળો કહું. **કહુનઈ**–કેને. **૧૧ પ્રણામ૦**–( શ્લો. ૨૪ ) અહીં યાદવો સહિત શ્રીકૃષ્ણની કુશળ વાર્તા વિદુરે પૂછ્યાનું જણાવેલું છે, પણ ભાગવતમાં તો એ ઉપરાંત પાંચે પાંડવો અને કુંતી આદિની પણ કુશળ વાર્તા પૂછી છે. ( ૨૫ થી ૩૫ યાદવોની અને ૩૬ થી ૪૧ પાંડવોની ) તે પછી ( ૪૨ થી ૪૫ ) પોતાની વિરાગવૃત્તિ, અને શ્રીકૃષ્ણકથાશ્રવણની રૂચિ વિદૂરે વર્ણવી છે. **૧૨–૧૩** અ. ૨, ૩, અને ૪ માં વિદુર અને ઉદ્ધવનો સંવાદ અને વિદુરને મૈત્રેય પાસેથી આત્મજ્ઞાન લેવાની પ્રેરણા વર્ણવેલી છે; તેનો સંક્ષેપ આ બે કડીમાં છે. અ. ૨. શ્લો. ૬ થી ૧૪ માં સમુદ્રમાં વસતાં માછલાં જેમ ચન્દ્રને માત્ર જળચર માની તેના વાસ્તવ રૂપ અને પ્રભાવને સમજી શકતાં નથી તેમ યાદવો અને માનવો કૃષ્ણના ખરા સ્વરૂપ અને પ્રભાવને આ લોકમાં તેઓ હતા તે પર્યંત જાણી શકયા નથી, એમ કહી ઉદ્ધવ શોચ કરે છે. તે પછી ૧૫–૩૫ માં વસુદેવગૃહે થયલો જન્મ અને વૃન્દાવન લીલા સંક્ષેપમાં વર્ણવે છે. પછી અ. ૩, ૧–૨૮ માં મથુરાનિવાસ અને મહાભારતના રણસંગ્રામ અને તેની સમાપ્તિ પછીના પ્રસંગોમાં શ્રી કૃષ્ણની સહાય અને સલાહ અને યાદવોના વિનાશનો આરંભ નિરૂપે છે. **વૈકુંઠિ**–વૈકુંઠમાં, વિષ્ણુલોકમાં; કૃષ્ણ૦–'કૃષ્ણ સ્વધામે સીધાર્યા' **ભાર**–પૃથ્વીનો ત્રિમદથી ઉત્પન્ન થયલા રાજાઓના અત્યાચાર રૂપી ભાર. **ટાલિવા**–ટાલવા, ઉતારવા, અત્યાચારી રાજાઓનું પરસ્પર કલહ અને નિર્દલનથી નિકંદન કઢાવવા. **યાદવથલ**–યાદવા-

સ્થલિ, યાદવોનો પરસ્પર સંહાર અને નિકંદન. **પ્રભાસિ**–પ્રભાસ-ક્ષેત્રમાં. **૧૩ મઝનઇ**–યાદવસંહાર થયા પછી ભગવાન પિપળાના વૃક્ષ હેઠળ શાન્ત ચિત્તથી બેઠા હતા ત્યાં જઈ મેં પ્રશ્ન કર્યો ત્યારે મને ખરૂં જ્ઞાન તેમણે ( ગોવિંદ–ઈ, ગોવિંદે ) ઉપદેશ્યું. **જમલુ**–( सं. यमल ) સંયુક્ત. **કૌરવાર**–' કૌષારવ ' જોઇએ; પછી અ. ૪થામાં નીચેનો પ્રસંગ વર્ણવ્યો છે: પોતાના યાદવોનો પોતે જ વિનાશ કરે તો પૃથ્વીનો ભાર ઉતરે, એ ઇચ્છાથી પ્રવૃત્ત થતાં સ્વભક્ત ઉદ્ધવને બદરિકાશ્રમ જવા પ્રેર્યા, પણ તેણે ત્યાં ન જતાં શ્રી કૃષ્ણના સ્વધામ-ગમનની રાહ જોઈ. પછી કૃષ્ણે તેને પરમ જ્ઞાનથી ભરેલું ભાગવત કહ્યું. ( ૧૦–૧૩ ) ઉદ્ધવે પછી તેમની સ્તુતિ કરી ( ૧૪–૧૮ ) અને બદરીનારાયણ જવા ઉપડયા ( ૧૮–૨૨ ). શુકદેવ કહે છે: આવી સ્થિતિવાળા ઉદ્ધવને, શોકાકુલ વિદુરે કૃષ્ણનો અંતિમ સંદેશો કહેવા વિનવ્યા ( ૨૨–૨૫ ) ત્યારે કૃષ્ણે જ, શ્રીમુખે વિદુરને કૌષારવી મૈત્રેય પાસેથી તે જાણી લેવા કહ્યાનું જણાવ્યું, (૨૬) અને બદરિકાશ્રમ સીધાર્યા. પછી ( ૨૮ થી ૩૬ ) ઉદ્ધવને શ્રીહરિએ કેમ પાછળ છોડયા, એ શંકા નિવારાઇ છે. **મૈત્રેય**–એ મુનિ કૌષારવ મૈત્રેય કહેવાય છે. એ પરાશર ઋષિના શિષ્ય હતા. એણે મહાભારતનું યુદ્ધ ન કરવા દુર્યોધનને સલાહ આપી હતી અને તે એણે અવગણી માટે સાથળમાં ભીમની ગદા વાગશે, એવો શ્રાપ આપ્યો હતો. (વન. અ. ૧૦, ૩૪) શ્રીકૃષ્ણે સ્વધામગમન કરતાં ઉદ્ધવ અને મૈત્રેયને જ્ઞાન દીધું હતું. ( સ્કં. ૩, અ. ૪, શ્લો. ૧૦ ) તેમ જ વિદુરાદિ ભગવદ્‌ભક્તોને તે ઉપદેશવા આજ્ઞા કરી હતી. ( અ. ૫, ૨૧ भवान्...यस्य ज्ञानोपदेशाय मादिशत्...) એ મહાભારતના રચયિતા વેદવ્યાસના મિત્ર હતા. ( અ. ૫, ૧૨) વિદુર૦–( ननु ते तत्त्वसंराध्य ऋषिः कौषारवोऽन्तिमे साक्षाद्भगवतादिष्टो मर्त्यलोकं जिहासता (૨૬) **૧૪ હિતારથ**–( सं. हित + अर्थ ) હિતકારક બોધ. **લેય**–લઇને. **ગંગાતિરિ**–હરિદ્વારમાં (द्वारि द्युनद्याः અ. ૫, ૧) **વિવિધ**–(અ. ૫, ૨–૧૬) ૧ યુક્તકર્મ શું ? ૨ સ્વતંત્ર અવતારથી

ભગવાનથી કરાતાં કર્મ; ૩ ભગવાનનું સૃજન, સ્થાપન, પુનઃશયન, અર્થાત બહુ રૂપ, ૪ ભગવાનનાં ચરિત્ર; અને ૫ હરિકથા. **૧૫ કહિ**–કહો. તત્ત્વ૦–ચોવીસ છે. (यैस्तत्त्वभेदैरधिलोकनाथो लोकान्...अचीक्लृपत्–૮) **મહાપુરૂષની**–( ૧૮ થી ૨૧ માં વિદુરજીની યોગ્યતા અને પ્રશંસા વર્ણવી, મૈત્રેય કહે છેઃ अथ ते भगवल्लीला योगमायोपबृंहिता विश्वस्थिति-भवान्तार्था वर्णयाम्यनुपूर्वशः ૨૨) ભગવાને વિશ્વની કરેલી રચના. **વિદુર**–વિદુરઈ, વિદુરે પ્રીછયૂં–જાણ્યૂં. ( संछिन्नः संशयो मह्यं तव सूक्तासिना विभो । અ. ૭–૧૫ ) ( અ. ૫ ના શ્લો. ૨૨ થી ૫૦, અને અ. ૬, ૧–૩૯ માં મહદાદિ તત્ત્વો જે સૃષ્ટિ, અને છઠ્ઠામાં આધિદૈવાદિ ભેદ વર્ણવ્યાં છે. ) ( અધ્યાય ૭, ૨–૬ માં ૪ પ્રશ્નો વિદુર પૂછે છે. ૧ નિર્ગુણ ભગવાનમાં લીલાઓ અને ક્રિયાઓ વડે ગુણ કેમ સંભવે? અદ્વિતીયમાં નામ સાથે રમવાની ઇચ્છા કેમ સંભવે ? અજન્મા કેમ જન્મે છે? ભગવાન એક જ છે તો દુઃખ અને કર્મો વડે ક્લેશ કેમ સંભવે? મૈત્રેય ૯ થી ૧૪ માં તેના ખુલાસા કરે છે; અને વિદુર પછી કહે છેઃ આપની સારી વાણીરૂપી તરવારથી મારો સંશય છેદાઈ ગયો છે. શ્લો. ૧૫) **૧૬ બ્રહ્મા**૦–( અ. ૭, શ્લો. ૧૬–૪૧ માં વિદુરે વિવિધ સૃષ્ટિઓ, પ્રજાઓ, વંશો, વંશાનુચરિતો સાંભળવાની જીજ્ઞાસા દર્શાવી તેના ઉત્તરમાં અ. ૮ થી ભગવાનની નાભીથી બ્રહ્માથી ઉત્પત્તિનું પ્રકરણ શરૂ થાય છે. ) ' અનંત–ભગવાનના નાભિમાંથી ઉત્પન્ન થયલા કમલનો મહિમા ' ( કહ્યો ). **ઉપનુ**–ઉત્પન્ન થયા; એ કમલમાંથી બ્રહ્મા, સ્વયંભુવ, નીકળ્યા. ( અ. ૮, ૧૩–૧૫ ) **તવન**–સ્તવન, સ્તુતિ ( બ્રહ્માએ તપ–સમાધિ યોગથી અનંતનું રૂપ જોયું ૨૧–૩૩ અને આનંદથી નિર્ભય થઈ તેમની સ્તુતિ કરી, અ. ૯, ૧–૨૫.) **હરિ**–હરિને (मा वेदगर्भ गास्तन्द्रीं सर्गे उद्यम आवह ૨૯-૪૩ હરિએ વગર આળસે ઉત્પત્તિમાં ઉદ્યમ કરવા આજ્ઞા કરી. ) **દશ-વિધ**–દશ પ્રકારની. ( સૃષ્ટિ મૂળ ત્રણ પ્રકારની પ્રાકૃત, વૈકૃત, અને વૈકારિક; તેના દશ ભેદ. ૬ પ્રાકૃત–આધિભૌતિક; ૩ વૈકૃત–આધ્યાત્મિક

અને ૧ દેવસર્ગ. વૈકારિક-પ્રાકૃત + વૈકૃત. પ્રાકૃત ૬:-૧ મહત્, ૨ 'અહં'સર્ગ-અહંકાર (દ્રવ્ય, જ્ઞાન અને ક્રિયાત્મક), ૩ ભૂતસર્ગ (તન્માત્રાનો), ૪ ઐન્દ્રિય (જ્ઞાનકર્મોત્મક), ૫ દેવ (વૈકારિક, મન), ૬ તામસ (અબુદ્ધિકૃત્). વૈકૃત-૩-૧ ઉત્સ્રોત સ્થાવર સૃષ્ટિ (ખનીજ અને વનસ્પતિ, તમઃપ્રાય, અંતઃસ્પર્શી mineral and vegetable kingdom.); ૨ તિર્યૃક્સ્રોત (પ્રાણિજસૃષ્ટિ animal kingdom) અને ૩ અવાક્સ્રોત માનવસૃષ્ટિ human kingdom; અને ૧૦ મી દૈવીસૃષ્ટિ astral kingdom આઠ પ્રકારની, જેમાં દેવતા, પિતૃ, અસુર, ગંધર્વ, અપ્સરા, યક્ષ, રાક્ષસ, ભૂતપ્રેત, પિશાચ, સિદ્ધ, ચારણ, વિદ્યાધર અને કિન્નર; ૧ ઉત્સ્રોત પાંચ પ્રકારનીઃ વનસ્પતિ, ઓષધિ, લતા, વીરૂધ અને દ્રુમ. ૨ પ્રાણીસૃષ્ટિ ૨૮ પ્રકારનીઃ ગાય, બકરો, પાડો, મૃગ, સુવર, રોઝ, રૂરૂમૃગ, ગાડર અને ઊંટ-એ બે ખરીવાળાં ૯; ગધેડો, ઘોડો, ખચ્ચર, ગૌરમૃગ, શરભ અને ચમરી એક ખરી-વાળાં ૬; કૂતરો, શિયાળ, નહાર, વાઘ, બીલાડો, સસલો, શેઢાઇ, સિંહ, વાનર, હાથી, કાચબો, ગોધો અને મગર, એ પાંચ નખવાળાં પશુ; કંક, ગીધ, વટ, સીંચાણો, ભલ્લુક, મોર, હંસ, સારસ, ચક્રવાક, ઘુવડ, કાગડો આદિ પક્ષીઓ-તે અવિદ્, ભૂરિતમસ્, ઘ્રાણજ્ઞ અને હૃદ્યવેદિન્-હૃદયમાં સમજે નહીં એવાં. ( જુઓ અ. ૧૦. ૧૨ થી ૨૭ શ્લોક ) **૧૭ યથા૦**-જેવી જેની વાસના અને મનના વિકલ્પ તે પ્રમાણે તે તે ચૌદે લોક સરજ્યા. (૭ સ્વર્ગલોકઃ ભુર્, ભુવર્, સ્વર્, મહર્, જન, તપસ્ અને સત્ય; અને ૭ પાતાલ લોકઃ અતળ, વિતળ, સુતળ, રસાતળ, મહાતળ, તળાતળ અને પાતાળ ). **૧૮ પરમાણુ**-પરમાણુ( નાં લક્ષણ ) ત્ર્યસરેણુ, આદિ ભાગ. **કાલ-લક્ષણ**થી માંડી મહાકલ્પ પર્યંતના વિવિધ સમયવિભાગો. ( જુઓ અધ્યાય ૧૧ મો ) **સનકાદિક**-માનસસૃષ્ટિના, તપોમય પ્રતીકઃ (અધ્યાય ૧૨મામાં બ્રહ્માએ રચેલી સૃષ્ટિ અને મુખ્યત્વે માનવ પ્રજા-ઉત્પત્તિનું વર્ણન આપેલું છે. શ્લોક ૫૫) **સર્ગાધાર**-સૃષ્ટિના

આધાર ૩૫. સૃષ્ટિના આરંભમાં પૃથ્વી પ્રલયજલમાં ડુબી હતી; એટલે પરમેષ્ટીને ભગવાન હૃષીકેશે સૃષ્ટિ ઉત્પન્ન કરવાની આજ્ઞા કરતાં પોતાનું અસામર્થ્ય દાખવ્યું. ( અ. ૧૩. શ્લો. ૧૪-૧૫ ). બ્રહ્મા આદિ તેનો સંકલ્પવિકલ્પ કરતા હતા ત્યાં બ્રહ્માના નાકમાંથી અંગુઠા જેટલા પરિમાણમાં વરાહનું બચ્ચું નીકળ્યું ( શ્લો. ૧૮ ), ક્ષણમાં તે પર્વતપ્રાય થયું (૨૨), મુનિઓએ આ માયામય સૂકરની ત્રણ વેદો વડે સ્તુતિ કરી (૨૫); સૂકર ભગવાંને જલમાં નિમગ્ન થઈ દાઢ વડે પૃથ્વીને જલથી બહાર કાઢી, પણ તરત જ જલમાંથી ગદા લેઈ અસુર હિરણ્યાક્ષ બહાર આવ્યો તેને પ્રભુએ રમતમાં હણ્યો. (૩૧). પછી દેવોએ વેદસૂક્તો વડે ભગવાનની સ્તુતિ કરી (૩૪-૪૫). વારાહ પછી પૃથ્વીને જલ ઉપર તરતી મૂકી અંતર્ધાન થયા (૪૬-૫૦) **૧૯ ગર્ભાધાર**-( કશ્યપ મુનિએ દિતિના ગર્ભથી હિરણ્યકશિપુ અને હિરણ્યાક્ષ એ બંધુઓને ઉત્પન્ન કર્યાની કથા તેમના પૂર્વ જન્મથી માંડીને ૧૪ મા અધ્યાયમાં કહી છે. ) **અસુરાક્ષ**-અસુરોના અગ્રણી. **મુનિવર૨૦**-( આ કથા અધ્યાય ૧૫-૧૬ માં નિરૂપેલી છે. ) જય વિજય નામના પોળીઆ હરિને દ્વારે વિષ્ણુલોકમાં રહેતા; એક વખતે વિષ્ણુ એકાંતમાં હતા ત્યારે સનકાદિક કુમાર મુનિઓ ભગવાનના દર્શને આવ્યા તેમને ( तेजो विहस्य भगवत्प्रतिकूलशीलौ ઇત્યાદિ ) જયવિજયે રોકયા; એથી ક્રોધે ભરાઇ તેમણે તેમને બોધ સાથે શાપ આપ્યો. ( શ્લો. ૩૨-૩૪ ) "જ્યાં ત્રણ રિપુઓ વસે છે એવા લોકને વિષે તમે દ્વૈતબુદ્ધિવાળા જાઓ." (૩૪) આશાપ દેઇ સનકાદિક વિષ્ણુ પાસે ગયા, વિનવ્યા અને સ્તવ્યા (૩૭-૫૦). ભગવાને (અ. ૧૬) પોતાના શાપિત અનુચરો માટે અનુગ્રહ માગ્યો અને બોલ્યા: ( यत्कल्पतामचिरतो भृतयो विवास અ. ૧૬ શ્લો. ૧૬ ) આ બે મારા અનુચરોના મારાથી થયલા વિયોગનો અંત અલ્પ કાલમાં આવો. છતાં મુનિઓનો ક્રોધ શાન્ત થયો નહીં; અને તેમણે ભગવાનની સ્તુતિ કરી (શ્લો.૧૬-૨૫), જયવિજયને બીજો કોઈ દંડ આપવો હોય તો આપવા વિનવ્યા.

ભગવાને એ શાપ કાયમ રાખી કહ્યું: 'તમારો જે શાપ છે તે જ મારો શાપ છે. તેઓ સુરેતર ગતિ ભોગવી, ક્રોધના વેગથી વૃદ્ધિ પામેલી ચિત્તની એકાગ્રતાથી યોગમાર્ગ ગ્રહણ કરી, મારી સમક્ષ સદ્ય આવશે. મુનિઓ તે સાંભળી સ્વસ્થાને પરવર્યા. ભગવાને એ બે પાર્શ્વદોને તેમના શાપનું કારણ, સ્થિતિ, તેમ ભાવિનિર્માણ સમજાવ્યાં (શ્લો. ૨૯–૩૭). પૌરાણિક દંતકથા એમ છે કે ત્રણ અવતાર પર્યંત એ બે પાર્શ્વદોએ વૈરભાવે ભગવાનને ભજ્યા: (૧) વારાહ અવતારમાં હિરણ્યાક્ષ અને વિષ્ણુનું વૈર, નૃસિંહ અવતારમાં હિરણ્યકશિપુનું: (૨) રામ અવતારમાં રાવણ અને કુંભકરણ રૂપે; (૩) કૃષ્ણ અવતારમાં શિશુપાલ અને દંતવક્ર રૂપે. પછી તેમની મુક્તિ થઇ. **૨૦ હિરણ્યાક્ષ**–(અ. ૧૭ માં) હિરણ્યકશિપુ અને હિરણ્યાક્ષનો કશ્યપ મુનિથી દિતિએ જન્મ આપ્યાનો પ્રસંગ (૧–૧૮) અને હિરણ્યક્ષનો દિગ્વિજય વર્ણવ્યો છે. (શ્લો. ૨૦–૩૧) **સંગ્રામ**–અ. ૧૮ મામાં હિરણ્યાક્ષ અને વારાહનું દ્વંદ્વયુદ્ધ, અને ૧૯ મા માં તેનો વધ વર્ણવેલો છે. (વારાહ અવતાર. વારાહ પુરાણ આ પ્રસંગને ઉદ્દેશાને લખાયું છે.) **કરચુ**–કરચો. **તવઈ**–સ્તવન કરે, શ્રી શ્યામ, શ્રી વિષ્ણુની સ્તુતિ કરે. (વિસ્તૃત સ્તુતિ અ. ૧૩. શ્લો. ૩૪–૪૪ માં છે, અહીં તો માત્ર એક જ શ્લોક ૩૦ મો છે.)

**પા. ૪૯. ૨૧–૨૩. ૨૧** કહ્યું–'કહ્યૂં' જોઇએ. **કારણ**–મૂળ ઉત્પત્તિ. અધ્યાય ૨૦ માં વિવિધ લોકસૃષ્ટિ વિદુર–મૈત્રેય–સંવાદ દ્વારા વર્ણવાઇ છે. મહત્તત્ત્વાદિથી આરંભી, લોકસંસ્થાઓને સ્પર્શી, ગંધર્વ, કિંપુરૂપાદિની સૃષ્ટિ. **કર્દમ**–(અધ્યાય ૨૧ મો) પ્રજાપતિ. પ્રજા ઉત્પન્ન કરવાની બ્રહ્માની આજ્ઞા થતાં યથાયોગ્ય વીર્ય અને શક્તિ પ્રાપ્ત કરવા કર્દમે સરસ્વતિતીરે દશ હજાર વર્ષ પર્યંત તપ આદર્યું (૬), અને તેની હરિભક્તિથી પ્રસન્ન થઈ ભગવાને દર્શન દીધાં. (રૂપ વર્ણન ૯–૧૧); કર્દમે સ્તુતિ કરી (શ્લો. ૧૩–૨૧), ભગવાને કહ્યુ: તમારૂં ચૈત્ય મેં પૂર્વેથી જાણી તે સાધવાનો માર્ગ યોજ્યો

છે (૨૩). તેં કરેલી મારી પૂજા વ્યર્થ નહીં જાય (૨૪), મનુની શત-રૂપાથી થયલી પુત્રી દેવહૂતિ તારે યોગ્ય છે. તેની સાથે સંસાર માંડજે (૨૫-૨૮), તેથી નવ સંતાન-પુત્રીઓ થશે; એ પુત્રિઓથી અન્ય પ્રજાપતિઓ વિવિધ પ્રજાઓ ઉત્પન્ન કરશે. (૨૯-૩૨) પછી તે પ્રમાણે એ સ્થળે ઉપસ્થિત થયલી દેવહૂતિ સાથે કર્દમનો સંયોગ થયો (અધ્યાય ૨૨). **૨૨ વિચિત્ર ભોગ**-અને વિવિધ વિલાસ ચિત્રવિચિત્ર સામગ્રીઓનો ઉપભોગ લેતાં કર્દમે નવ પુત્રીઓ ઉત્પન્ન કરી. આથી દેવહૂતિને સંતોષ ન થયો, પુત્રી તે પારકું ધન અને એ પતિગૃહે જશે, માટે મુનિ પાછા તપ માટે વનમાં જતાં એકલા રહેવું ન પડે એથી પુત્ર ઉત્પન્ન કરવા તેમને વિનવ્યા. ( શ્લો. ૫૦-૫૭). એટલે, કર્દમે કહ્યું કે (અ. ૨૪) આપણી ભક્તિથી પ્રસન્ન થઇ વિષ્ણુ પોતે આપણા પુત્ર રૂપે પ્રકટ થશે. (૨) અને બ્રહ્મવિદ્યાના બોધથી તમારી હૃદયગ્રંથીને છેદશે (શ્લો. ૪). પછી કર્દમ વનમાં ગયા, ત્યાર પછી કપિલને દેવહૂતિએ જન્મ આપ્યો (૬). પછી બ્રહ્માની પ્રેરણાથી નવે ( કલા, અનસૂયા, શ્રદ્ધા, હવિર્ભૂ, ગતિ, ક્રિયા, ખ્યાતિ, અરૂંધતિ અને શાન્તિ ) પુત્રીઓને કર્દમે ( શ્લો. ૧૫ ) પ્રજાપ્રતિઓને પરણાવી. બ્રહ્માએ કપિલના ગુણ અને શક્તિનું વર્ણન કર્યું. (૧૬-૧૯) પછી પછી પ્રજાપતિઓ પરણી, પત્નીઓને લેઇ સ્વસ્થાને ગયા. (૨૧-૨૫) **વિષ્ણુભગતિવિસ્તાર**-પછી કર્દમે ભગવાનરૂપે અવતરેલા ત્રિરૂપ કપિલની સ્તુતિ કરી (૨૭-૩૪), કપિલે તેમને કહ્યુંઃ ( प्रसंख्यानाय तत्त्वानां संमतायात्मदर्शने ) સંસારથી છૂટવા માગનારાને આત્મજ્ઞાન દર્શાવવા અને ચોવીસ તત્ત્વો નિરૂપવા માટે હું જન્મ્યો છું. વગેરે. (૩૫-૪૦) પછી કર્દમ વનમાં સીધાર્યા અને ભક્તિ સાધી ભાગવતી ગતિ પામ્યા. ( શ્લો. ૪૭ ) **ચુવીસ તત્ત્વ**ની કથા. ( અ. ૨૫ ) કપિલ तत्त्वसंख्याती તેમ જ जातः आत्मप्रज्ञप्तये नृणाम् કહેવાય છે. (શ્લો. ૧) તેમણે બિંદુસરમાં રહી પોતાની માતા દેવહૂતિને તેની સ્તુતિથી (૭-૧૧) પ્રસન્ન થઈ योगः आध्यात्मिकः पुंसामतो निःश्रेयसाय

मे । अत्यन्तोपरातिर्यत्र सुखस्य च दुःखस्य च (શ્લો. ૧૩) પુરૂષોની મોક્ષસાધના અર્થે આધ્યાત્મિક યોગ કહ્યો. ૧૪–૨૭માં આ યોગના સેવનથી અને ભક્તિથી પ્રત્યગાત્મા જીવતાં જ ભગવાનને પામે છે એ ભાવ કહ્યો, ત્યારે ભક્તિના પ્રકાર વિષે દેવહૂતિએ પ્રશ્ન કર્યા (૨૮–૩૦); એટલે કપિલે યોગ છોડી, સાંખ્યદર્શનથી ભક્તિનું રહસ્ય સમજાવ્યું, અને अनिमित्ता भागवती भक्तिः सिद्धेः गरीयसी । जरयत्याशु या कोशं निगीर्णमनलो यथा ॥ કહી (૩૨), ભક્તિયોગ વર્ણવ્યો (૩૩–૪૩). પછી કાપિલેય તત્ત્વસમામ્નાય અનુસારે અધ્યાય છવ્વીસમામાં ૨૪ તત્ત્વોનું પરિગણુન કર્યું: **પુરૂષપ્રકૃતિવિચાર**–પુરૂષ અને પ્રકૃતિનો ભેદ (૩–૪), પ્રધાનપ્રકૃતિનો વિવેક, પાંચ મહાભૂતો, પાંચ ગંધાદિ-તન્માત્રાઓ, દશ ઇન્દ્રિઓ, અને અન્તરાત્મકના વૃત્તિ અનુસાર ચાર ભેદ: મન, બુદ્ધિ, અહંકાર અને ચિત્ત, એ ચોવીસ તત્ત્વો; અને प्रकृतेर्गुणसाम्यस्य निर्विशेषस्य... । चेष्टा यतः स भगवान्काल इत्युपलक्षितः નિર્વિશેષ, ગુણોની સમતાવાળી પ્રકૃતિની જેવી ચેષ્ટા થાય છે તે ભગવાન કાલ, પુરૂષ પચીસમો (૧૫–૧૭): **પુરૂષ**–આત્મા, નિર્ગુણ, સ્વયંજ્યોતિ, અનાદિ અને પ્રકૃતિથી પર છે (શ્લો. ૩). **પ્રકૃતિને** વિભુ પુરૂષ સૂક્ષ્મ, દૈવી ગુણમયી, લીલાવડે અદૃશ્ય પ્રકટ કરેલી છે; ગુણરૂપ વડે તે ચિત્રવિચિત્ર પ્રજાઓને સૃજે છે (૫), ઉપર કહેલાં ચોવીસ તત્ત્વોની સૃષ્ટિ આદિનો સ્ફોટ ૧૮–૭૨ શ્લોકમાં થયલો છે. **વિચાર**–વિવેક. અધ્યાય ૨૭ મામાં પુરૂષપ્રકૃતિનો વિવેક સમજાવી, પ્રકૃતિનાં લક્ષણુ નિરૂપી, તેનો તિરોભાવ કરી મોક્ષ સાધવાની પ્રક્રિયા વર્ણવેલી છે. **અવિચલ**–સનાતન. **અછઇ**–છે. **૨૩ સાધન**–અવિચલ પદ–મોક્ષ પ્રાપ્ત કરવાનાં સાધનો, તેનો અનુક્રમ. **કહિ**–કહે (છે). ત્રણ–કર્મયોગ, જ્ઞાનયોગ અને ભક્તિયોગ.

**પા. ૪૯–૫૦. ૨૪–૨૯.** કર્મયોગ–અધ્યાય ૩૦ મામાં કર્મ-વિપાક, ૩૧ મામાં જીવન, અને ૩૨ મામાં ગૃહસ્થાશ્રમનાં વિકર્મ વર્ણવી, શ્લોક ૨૨ માથી ભક્તિયોગની મહત્તા વર્ણવી છે. કવિએ

આ ભાગ છોડી દીધો છે. ૨૪ **પુરૂષનઇ**–પુરૂષને, મુમુક્ષુને સૌથી પહેલું આવશ્યક તો તેણે શાસ્ત્રવચન, ગુરૂનો ઉપદેશ, અને તેના આચરણમાં શ્રદ્ધા સેવવી; **વરણ**–ચાર વર્ણના લોકોના ધર્મો, કર્તવ્યો ( स्वधर्माचरणं शक्त्या विधर्माच्च निवर्तनम् અ. ૨૮. ૨ ) મનના જય માટે ભકતે શું શું કરવું યોગ્ય છે તે આ આખા અધ્યાયમાં વર્ણવેલું છે (૧–૪૪) **કામ**-કર્મનાં ફલ. **વાસના**–ઇચ્છા. ( दैवाल्लब्धेन संतोषः आत्मविच्चरणार्चनम् (૨). **કર્મ**–શ્રાદ્ધ, પર્વ આદિ પ્રસંગોના નિમિત્તે કરેલાં કર્મ નૈમિત્તક; સંધ્યા, તર્પણ આદિ નિત્ય–હમ્મેશનાં કર્તવ્યકર્મ. ૨૫ **શ્રી રામ**–પ્રભુ ભગવાન–કૃષ્ણ, ( वैकुंठलीलाभिध्यानम् समाधानं तथात्मनः ६ ) **નામ**–જપ, વિષ્ણુના નામનો અખંડ જાપ; જીવ્હાએ એ સિવાય અન્ય કામ ન કરવું. ૨૫ " સેવક જનોના આધાર, આશ્રયસ્થાન શ્રીપતિ ધ્યાન અને જપથી તેના સંસારના દોષ ટાળે–દૂર કરે અને મોક્ષ પ્રાપ્ત કરાવે." ( સમાધિવિધિ, ભગવાનના સ્વરૂપનું વર્ણન આદિ માટે જુઓ ૮–૩૨ ) ૨૬ **હિંસા**–કોઈનો જીવ માનસિક, વાચિક કે શારીરિક કર્મથી દુઃખવવો એ હિંસા. માટે ભાગવત તેની નિવૃત્તિ વિષે કહે છેઃ आत्मनः प्रतिकूलानि परेषां न समाचरेत् । **ભૂત**–જીવ કેરી. **બાહિરિ**–સંસારમાં રહેવું છે ત્યાં સુધી વર્તનમાં રાગ–પ્રીતિ ધરવી પણ આસક્ત ન થવું, કાર્ય પૂરતી જ પ્રીતિ સેવવી. **માંહિ**–અંતરથી, અંતઃકરણથી નિર્વિકાર, નિસંગ રહેવું. ( अन्तस्त्यागी बहिःसंगी भूत्वा विहर राघव એ વશિષ્ઠે રામને આપેલા બોધનું સ્મરણ. યોગવાશિષ્ઠ); જળમાં કમળ છે, તેના પત્રને જલનો સ્પર્શ થતો નથી, તેમ સંસારમાં રહેવા છતાં તેના સુખદુઃખથી પોતાને લેપાયલા ન માનવાની વૃત્તિ રાખવી. **અવધૂત**–( અવ + ધૂત,) નિશ્ચલ મનથી કલેશ, દ્વેષ, પ્રીતિ આદિ વૃત્તિઓને તરછોડી કાઢનાર યોગી. **મુદા**–હર્ષ, આનંદ, મન મુક્તિપ્રાપ્તિમાં જ પ્રસન્નતાને સેવે. " શું નિત્ય છે, શાશ્વત છે, અને તેથી શું ઉપાદેય છે, અને શું અનિત્ય છે, નાશવંત છે, અને તેથી હેય–ત્યાજ્ય છે, તેનો નિરંતર વિચાર કરતાં રહેવું."

**વિચારઇ**-વિચારે. ૨૭ ક્ષુધા આદિ ૧૦ અનિત્ય તત્ત્વો છે. માત્ર **અનંત**, વિષ્ણુ જ, સહોદિત-હમ્મેશાં ઉદય પામેલો, નિરંતર ઝળહળતી જ્યોતિવાળો, અવિનાશી છે. ૨૮ વિશેષ સ્ફોટ: "પુત્રાદિમાં સ્નેહ, મમતા-મારાપણાનો ભાવ ન ધરવો, એટલે રાગ ન જામતાં મન એથી મુક્ત રહી, પ્રભુમાં અભિમુખ થાય." **અધિક** નવિ-જીવનનિર્વાહ માટે જરૂરી હોય તેટલા પૂરતું જ. **મનસા**-મનથી. **યાવત્**-જરૂરપૂરતો. **પરિગ્રહ**-દાન આદિનો સ્વીકાર. **કરઈ**-કરે. **અર્થ**-ધન આદિ સંપત્તિ. ૨૯ "કામ આદિ વૃત્તિઓને છોડે." **વૈરાગ્ય**-વિષયોના ભોગમાંથી મનને ઉઠાવી લેવું તે, ઉદાસીનતા, ઉપરામ. **વિવિધ**-વિષે,-માં શમદમાદિ ગુણના સમુદાયને સેવે, અગર એવા ગુણો ધરાવનારા અને પ્રાપ્ત કરાવનારા સંત જનોની ચરણસેવા કરે, જેથી એ ઇષ્ટ લક્ષણો મળે.

**પા. ૫૦-૫૧. ૩૦-૩૮ જ્ઞાનયોગ** કવિએ કેવલાદ્વૈત મતને અનુસરતો આ વિભાગ ત્રીજા સર્ગના ઉત્તરાર્ધના કાપિલેયાખ્યાનમાંથી તારવ્યો છે; આ મત આટલો સ્પષ્ટ ભાગવતના આ સ્કંધમાં આ સ્થળે પ્રતિપાદેલો નથી. ૩૦ **રાગદ્વેષવર્જિત**-પ્રીતિ-આસક્તિ તેમ જ દ્વેષ-તિરસ્કાર-વૃત્તિથી રહિત. **વિજ્ઞાન**-પરબ્રહ્મનું વ્યષ્ટિરૂપ. શાસ્ત્રોક્ત વ્યાવહારિક જ્ઞાન. ભગવદ્ગીતામાં પ્રાજ્ઞ પુરૂષનાં વર્ણવેલાં (અ. ૨-૫૫-૫૮) લક્ષણો જુઓ. **ભણીજઇ**-ભણીએ, કહીએ. ૩૧ **પૂછઇ**-પૂછે, ગુરૂને પૂછી સમજી લે. **બંધ**-ચોર્યાસી લક્ષ યોનિ, જન્મરૂપ બંધન. **મોક્ષ**-મોક્ષનો. **વલતૂં**-ઉત્તરમાં સામું જે **કહઈ** કહે તેનો સાર **ગ્રહઇ**-ગ્રહે. **ચિંતવઇ**-ચિંતવન કરે, જેમ ઢોર ખાણ ખાઇ રહ્યા પછી નિરાંતે એકૂં એકૂં તેને વાગોળે છે તેમ નિરાંત થયે પુનઃ પુનઃ તેનો વિચાર કરી મનમાં એ જ્ઞાનને દ્રઢાવે. ૩૨ **જેણી પરિ**-જે પ્રકારે-(જેણિ-જેણઇ-એવડો તૃતીયાનો પ્રત્યય). **માંડઇ**-(સં. मण्ड्) આરંભે. **તણુ**-તણો. **ઉપાય**-સાધના સાધવા માંડે. **જનનુ**-માણસોનો, એકાંતસ્થળને સેવે; કે જ્યાં કોઇનો શોરબકોર સંભળાય એવા સ્થાનનો પૂરેપૂરો (પરિહરઈ) ત્યાગ કરે; **કેહિ**-કોઈ. (નરસાની નહીં તેમ સરસાની પણ નહીં), **સંગતિ**-

સમાગમ, સંસર્ગ (ન કરે, રાખે, કારણ સંસર્ગથી અન્યના દોષોનો ડાઘ લાગી જાય.) **૩૩ લિંગ**–કોઇ પણ પ્રકારનું વર્ણી કે આશ્રમવાસીનું આભિમાનિક ચિહ્ન. **સગાલ**–સુકાલ, ધનધાન્ય, સુખશાન્તિભર્યો, નિર્ભય, જેથી કોઈ સંતાપ ભય વા અંતરાય નડવાનો સંભવ ન રહે. **૩૪ કૂર્મ**–(यदा संहरते चायं कूर्मोऽङ्गानीव सर्वशः કાચબો જેમ ભય ઉપસ્થિત થતાં ચરણ આદિ સર્વ અંગોને સહજમાં પોતાની ઢાલમાં આવરી લે છે તેમ ઇન્દ્રિયોને વિષયોથી પાછી ખેંચી અંતર્મુખ કરે.) **સંવરઈ**–સંવરે, સમ્યક્ પ્રકારે પાછી અંતરમાં ખેંચી લે. ૩૫ **આસન**–યોગશાસ્ત્રમાં કહેલું શાન્તિપ્રેરક દઢ-આસન. **બાહિરિ**–સંસારમાંથી, આત્માથી અતિરિક્ત અન્ય સર્વ સૃષ્ટિમાંથી દષ્ટિને **વિસરઇ**–ભૂલે. **૩૭ રાજયોગ** હઠયોગથી નિરાળો, ગૃહસ્થાશ્રમી ભકતો સુખેથી નિર્ભયપણે આચરી શકે એવો. પાતાંજલ યોગશાસ્ત્રમાં સવિસ્તર આ યોગની પ્રક્રિયાઓ વર્ણવી છે. **પછી**–મેં **વણ્યું**–વર્ણવ્યો. **એકમનુ**–મનને એકાગ્ર કરીને અંતર્મુખ કરીને જે **રહઇ**–રહે, વર્તે તે એને **પામસિ**–પામશે, તે દ્વારા બ્રહ્મપદને પામશે. ૩૮ **અભ્યાસ**–પુનઃ પુનઃ નિયંત્રણ, એકધ્યાનપૂર્ણ આચરણ. **ભવપાશ**–સંસારનું બંધન **છૂટઇ**–છૂટે, કપાઇ જાય. **જ્ઞાનયોગનો** અભ્યાસ–પરિશીલન કરતાં કરતાં સંસારના સઘળા સંતાપ ટળે; અને શ્રવણ કરતાં સઘળાં પાપનો નાશ થાય.

**પા. ૫૧–૫૩. ૩૯–૪૮. ૩૯–નવ**–શ્રવણ, કીર્તન આદિ નવધા. (અ. ૨૯, ૭ भक्तियोगो बहुविधो मार्गैः...स्वभावगुणमार्गेण पुंसांभावो विभिद्यते) નવ પ્રકારની, પ્રત્યેક સાત્ત્વિકાદિ ત્રણ ભાવવાળી હોતાં ૨૭ પ્રકાર, અને તેનો પણ ફલની ઇચ્છાથી ભેદ કરીએ તો ૮૧ થાય. **હીન**–અધમ. ૪૦ (શ્લો. ૮ अभिसंधाय यो हिंसा दम्भं मात्सर्यमेव सा। संरम्भी भिन्नदृग्भावं मयि कुर्यात् स तामसः।) **હિંસા**–પીડા કોઇને કરવાની ધારણાથી. **ડંભકપણું**–(सं. दम्भ) કપટબુદ્ધિભાવ. **મછર**–મત્સર, માત્સર્ય (કોઇનો ઉત્કર્ષ નહી ખમાયાની) ઈર્ષ્યા. તામસ–એ હીન. **૪૧ તણુઈ ઉદ્દેશઈ**–(ભોગ પાળવાથી) તણે ઉદ્દેશથી. (શ્લો. ૯–विषयानभिसंधाय यश ऐश्वर्यमेव वा। अर्चादावर्चयेद्यो मां पृथग्भावः स राजसः।)

**અષ્ટ**–અણિમાદિ ૮. રાજસ એ મધ્યમ. ૪૨ **નાશિવા**–નાસવા, બાળવા. **સકામ**–કામના સહિત ભાવ. **પ્રીતિ–ઇ**–પ્રીતિથી; સાત્ત્વિક એ ઉત્તમ. **વિધિ**–કર્મોનું આચરણ (૧૦ कर्मनिर्हारमुद्दिश्य परस्मिन् वा तदर्पणम् । यजेद्यष्टव्यमिति वा पृथग्भावः स सात्त્विकः । ) ૪૩ રહ્ય–રહયિ, હૃદયમાં. **અનન્ય**–બીજા કોઇને નહીં, માત્ર પરમાત્માને જ ઉદ્દેશીને ( ૧૧–૧૨ मद्गुणश्रुतिमात्रेण...अहैतुक्ये व्यवहिता या भक्तिः पुरुषोत्तमे ) ( અધ્યાય ૨૯ મામાં ભક્તિયોગના પ્રકાર, કાલનું બલ, અને ઘોર સંસૃતિ આદિનું વર્ણન છે. કવિએ ૮ થી ૧૨ શ્લોક લેઇ બાકીના ૧૩–૪૫, તેમ જ અધ્યાય ૩૦, ૩૧, ૩૨, અને ૩૩ ના ૮ મા શ્લોક પર્યંતનો ભાગ, જેમાં કપિલે પોતાનાં માતુશ્રીને કર્મવિપાક જીવગતિ, ગૃહસ્થાશ્રમીની ઊર્ધ્વગતિ આદિનો બોધ આપ્યો છે તેને છોડી દીધા છે. ૪૪ **પાપપ્રભાવિ**–પાપની બહુલતાથી. **માનવી૦**–પાપ અને પુણ્યનો પ્રભાવ મિશ્ર હોય તો જીવનો માનવ યોનિમાં અવતાર થાય. ૪૫ **વાહન**–તરવાનું સાધન, વાહાણ. **સુવાય**–અનુકૂલ પવન હરિભક્તિ રૂપી અનુકૂલ પવન તેના શઢમાં ભરાય તો તે નર મટી નારાયણ થાય; જે આત્મા–જીવનું દેહરૂપી વાહાણ 'હરિભક્તિ રૂપી પવન વડે ગતિમંત થયલું હોય તે નરહરિ રૂપ થાય. ૪૬ **ભણઇ**–ભણે ( અ. ૩૩, શ્લો. ૯–૧૨ ) **સૂણિ**–સાંભળ ( આજ્ઞાર્થ ). **વચન**–વચનઇ, વચનથી. **પ્રતિબોધ**–ઉપદેશ. પછી 'કપીલે ઇન્દ્રિયોને સંવરી પ્રાણાયામ કર્યો.' **નિરોધ**–સંયમ. ૪૭ **સિદ્ધક્ષેત્ર**–( ૩૧ શ્લો. पुण्यतमं क्षेत्रं नाम्ना सिद्धपदम् ) સિદ્ધ પુરૂષોથી સેવાતું ક્ષેત્ર, સિદ્ધપુર. **ભુવિ**–જગતમાં. **સાનિધ્ય**–સંનિધિમાં. ( શ્લો. ૧૩ થી–૧૪ માં, કપિલ મુનિ યોગયુક્ત થયાનું કહ્યું છે. ૧૫ થી ૨૦ માં કર્દમ ઋષિએ ભોગવેલાં સુખ વર્ણવ્યાં છે; અને ૨૧ થી ૩૦ માં માતા દેવહૂતિની નિર્વાણપ્રાપ્તિ વર્ણવેલી છે. ) **નિજ–જ્ઞાન**–આત્મજ્ઞાન, નિજ સ્વરૂપ પરબ્રહ્મનું જ્ઞાન ૪૮ **તેત્રીસ**–અધ્યાય. **સર્ગ**–દશવિધ લીલામાંનો પ્રથમ પ્રકાર. પાયો પહેલો, અને ચાર કલા પૂરી થઈ.

---

# કલા ૫ મી, સ્કંધ ૪ થો, ૨ જી લીલા-વિસર્ગ

---

[ અહીંથી બીજો પાયો વિરાગ આરંભાય છે; ચારથી સાત સર્ગો અને ૨ થી ૪ લીલાઓ તેમાં સમાય છે. આ પાંચમી કલા તે ચોથો સર્ગ. દશ વિધ લીલામાંની બીજી 'લીલા વિસર્ગ-વિવિધ કાર્ય-આચાર રૂપ સર્ગ-વર્ણવેલી છે. ઈશ્વરાધીન બ્રહ્મા, મનુ આદિનાં સૃષ્ટિવિધાન, યજ્ઞાચરણ આદિ કૃત્યો દ્વારા હરિનો પ્રભાવ આલેખ્યો છે. આ સ્કંધના અધ્યાય ૨૯ બોપદેવના સમયમાં હશે, પણ આધુનિક ભાગવતમાં ચોથા સ્કંધના ૩૧ અધ્યાય છે. **स्त्रीबालप्रौढवृद्धत्वैश्चतुःप्रकरणीकृता । सती ध्रुवपृथुप्राचीनेतिहासैस्तदुक्तये.** ૪, ૨, સતી પાર્વતીનું આત્મદહન (૭ અ.), બાલક ધ્રુવનું તપશ્ચરણ (૪ અ.), પ્રૌઢ પૃથુરાજાનું ધર્માચરણ (૧૦ અ.) અને વૃદ્ધ પ્રાચીનબર્હિષ રાજાની તપઃસિદ્ધિ (૮ અ.) એ ચાર પ્રકરણ મુખ્યત્વે નિરૂપાયલાં છે. મધ્યે પુરંજનાદિનાં વ્યાખ્યાન અને પ્રચેતસૂવૃત્તવર્ણન પણ પ્રસંગાનુસારી આવે છે. સમગ્ર સ્કંધમાં મૈત્રેય અને વિદુરનો સંવાદ તૃતીય સ્કંધવાળો ચાલુ છે. ]

**પા. ૫૩-૫૬ ૧-૨૧. ૧ ચ્યારિ**-ચાર (બહુવચનનો 'ઇ' પ્રત્યય, નાન્યતર જાતિ.)**ચુથઈ**-ચોથામાં.**અછઈ**-છે. **ભગતઆધીન**-ભક્તોના દોર્યા, તેમનાં શરણોનું પ્રતિપાલન કરવા તત્પર. **સ્ત્રી**-પાર્વતી. **ગૌરી** બાલા, ષોડશવર્ષીયા. **બાલક**-પૌગંડ, પાંચ વર્ષના વયના અવધિવાળો. **પ્રાચીન**-પ્રાચીનબર્હિષ. **૨ અન્વય**-( सं अनु+इ ) વંશપરંપરા. [અધ્યાય ૧ લામાં મૈત્રય વિદુરજીને મનુના વંશની શતરૂપાથી થયલી વિસ્તારવૃદ્ધિ કહે છે. ૧-૪૬. ૪૭-૪૮ મા શ્લોકમાં દક્ષના મનુપુત્રી પ્રસૂતિ સાથે થયલા વિવાહ, ૧૬ પુત્રીઓના જન્મનો અને તેમાંની એક ભવચ્છિદ ભવ(શંકર)ને પરણાવ્યાનો ઉલ્લેખ કરી, બાકીની પુત્રીઓનાં લક્ષણ (૪૯-૫૩), દેવસ્તુતિ (૫૫-૫૭) અને ભૂભાર કમી કરવા વિષ્ણુનું દેવો સાથે અવતરણ વર્ણવ્યું છે. (૫૮-૬૩). માત્ર

૧૪–૧૫ મા શ્લોકમાં પાર્વતીના આત્મદહનનું સૂચન કરેલું છે. ] ૨ ' પ્રજાપતિ તણિ યાગિ '–પ્રજાપતિના યાગમાં. **ઉછાહ**–ઉત્સાહ, ઉમંગ. **કીધુ**–કર્યો, વર્ત્યો. ૩ [ અ. ૨ માં દક્ષે, પુત્રી પાર્વતીનો દ્રોહ કેમ કર્યો, એવા વિદુરના પ્રશ્નના ઉત્તરમાં પૂર્વપ્રસંગની આખ્યાયિકા મૈત્રેય કહે છે. પૂર્વે વિશ્વસૃજના સત્રમાં દક્ષ આવ્યા ત્યારે ઋષિઓ અને દેવતાઓએ ઉઠી તેમને નમસ્કાર કર્યા, પણ બ્રહ્મા (પિતૃસ્થાને હોઇને) અને શંકર (જમાઈ હોઇને) ન ઉઠયા. દક્ષે તેને અપમાન લેખી શંકરને કહેવા ન કહેવાનાં વેણ કહ્યાં. ૮–૧૬. અને શાપ આપ્યો. ૧૭–૧૮. **अयं तु देवयजन इन्द्रोपेन्द्रादिभिर्भव । सहभागं न लभतां देवैर्देवगणाधमः ॥** એટલે નંદીએ દક્ષ અને તેને સંમત દ્વિજોને સામો દારૂણ શાપ દીધો, અને દક્ષને બોકડાની યોનિ મળવાનું કહ્યું. ૨૦–૨૬. ત્યારે ભૃગુએ સામો બ્રહ્મદંડરૂપી શાપ શંકરના આશ્રિતોને આપ્યો ૨૮–૩૨. શંકર ખિન્ન થઇને ત્યાંથી ચાલી ગયા.] **બઇઠા**–બેઠેલા **ઉઠયા** માન આપવાને ઉભા. **શાપ**–નંદી અને ભૃગુએ દક્ષ અને શંકર પરસ્પરને તથા તેમના આશ્રિતોને દીધા. **દીધુ**–(કર્તા શાપ शापो दत्तः સંસ્કૃત વાક્યશૈલી ). ૪ પછી (અ. ૩ માં ઉમારૂદ્રસંવાદ થાય છે.) શિવનો યજ્ઞભાગ ટાળવા દક્ષે પશુયજ્ઞ કર્યો; તેમાં બ્રહ્મર્ષિઓ આદિને તે અર્થે સપત્નીક જતા પાર્વતીએ જોયા અને પોતે પિતાગૃહે જવા પતિની આજ્ઞા માગી. શ્લો. ૧–૭. **માંડયુ**–માંડયો. 'રુદ્રનો ભાગ ન કર્યો, ન નિમંત્ર્યા.' **પશુ**–પશુને હોમવાનો; વાજપેય યજ્ઞ પછીનો બૃહસ્પતિ સવ નામનો યજ્ઞ. **પુરૂષ**–શંકર, એ યજ્ઞપુરૂષ કહેવાય છે. **હુઉ**–હુઓ. થયો. **અણાહ**–( अन्+अहन् ) ઉમંગ વિનાનો દિવસ (અણોજો, નીવડયો.) **પાખઇ**–વિનાનો. ( सं. पक्ष–પખું એકપક્ષી–વિનાનું) 'પરણનાર વર વિનાની જાન–વિવાહ જેવો પ્રસંગ નીપજ્યો.' ૫. **ભણઇ** (પતિને કહે). **અવધારિ**–લક્ષમાં લ્યો. પાર્વતી કુદરતી રીતે પિતૃગૃહે યજ્ઞ–ઉત્સવ થતાં હર્ષાન્વિત થાય છે અને તેથી તે ત્યાં જવાદેવાનો અનુગ્રહ માગે છે (૮–૧૪). ૬ શંકર, જ્યાં અપમાન થયું હોય, જ્યાં કુત્સિત ભાવ જાગ્યો હોય ત્યાં પિતુગૃહ હોય તોયે

ન જવું, કારણ એથી મરણ થાય છે, એવો બોધ. સતીને દે છે. (૧૫-૨૫) **સહી**-નિશ્ચયે. **અણુતેડયાં**-વગર તેડયે. શંકર કહે છે કે કદાચ પિતાને ઘેર તેડાની આશા રાખવી નહીં એમ કહીએ, તો ઠીક પણ આ પિતા-अनाहुता अप्यभियन्ति बन्धुषु... बलीयसानात्म्यमदेन मन्युना ક્રોધી છે. **જાએવું**-જવું ( હેત્વર્થ અવ્યય કૃદંત. સં तव्य-અપભ્રંશ एवं, एवि, एव्वउं અને एवा. આમાંનો एव्वउं પ્રત્યય ગુજ-રાતીમાં આવ્યો. એ ક્રિયાવાચક નામ તેમ વિધ્યર્થ કૃદંત પણ છે. ) **ગમણ**-ગમન (જેમ 'નગર'નું 'નયર'). 'ગયા પછી જો સત્કાર ન થાય તો સામું અપમાન લાગે અને જીભ કરડીને મરવાનો વિષમ પ્રસંગ આવી પડે.' ( અ. ૩-૨૬ संभावितस्य स्वजानात्पराभवो यदा स सद्यो मरणाय कल्पते ) **ઉપમાન**-અપમાન. ૭ **માન માગઇ**-વિનતિ કરે. પાર્વતીના મનમાં એમ થયું કે 'વગર તેડયે પણ ઉત્સવમાં ભાગ લેવા આવેલી જોઇને પીઅરીયાં ઘણાં રળીયાત થાય.' **વીનતી**-વિજ્ઞપ્તિ, પ્રા. વિણ્ણત્તિ ગુ. વિનંતિ. **પીહરિ**-( सं पितृग्रह, હે. દે. પિઉહરં ) પિયેર, બાપને ઘેર. **રલિયાતિ**-(सं. लल् ગુ. રલિ.) આનંદથી પુલકિત **થાઇ**-થાએ. ૮ **દક્ષ**-નામે જો કે દક્ષ-વ્યવહારવિનયચતુર નામધારી તમારો તાત છે. પણ વ્યવહારમાં અનિપુણ, અચતુર છે. **ધન**-ચારે જાતના ગર્વથી ભરેલો છે: ( यौवनं धनसंपत्तिः...किमु यत्र चतुष्टयं ) **વિવેક૦**-વિનયથી કેમ વર્તવું તેનો વિચાર સરખો પણ કરી જાણતો નથી. ૯ **વારંતાં**-અટકાવવા છતાં (स. वृ-वार्). **રહી**-અટકી. ( અ. ૪, ૧-૬ પતિનો બોધ ન માનતાં પાર્વતીએ પિતૃગૃહે પ્રયાણ કર્યું. સાથે શિવગણો પણ સંચર્યા. (स्नेहाद्रुदत्यश्रुकलातिविह्वला) ૧૦ **નવિ સાંસહી** સાસ, શ્વાસ ખાધો નહીં, ખાવા થોભી નહીં અને એકદમ યજ્ઞમંડપમાં જ સીધી સંચરી. માએ' અને બાપે ન બોલાવી ( જુઓ અ. ૪, ૮ तामागतां तत्र न कश्चनाद्रियद्विमानितां यज्ञकृतोभयाज्जनः। ऋते स्वसॄवँ जननीं च-) 'જેમ રાજ્યના હીન થયલા રાજાને કોઈ માન દે નહીં તેમ માતા અને બેનો સિવાય કોઇ સ્વજનો, કુટુંબીઓએ તેનો સત્કાર પણ ન કર્યો.' ૧૧ 'દક્ષ

તણે-ના ધરિ-ઘર-દેહમાં વિપરીત સાન-બુદ્ધિ પ્રવર્તેલી, થયેલી દીઠી' ( पित्रापि विनन्दिता. ) અને ક્રોધે ભરાઇ (૮-૧૦) અને નિંદાવચનો કહ્યાં (૧૧-૨૧) 'જ્યાં શિવ-કલ્યાણકારી દેવ નથી ત્યાં અશિવ-અકલ્યાણકારી તત્ત્વો ઉત્પન્ન કરે,' તેં શિવને અપમાની અશિને નિમંત્ર્યું છે. (यद्व्यक्षरं...सकृत्प्रसंगादघमाशु हन्ति तत्-भवानहो द्वेष्टि शिवं शिवेतरः ) ૧૨ 'સંતને જ ઘેર વિદ્યા આદિ નિત્યે હોય, શોભે,' પણ અસંતને ઘેર એ સહુ આવતાં ઉલટાં ફલ આપનાર નીવડે (प्रास्ताविक विद्या विवादाय...खलस्य साधोर्विपरीतमेतत्-) ૧૩ તારા જેવા અસંતે મારો દેહ ઉત્પન્ન કર્યો છે, માટે તારા જેવા દુર્જનના સંગથી એ પણ અસંત થયો તેથી તેનો ત્યાગ કરી, હું મારા આત્માને નિર્દોષ કરીશ. (नैतेन देहेन कृतागसो देहोद्भवेनालमलं कुजन्मना-મને સહુ દાક્ષાયણી કહે અને મને ખેદ થાય માટે अहं व्युतस्रक्ष्य एतत् कुणपं त्वदंगजम्-અ. ૪, ૨૨-૨૩). છાંડિશિ-ત્યાગીશ; જેમ કુછિત-કુત્સિત અન્ન નાંખી દેવું જોઇએ તેમ મારો દેહ છોડીશ.' ૧૪ પછી ' ઉત્તર દિશામાં યોગ-આસન કરી બેઠાં, અને પ્રાણ તથા ઉપાન વાયુ આકર્ષ્યા-સંયમ્યા, અને યોગાગ્નિ ઉપાયુ-ઉપજાવી, વપુ-દેહરૂપી પિંજરૂં પ્રજાળ્યું-સળગાવ્યું. (અ.૪,૨૪-૨૭) ૧૫ વરત્યુ-ફેલાયો. હાહાકાર-અપાર અરેરાટી વછૂટી. ( हाहेतिवादः सुमहान् ૨૮. દેવો આદિએ આક્રોશ કર્યો. ૨૯-૩૦) કરતા મારિ-દક્ષના સભ્યોને હણવા માંડયા. 'મારો મારોની હાકલ ઉડાવી સંહાર આદર્યો.' ભૃગુકૃત્યા-ભૃગુએ યજુર્વેદના મંત્રોચ્ચારથી કરેલા દક્ષિણાગ્નિહોમથી. જિતાં-જેટલા; ભૃગુએ જેટલા ગણો ઉત્પન્ન કર્યા તેમણે પણ રૂદ્રગણો સામે પ્રહારકર્મ પ્રવર્તાવ્યું. ૧૬ (અ. ૫ મો) તેતલઇ-તેટલામાં. ગઇ-પહોંચી. કોપઇ-ક્રોધથી. ' રુદ્રે છોડયો.' જટા-કેશવાળી વીંખી, ભોંયે પછાડી. અને સંતાપ-સંતપ્ત થયલા શરીરમાંથી વીરભદ્ર ગણને ઉપાયુ-ઉત્પન્ન કર્યો. (અ. ૫, ૧-૩) ૧૭ આયસ-આજ્ઞા. ( दक्षं सयज्ञं जहि...रुद्रामटांशको मे आज्ञप्त एवं અ.૫, ૪-૫) વિધ્વંસ્યુ-ધ્વંસ કર્યો, વેરણછેરણ કર્યો. સાહ્યા-પકડી દંડ

દીધો. ૧૮ ( વર્ણન માટે જુઓ અ. ૫, ૬–૨૬ ) કુંચ (कूर्चः) જટાવાળી ખોપરી ખેંચી કાઢી.' લુંછી–( સં. लुञ्च ) તાણી કાઢી. બિહુ–બે બાજુની. વયણ–વદન, મોઢું. નયણ–નયન, આંખોના ડોળા 'દક્ષનું માથું કાપી લીધું' (यजमानपशोः कस्य कायात्तेनाहरच्छिरः २४) કૂટી–(સં. कुट्ट् )પથરા વગેરે ઠોકીને. ૨૦ (અ. ૬ રુદ્રસાંત્વન) બ્રહ્મા આ સહુ સંતાપ અને અધ્વરભંગ નિવારવા મહાદેવને શાંત પાડવા કૈલાસે પહોંચ્યા, અને વીનવ્યા (શ્લો. ૪–૫૩) લીલવિલાસ–'લીલા અને વચનવિલાસથી.' સતોષ્યા–સંતુષ્ટ કર્યા. જીવાડયુ–સજીવન કર્યો. (બોકડાનું માથું દક્ષના ધડે મૂકી તેને જીવતો કર્યો, જુઓ અધ્યાય ૭ મો શ્લો. ૮) હરિ–વિષ્ણુ ત્યાં ઉપસ્થિત થયા. ( દક્ષે પુનઃ યજ્ઞ આરંભ્યો, હરને ભાગ આપ્યો. અને હરિને ઉદ્દેશીને પુરોડાશ હોમતાં વિષ્ણુ પ્રકટ થયા; સહુએ સ્તુતિ કરી, દક્ષ–રૂદ્રનો ક્રોધ શમ્યો અને પરસ્પર વિરોધ ટળ્યો–શમ્યો. )

પા. ૫૬–૫૯. ૨૨–૩૦. ૨૨ ( અ. ૯ થી ૧૨ માં ધ્રુવચરિતઃ બોપદેવ અનુસાર 'ચાર' चतुर्भिः અ. ૪–૪. પણ પાંચમો કીયો ક્ષેપક તે સમજાતું નથી. મૈત્રેયનું વિદુર પ્રતિ કથન ચાલુ છે. ) (અ. ૮) ઉત્તાનપાદ–સ્વયંભુ મનુનો, શતરૂપાથી બીજો પુત્ર. (૧ પ્રિયવ્રત અને ૨ ઉત્તાનપાદ 'वासुदेवस्य कलया जगतः स्थितौ' ) તેની પત્ની બે સુનીતિ ( અણમાનીતી ) અને સુરૂચિ ( માનીતી ), અનુક્રમે પુત્ર બે ધ્રુવ અને ઉત્તમ. પુત્ર–ઉત્તમ ખોળે બેઠો. ૨૩ લડાવઈ– ( लालयन् ८ ) ( દરમ્યાન ધ્રુવ આવ્યો, ખોળે ચઢવાની ઇચ્છાવાળો છતાં તે તરફ રાજાએ લક્ષ ન દીધું. ૯. પણ ઉલટું સુરૂચિએ મર્મ-બાણ માર્યું ૧૦–૧૩ ) વિનતા–અપરમાતા સુરૂચિ. ૨૪ ભાગ્યહીન– નિર્ભાગી ( પતિના સુખરૂપી ભાગ્યથી વંચિત ) ઘટઇ–ઘટે, પાત્ર થાય ( नार्हति–પુત્ર રાજસુખને પાત્ર નથી. ) 'મારી કૂખે અવતરે તો તું આજે રાજ પામે.' ( तपसा राध्य पुरुषं गर्भे त्वं साधयात्मानं यदीच्छसि नृपासनम् १२ ) ૨૫ ધ્રુવ ઉઠચુ–ઉઠયાં, ત્યાંથી ચાલ્યો. 'માતાને

પ્રદક્ષિણા કરી.' ભાગવતમાં માતા (અ. ૮. ૧૩–૨૩) બોધ દે છે: 'તાત! કોઈનું અમંગલ મનમાં ન આણતો. બીજાને દુ:ખ દેનાર–ઇચ્છનાર પોતે તેનું ફલ ભોગવે છે. વિમત્સર થઈ અવ્યલીક અધોક્ષજનાં ચરણકમલનું આરાધન કર (૧૯); કમલલોચન વિના તારૂં દુ:ખ છેદનાર અન્ય મને જડતો નથી. ૨૩.' **નારદઇ**–નારદે. **નિજ**–પરમાત્માનો, પરમ–પદપ્રાપ્તિનો. નારદ પ્રથમ તેને તપ કરવા જતાં વારે છે, તાવે છે. ૨૭–૩૮, પણ ધ્રુવનો સદાગ્રહ જોઈ તપનો માર્ગ પ્રબોધે છે, અને **ॐ नमो भगवते वासुदेवाय**નો દ્વાદશાક્ષરી મંત્ર આપે છે. ૪૦–૬૧. બીજી પાસ રાજાને પુત્રને સંતાપ દીધાથી ક્લેશ થયો. નારદે ત્યાં જઇ સાંત્વન કીધું ૬૪–૬૮. રાજા અષ્ટૌ પ્રહર પુત્રધ્યાનમાં લાગ્યો. **૨૬ પરહરિ**–પરિહરે, ત્યાગે. **સ્વામી**–વાસુદેવ પાંચ મહીનાના તપ આદરતાં ( વર્ણન માટે જુઓ ૬૮–૭૮ ) તેના પ્રભાવથી દેવો પોતાનું પદ જવાની ચિંતામાં પડ્યા, ભગવાનને શરણે ગયા. ૮૦–૮૧ ) ભગવાને આશ્વસન દીધું: '**मयि संगतात्मा**, એણે મારામાં આત્માને જોડ્યો છે, અને સિદ્ધિની કોઈ લાલસા નથી. ૮૨ ( અધ્યાય ૯ મામાં ) પ્રભુદર્શન ધ્રુવને થયું. ૧–૪; ધ્રુવસ્તુતિ ૫–૧૭. **૨૭** વર **આપઇ** વર આપે; ભગવાનનું વરદાન. ૧૯–૨૫: છત્રીસ હજાર વર્ષ અવ્યાહત ઇન્દ્રિયથી તું રાજરક્ષિતા થજે...આ લોકને ભોગવી અંતે મને સંભારજે. અને સર્વ લોકથી નમસ્કારાતા મારા પદને પામજે. **અણવાંછિત**–જેની તું વાંછા–અભિલાષા નથી રાખતો તે રિદ્ધિ રાજગૃહે રહી ભોગવ. **૨૮** ધ્રુવને પછી રાજપદ તપ આદર્યા પહેલાં તેમ પછીથી પણ અભીષ્ટ ન હતું; નારદે પરમપદ મેળવવા કહેલું, પણ આ તો રાજસુખ મળ્યું તેથી તે ઉલટો સંતાપ્યો ૩૦–૩૫: પણ પ્રભુની ઇચ્છાને વશ થઈ પિતા કને આવ્યો. **૨૯ પાલ્યૂં**–રક્ષણ કર્યું. ધ્રુવને આવેલો જોઇ રાજાએ દાન–સન્માન દીધાં અને તેને જ રાજ સોંપી પોતે વને વિચર્યો. ૩૬–૬૭. **સંતોખ્યા**–અધ્યાય ૧૦–૧૧: ધ્રુવે લગ્ન કરી સંસાર માંડ્યો, યક્ષોને સંહાર્યા. અધ્યાય ૧૨: કૂબેર આદિ દેવોએ સ્તુતિ કરી, વરદાન માગવા

ધ્રુવને પ્રેર્યો. તેણે 'જેનાથી અયત્ને, વગર યત્ને અજ્ઞાનને તરી જવાય એવી હરિની અચલિત સ્મૃતિ માગી.' ૮. **છાંડયુ**–ત્યજ્યો, **વનિ**–બદરિકાશ્રમમાં (૧૬). ધ્રુવપદ–આકાશમાં ધ્રુવના તારાનું અવિચલ પદ પામ્યો. ૩૦. બદરિકાશ્રમમાં જઇ ધ્રુવે તપ આદર્યું. હરિનું જ સ્મરણ નિરંતર કર્યું. (૧૮) ભગવાનના પાર્ષદો આવ્યા (૧૯–૨૨) અને બોલ્યા: आतिष्ठतच्चन्द्रदिवाकरादयोग्रहर्क्षतारा: परियन्ति दक्षिणम्–જ્યાં ચન્દ્ર, સૂર્ય, નક્ષત્ર, ગ્રહો, અને તારાઓ પ્રદક્ષિણા કરી રહ્યા છે ત્યાં –'સ્થિર થા.' **પાષલિ**–પાછળ (पक्षल) **ફિરઈ**–ફરે, આંટા મારે. **પરતક્ષ**–પ્રત્યક્ષ. **પેખુ**–પેખ્યો, જોયો, અનુભવ્યો. વિમાનમાં બેસી તે સ્થળે જવા પાર્ષદોએ કહ્યું, પણ 'દીન માતા સુનીતિને છોડી આવતાં મન કચવાયું; એટલે તેને પણ લીધી' (૩૨–૩૩). પછી ધ્રુવલોકનું વર્ણન અને ચરિતના શ્રવણનું ફલ છે. ૩૪–૫૨

પા. ૫૭–૫૮. ૩૧–૩૭. **૩૧ અંગ**–ધ્રુવનો વંશજ, ઉલ્મુકનો પુત્ર. **વેણ**–વેન. (અ. ૧૩, શ્લો. ૧૭). એની દુ:શીલતાથી નિર્વિણ્ણ થઇ અંગ વનમાં ગયો. (૧૮) **યાગવિભાગ**-યજ્ઞમાં દેવોના ભાગ **લોપિયા**–લોપ્યા, અટકાવ્યા અને પોતે લીધા; અંગે અશ્વમેધ કર્યો, બ્રહ્મવાદી દેવોને તેમાં નિમંત્રણ કીધાં, છતાં કોઇ આવ્યા નહીં. (અ. ૧૩, ૨૫), શાથી તેઓ ન આવ્યા તેનું કારણ ઋષિઓને પૂછ્યું (૨૬–૩૧) અને સુપુત્ર મેળવવા પ્રેર્યો, પણ માતામહના અધર્મના અંશથી અધાર્મિક પુત્ર વેન અવતર્યો. (૩૨–૪૦) **વેન** (स सराशनमुद्यम्य मृगयुर्वनगोचर: हन्त्यसाधुर्मृगान्दीनान्वेनोऽसावित्यरौज्जन: ) એ અસાધુ રાજપુત્ર રાતદિન વનમા ભમી દીન મૃગોને મારતો, તેથી તેથી લોકો તેને 'વેન' 'વેન' પોકારવા લાગ્યા. આવા પુત્રથી કંટાળી અંગ વનમાં ગયો (૪૮). પછી વેન ગાદીએ બેઠો (અ. ૧૪–૨). તેણે બ્રહ્મવાદીઓને આજ્ઞા દીધી: હે દ્વિજો ! કદિ યજ્ઞ કરતા નહીં. આમ રાજા દુધ પાઇને ઉછેરેલા સાપ જેવો થયો. **તેણ**–તેણઈ, તેણે. 'પ્રજાપીડાના સંતાપથી' 'વિપ્રનો તે શાપ પામ્યો.' **૩૨** મરી ગયો.

પછી અરાજકી પૃથ્વી થતાં પુત્ર ઉત્પન્ન કરવા **મુનિવર**–મુનિવરોએ તેના ( જમણા ) હાથને મસળ્યો. **વિષ્ણુકલા**–વિષ્ણુની કલા અંશ. एष विष्णोर्भगवतः कलाः અ. ૧૫, ૩, પૃથુ અને તેની પત્ની થનારી અર્ચિસ્ દેવી–એ બે જોડલું બાહુમાંથી પ્રકટ થયું. राजा वै विष्णुः **સંભવઇ**–સંભવે, ઉત્પન્ન થાય. **ઉપન્નુ**–ઉત્પન્ન થયો. તવન–સ્તવન. **૩૩** પૃથ્વીનો રસકસ હરાયો હતો, તેમાંથી અન્ન થાય તેવો રસ પૃથ્વીએ જ શોષ્યો હતો. તેથી તેની ઉપર પૃથિવીપતિ પૃથુરાજા **કોપિયુ**–કોપ્યો. **સહી**–નિશ્ચયે. **વેગિ**–ત્વરાથી. પૃથુને રાજ્યાભિષેક થયો ત્યારે પ્રજાએ આપી તેની સ્તુતિ કરીઃ प्रजानिरन्नेक्षितिपृष्ठ एत्य क्षुत्क्षामदेहाः पतिमभ्यवोचन् અ. ૧૭–૯. પૃથુનું હૃદય બળી ઉઠ્યું અને પૃથ્વી ઉપર બાણ તાક્યુંઃ અ. ૧૭, ૧૨. **ભીતા**–ભયપામેલી. **સ્તવઇ**–સ્તવેઃ (રાજાને) મારામાં વિશ્વ છે, એવી અજર નાવ રૂપ મને મારીને પોતાને તથા પ્રજાને જલમાં કેવી રીતે રાખી શકશો ? ૧૮–૨૧. પૃથ્વીએ યોગ્ય વત્સ મળે તો રસરૂપી દૂધ છોડવા–આપવા તત્પરતા દાખવી (અ. ૧૮). **૩૪** કિન્નર–ગંધર્વોની જાત. **વછ**–વાછડા જૂદા જૂદા લોકના નેતાઓ વાછડા બન્યા અને પૃથ્વીએ રસ મૂક્યો **વિલોલી**–(वि+लोल्) વલોવી. **પાત્રભેદ**–જેવા રસ તેને યોગ્ય જૂદાં જૂદાં વાસણો દોહવાને રજુ થયાં; અને વિવિધ ઔષધિઓ રૂપી રસ મેળવ્યો ( અ. ૧૯ ). **૩૫** **આરંભ્યુ**–આરંભ્યો. **નરેન્દ્ર**–નરેન્દ્રઈ, રાજાએ. **હારિ મનાવ્યુ**–હાર–પરાજય કબૂલ કરાવ્યો. ( ઇન્દ્ર કર્તા, ક્રિયાપદ મનાવ્યો. સંસ્કૃત વાક્ય-શૈલી.) (અ. ૨૦) '**પ્રસન્ન થયા**' ( અ. ૨૧ ) **૩૬ સમરઇ**–સ્મરે 'દેવેશને.' (અ. ૨૨.) **પાલિ**–પાલે, 'વિવેકવિચારથી'. **આવ્યુ**–આવ્યો. ( અ. ૨૩ ) **૩૭** બહુત–બહુ–' ત ' વિશેષ અર્થે લાગ્યો છે. **પસાય**–પ્રસાદ, કૃપા 'અંતર્યામીનું ધ્યાન ધરે, અને નિજ–પરબ્રહ્મનું જ્ઞાન પામ્યો.'

**પા. ૫૮–૬૨. ૩૮–૭૨.** અધ્યાય ૨૪ થી ૩૦ માં આ વ્યાખ્યાન વર્ણવાયું છે. **૩૮ પ્રચેતસ**–પૃથુના વંશજ **પ્રાચીન બર્હિસના** શતદ્રુતીથી થયલા દશહજાર પુત્રો ( અ. ૨૪–૨૩ ) પિતાની આજ્ઞાથી

દશહજાર વર્ષ તપ તપવા જલમાં પ્રવેશ્યા (૧૪); **નારદ**–આ પંક્તિના માપમાં કંઇક ખૂટે છે, બધી પ્રતિઓમાં આમ છે (બૃ. કા. દો. ૪ થા ભાગમાં આ ૩૮ મી કડી નથી) માટે 'તિ'–'તેઓ' પદ ઉમેર્યું છે. વાસ્તવિક રીતે નારદના વચનથી રૂદ્રગીતા નથી મળી; એટલે કંઈક સંદર્ભ પૂરતું ખૂટે છે અને વ્યુત્ક્રમ થયો છે; નારદનો બોધ ૩૯ મી કડીમાં છે. **રૂદ્રગીત**–સમુદ્ર પાસેના સુંદર સરોવરમાં પ્રાચેતસોએ રૂદ્રનું સ્તવન કીધું, રૂદ્રે તેમની ઇચ્છા જાણી, 'રૂદ્રગીત' વિષ્ણુમહિમાસ્તોત્ર સંભળાવવાનું કહી તેનો જપ જપવા પ્રબોધ્યા. અ. ૨૪ શ્લો. ૨૭–૨૨. પછી સ્તોત્ર કહ્યું તે રૂદ્રગીત કહેવાય છે: (અ. ૨૪, ૨૨–૭૯) **૩૯ પિતા**–પ્રાચીનબર્હિસ્; **કર્મજડ**–કર્મઠ–યજ્ઞાદિ કર્મોથી જ સિદ્ધિ માનનાર, મનાવનારા–મુક્તિજડ. **પ્રબોધ**–વિષ્ણુપદ પામવાની અગત્યનો ભક્તિબોધ ન પામે, ન સમજે. **હિતકારણી** તેના પ્રેમને અર્થે નારદે એ રાજાને નિંબોધ–સમ્યક્ બોધ દીધો. (અ. ૨૫, ૩) **૪૦ તિઇં**–તેં. 'નિર્દયપણે' યજ્ઞના મિષે કરીને જે પશુઓને તેં માર્યાં છે તે તારો દેહ પડવાની રાહ જોઈ રહ્યાં છે, અને તું મરીશ કે તરત લોઢાનાં શસ્ત્રથી તેં જેમ યજ્ઞવધાર્થે તેમને કાપ્યાં છે તેમ લોઢા–શસ્ત્રથી તને કાપશે (૭–૮). **૪૧ અંતરષિ**–અંતરિક્ષમાં, આકાશમાં તેમનાં શીંગડાં 'લોઢાનાં' છે અને એવી મનીષા ધરે છે કે "જેવો તે મરશે કે તરત અમે અમારા વેરીના અંગના હજારો કટકા શીંગડાંથી કરીશું. **૪૨ દેખીનઇ**–એવો દેખાવ જોઇને. **બીહનુ**–બ્હીન્યો. **વિસ્મયમાન** પોતે કરેલી હિંસાનું ફલ પોતાને ભોગવવાનું છે એવા વિચારથી વિસ્મયમાન, આશ્ચર્યચકિત થયો. **કથામિષિ**–કથા મિષે–નિમિત્તે. **અધ્યાત્મક**–આધ્યાત્મિક, અધ્યાત્મતત્ત્વથી, રૂપકભર્યું આખ્યાન.

**૪૩ પુરંજન**–पुरं जनयति सः પુર–શરીર ઉત્પન્ન કરનાર જીવ. આ આખ્યાન ૨૫ મા અધ્યાયના ૯ મા શ્લોકથી આરંભી ૨૯મા અધ્યાયના અંત સુધી સવિસ્તર, તત્ત્વબોધથી ભરપૂર વર્ણવાયલું છે.

**મનવેગી**–(મનની ગતિ સૌથી વિશેષ છે) મનના જેટલી ગતિવાળો, મનરૂપી. **ચઢિયુ**–ચઢયો. **શંબલ**–ભાતું, ખોરાકી, પ્રવાસનાં સાધન. **સંઘાતિ**–સંઘાત–ઇ, સંગાથે, **કોશ**–જીવની ગુપ્તિ–જીવને આવરનારાં પાંચ આવરણો દેહો; તે પાંચ છેઃ અન્નમય, પ્રાણમય, મનોમય, વાસનામય, ને વિજ્ઞાનમય. **બેહુ**–બે (એ પ્રાકૃત જીવ હોઇને પાંચમાંથી માત્ર બે જ તેણે ખપજોગા સાથે લીધાઃ અન્નમય અને પ્રાણમય). ૪૪ જીવ શાન્તિ સ્થાન મેળવવા સંસાર–સમુદ્રમાં શોધે નીકળ્યો. **મૃત**–મૃત્યુ–મર્ત્યલોક, સંસાર. **ખાંતિ**–ખંત, (क्षान्ति) ૪૫ 'સાત બેટ:' **અણુસરી**–લક્ષપૂર્વક ફર્યો. **વેલાઉલ**–સમુદ્રતટવાળાં બંદરો. **પાટણ**–પટ્ટન, નગરો. **પુરી**–નગરી, શહેરો. **ફિરયુ**–ફર્યો. **લક્ષ૦** લક્ષ ચોર્યાશી યોનિ; દરેક ગ્રામ એટલે યોનિ. ૪૬ હિમાલય પર્વતની દક્ષિણ દિશામાં કર્મક્ષેત્ર, ભારતવર્ષમાં. **પુરી**–મનુષ્યશરીર. (लक्षितलक्षणां અ. ૨૫–૧૧) **નવ બારી**–નવ દરવાજાઃ ૨ આંખ, ૨ કાન, ૨ નસકોરાં, ૧ મોંઢું, ૧ ગુદા, ૧ પાયુ. **વિસમા**–વિષમ. **માર**–માળ. ૪૭ 'સાત ધાતુરૂપી સાતવડા કોટ એ નગરીને ફરતા હતા. અસ્થિ, મેદ, માંસ વગેરે સાત ધાતુઓ. **ઔઠ**–સાડાત્રણ–કાયા સાડાત્રણ હાથ લાંબી કહેવાય છે. **બુહુતિરિ**–બોતેર; શરીરમાં કોઠા (સં. कोष्ट) (૪ આધારચક્રમાં, ૬ સ્વાધિષ્ટાનમાં, ૧૦ મણિપુરીમાં, ૧૨ અનુહતમાં, ૧૬ કંઠમાં, ૨ અગ્નિચક્રમાં, ૧ વિશુદ્ધદળ, ૧ દ્વિદલ: ૨૧ પશ્ચિમ માર્ગમાં અને ૧ ઊર્ધ્વ) **વિષયા**–(બહુવચન) વિષયો, શબ્દ, સ્પર્શ આદિ પાંચ. જીવ 'વિષયો રૂપી વન' ભમ્યો. (શ્લો, ૧૩–૧૮) **વહિ**–વહે. **અનુદિન**–રોજ, સતત. ૪૮ **અધોમુખ**–ગુહ્યેન્દ્રિય, (आसुरी नाम અ. ૨૫–૫૨.) **મૃત્ય**–મૃત્યુદેવ, યમરાજા. **તલાર**–તલહાર, જયેષ્ઠિકા ધરી રહેનાર, રક્ષક. **પોલિ**–મુખમાં. **વાગીશ**–વાણીનો ઇશ, સરસ્વતી. **બત્રીશ**–દાંત. **છાજા**–છજાં, અટારીઓ. ૪૯ **દીવટીયા**–હજામ, દીપધર. **દીવી**–દીવા. ૫૦ **ચ્યારિ** (ઇ–બહુવચન) ધર્મ, અર્થ, કામ અને મોક્ષ. સવકેહનઇ–સહુ કોને. ૫૧ **ચુવટાં**–ચૌટાં. (ચાર બાજુ અટ્ટ-હાટ)

(શ્લો. ૪૬–૫૪) **૫૨ નહિ૦**–અંત ન મળે, તાગ ન લાગે. **અવાસ**–પ્રાસાદ, મહેલ. **સોળ ખણુ**–સોળખુણીયો. **૫૨ નારિ**–પ્રમદા. (૨) **દશ**–ઇંદ્રિયો. **સોહિત**–શોભતી. **રંજ્યુ**–આનંદ પામ્યો. **૫૩ કહુનઈ**–કહેને ? (આજ્ઞાર્થ) (૨૫–૩૧). **ઈણિ**–આ સંસારમાં. **૫૪ કહી**–'કહિ' જોઇએ,કહે.**સમવડિ**-સમોવડે,બરોબરીમાં આવે તેવો.**૫૫ સમઈ-સમય**, પરસ્પર શરતબંધન. 'બન્ને એકમેકને વર્યા અને ભોગ ભોગવ્યા' (૪૩) 'રાજા કામિની–એ–થી મુગ્ધ થયો.' **વિલસઇ**, ભોગવે. **૫૬ અનાહત**–અસ્ખલિત, નિરંતર. **નીસાણ**–વાવટાવાળી નોબત. **૫૭** પુરંજન એકદા વનમાં મૃગયા અર્થે વિચર્યો. મહેલે આવતાં વાર લાગી અને પુરંજની રાણીએ રૂસણાં લીધાં અને પુરંજને તેને મનાવી. (અ. ૨૬, ૨૯–૨૬.) **વરસમઈ**–મય, વરસ જેટલી. **૫૮** 'રાણી પાણી પાય તેટલું પાણી તે પીએ.' જિતુ–જિત્યો 'સ્નેહથી' **૫૯** વહૂ–દિકરાની પત્નીઓ. **૬૦** મરણનું દુઃખ માથે ઝઝુમે–કાલરૂપી સીંચાણો પકડી લેવાને માથે ટમટમે છે, એ વાત વિસરી ગઈ. **સુઆહી** એક જાતનું પક્ષી સીંચાણાનો ભક્ષ. એ માળા એવા તંતોતંત બાંધે છે કે જો કીડીઓ વગેરેવાળો પ્રવાહી પદાર્થ ગળવો હોય તો તે તેવી ચાળણીની ગરજ સારે છે. **૬૧** કામ ક્રોધાદિ જાગ્યા, 'પુણ્યનો વિચાર વિસર્યો;' 'જ્યારે પુરંજન પોતે સબળ–જોરમાં સ્વતંત્ર હતો ત્યારે વિષયોરૂપી જે વેરીઓને તાબે રાખતો, તે હવે એ પરવશ થતાં, 'ચઢી ગયા. **અવસરિ**–અવસરે, નબળાઇને લાગ મળતાં. **૬૨** કાલની પુત્રી–જરા, વૃદ્ધાવસ્થા. ( **कालस्य दुहिता** અ. ૨૭–૧૯. **स्वसारं.** બેન, અ. ૨૯, ૨૨. ) એને **ભય** નામના યવનેશ્વરે શરણે લીધી અને લાવ લશ્કર સાથે પુરંજનની નગરી ઉપર ઘેરો ઘાલવા મોકલી ( અ. ૨૮, ૩–૪ ). 'દલ મેલી' લશ્કરને આગળ ધપાવતી. 'અઠયોત્તરસુ'–૭૮. વાસનાઓ **૬૩ ત્રિણી**–ત્રણ મોટા સુભટ; આધિ, વ્યાધિ અને દૈત્ય, વા ત્રણ તાપ. **તેર** ગુણરૂપી પદાતિઓ, પાળા, સૈનિકનાયકો. એ **જરા** રાક્ષસી એ **શરીસ** સેનાપતિઓ (પુરંજનના)ને

હરાવ્યા. **રાઉત**–રાવ, ભાયાત વા મદદે આવેલા રાજા. ૬૪ **જરાએ,** વૃદ્ધાવસ્થારૂપી રાક્ષસીએ તેના સહુ યોદ્ધાઓનાં બળ આકર્ષી લીધાં. ( શરીરનાં અવયવરૂપી ) કોટ, કાંગરા વગેરે હચમચતા કર્યા. 'પોતાનાં છાજાં–બત્રીસ દાંત' પાડ્યા. બોખો કર્યો. **ઊજાડિયાં**–ઉજ્જડ કર્યાં. બેદાનવેરાન કર્યાં. ૬૫ આથી પુરંજનની કાયા નગરીના લોક ( અંગો ) કંપવા લાગ્યા, ને એથી રાજા શું કરવું તે ન સુઝતાં શોકમગ્ન થયો. 'રાણીના ઘટમાંથી સાન જતી રહી,' ભાનભૂલી થઇ. **તાલોવેલી**–શત્રુને હરાવવાની 'તલમલ' ધમાચકડી. કરઇ–કરે. ૬૬ **ભેળ્યૂં**–નગર રંજાડયું, વણસાડયું. કૂટિઇ–કૂટાયા; સામા થયા તે કૂટાયા, માર ખાધો. 'બારે વાટે'–નગરના બારે દરવાજા ખુલ્લાં મૂક્યા, રક્ષણ વગરના, બહારવટીયાના ભક્ષરૂપ કર્યા. ૬૭ આથી રાજ્હીન થયલો પુરંજન રાજા મરણ પામ્યો. તેને હજીયે વિષયસુખની મોહિની રહી હતી. **વિનતા**–મરતી વેળા પુરંજની સ્ત્રીનો વિયોગ (વિછોહ) સાલ્યો; એટલે એ અંતિમ સંસ્કારના બળે સ્ત્રી રૂપે વિદર્ભ રાજા રાજસિંહને ઘેર પુત્રી થઈ અવતર્યો. તે ઉત્તમ પ્રમદા થઈ. ( અ. ૨૮, ૨૭–૨૮ ) **વિદર્ભ**–વિશેષેણ દર્માः યત્ર યજ્ઞો પુષ્કળ થાય એ ભૂમિ–દેશમાં. ૬૮ ત્યાંનો એક સુભટ–સેનાપતિ વિવેક–વિચાર રૂપી હતો; તેને બીજે અવતાર પુત્રી થયલો પુરંજન પરણ્યો. ભાગવત: "મલયધ્વજ, પાંડય, પરપુરંજય એ વૈદર્ભી( મૃત પુરંજન )ને પરણ્યો." મલય પર્વત જ્યાં છે એવા દક્ષિણ દેશની ધ્વજા ફરકાવનારો: વિષ્ણુભક્ત પ્રધાન દેશ દક્ષિણ એટલે મહાભાગવત રાજા; પાંડય–પંડાં अर्हति इति पाण्डयः ( ભક્તિમાં ) નિશ્ચલ બુદ્ધિવાળો; પરપુરંજય–અન્યનાં પુરોને જિતનાર, અન્ય જીવોને તારનાર, સાથે, સંગ થયો; ભાગવત ધર્મીપતિનો સંગ થતાં વૈદર્ભીએ પોતાનો આત્મા ઓળખ્યો, પતિભક્તિ, વિષ્ણુભક્તિ એ ક્રમે પછી મોક્ષગતિને પામી. તેને સાત પુત્રો થયા: શ્રવણ, કીર્તન, સ્મરણ, પાદસેવન, અર્ચન, વંદન અને દાસ્ય. ભક્તિ નવધા છે, પણ સખ્ય અને આત્મનિવેદન એ બે તો તત્ત્વનું જ્ઞાન થયા સિવાય ના ઉગે. મલયધ્વજ રાજા કૃષ્ણના

આરાધન અર્થે પુત્રોને પૃથિવી સોંપી, કુલાચલ સીધાર્યો. વૈદર્ભી પણ પતિ સાથે, સહુ સંતતિ આદિ ત્યાગીને સીધારી. તે આત્માના મલનું માર્જન કરતાં મટાડતાં, ( आत्मनो मृजन् गात्रकर्षणं तपः ), તપ આદરતાં, વાસનાનો ક્ષય થતાં, પરબ્રહ્મમાં આત્માને તથા આત્મામાં પરબ્રહ્મને જોતાં દૃષ્ટિનો ત્યાગ કરી ઉપરામ પામ્યો. (૪૨) વૈદર્ભી પતિસેવામાં રક્ત હતી, પણ, વિરાગમાં કાચી હોઇને એને પતિએ વિષ્ણુભક્તિમાં નિરત થઇ દેહ છોડયાનું સમજાયું નહીં, પણ પતિનું અવસાન થયું, એટલે તે ચિતા ખડકી મૃત્યુને ભેટવા તત્પર થઈ; ( ૪૫-૫૦ ) ત્યાં આત્મજ્ઞાની બ્રાહ્મણ પૂર્વજન્મનો સખા હંસ આવ્યો ને આત્મજ્ઞાન કરાવી ( મૂળનો પુરંજન-સાંપ્રત વૈદર્ભીને ) માનસ હંસ જીવને પ્રબોધી પરમ પદે પહોંચાડયો. આનું તાત્પર્યઃ एवं स मानसो हंसः हंसेन प्रतिबोधितः स्वस्थतद्व्यभिचारेण नष्ट-मापः पुनः स्मृतिम् । ૬૯ પુરૂષ-પતિ. પતિભગતિ-પતિભક્તિ-ઇ-થી. નિરદોષ-દોષરહિત થઇ. સાધુસમાગમિ-પતિ જેવા સંત સાથે રહેતાં તેના પ્રતાપે હંસ જેવા સાધુનો સમાગમ મરણકાલે થયો અને આત્મા ઓળખી પરમાત્મામાં ભળ્યો. ૨૯ મા અધ્યાયમાં આ આખું એ રૂપક સવિસ્તર સમજાવેલું છેઃ માનસ હંસ જીવ, કોઈ કારણે પૂર્વજન્મનાં કર્મે સ્વર્ગ-લોકથી વિછૂટો પડયો; હંસનો સમાગમ ટળ્યો, તે મૃત્યુલોકમાં પુરં-જન નામે અવતર્યો. દેહ નગરીમાં મોહિની ( વિષયાદિ ) સ્ત્રી પુરંજનીને વર્યો; અને આત્મભાન ભૂલ્યો. કાળપુત્રી વૃદ્ધાવસ્થાએ ભય-યવનેશ્વરની મદદથી તેની નગરી જિતી, એટલે તેને દેહ પરાણે ત્યજી જવો પડયો. આમ સ્ત્રીપુત્રાદિકને ત્યાં ને ત્યાં રહેવા દેવાં પડયાં; અને તેનો સંતાપ તો થયો, પણ લાચાર. પછી તે મૂળે માનસ હંસ, એટલે વિ[illegible] નગરીના રાજસિંહ-કર્મઠને ત્યાં વૈદર્ભી રૂપે અવતરી, અને પરપુરં[illegible] ને પરણી, એ વિષ્ણુભક્ત સાથે વનમાં ગઈ અને હંસ-બ્રાહ્મણે મૂળના મિત્રે આવી આત્મભાન કરાવ્યું અને પરમપદને પુરંજન, માનસ હંસ પૂર્વવત્ પામ્યો, મુક્ત થયો. આમાં વિષ્ણુભક્તિમાહાત્મ્ય અને આત્મપરીક્ષા,

એ બેનું પ્રતિપાદન થયું છે. ૭૦ **નારદ**–( ૪૨ મી કડી ) **પુરંજનનું** આખ્યાન–આધ્યાત્મિક રહસ્ય સાથે કહ્યું, પણ તે એ ન સમજ્યો ત્યારે બીજું 'મૃગનું આખ્યાન કહ્યું:' ક્ષુદ્ર પદાર્થોને ચરનાર એક મૃગ સ્ત્રી સાથે મોહમુગ્ધ થઈ વાડીમાં ચરતો હતો, તેની સામે વરૂઓ આવ્યાં અને પાછળથી પારધીના બાણથી વિંધાયો અને મૃગ મુઓ. એ મૃગ તે જીવ, સંસારસુખ તે સ્ત્રી અને વાડી; દિવસ અને રાત્રિ રૂપી વરૂઓ; પારધી તે કાળ. જીવ બહિર્મુખ થતાં આત્મસ્વરૂપ વિસર્યો, અનેક ભ્રમણો સંસારમાં કર્યાં, અને હંસ–આત્માની પ્રતીતિ પુનઃ થતાં હંસરૂપ થયો. **રાજા**–પ્રાચીનબર્હિષ 'ઉત્તમ જ્ઞાન પામ્યો.' 'નારદ પોતાના સ્વસ્થાન–સ્વર્ગે પહોંચ્યા.' ૭૧ પ્રાચેતસે એ રૂદ્રગીતથી ( કડી ૩૮ ) હરિને પ્રસન્ન કર્યા, અપાર તપસિદ્ધિ મેળવી, પ્રમ્લોચાને એ પરણ્યા, ભૌતિક દિવ્ય સુખો ભોગવી, વિષ્ણુભક્તિથી પરમ પદ પામ્યા. ( અધ્યાય ૩૦–૩૧ ). પુરૂષપુરાણ–નારાયણ. **નિરવાણિ**–નિર્વાણમાં, મોક્ષમાં. ૭૨ **વિસર્ગ**–સૃષ્ટિરચના. '**અપવર્ગ**–સ્વર્ગનું દ્વાર.'

---

## કલા ૬ ઠ્ઠી, સ્કંધ ૫ મો, ૩ જી લીલા સ્થાન

---

( આમાં પાંચમા સ્કંધનો સાર તારવેલો છે. અધ્યાય ૨૬ છે. બોપદેવે ૬ શ્લોકોમાં તેનું તારણ કર્યું છે. ૩ જી લીલા સ્થાન એટલે સ્વધર્મથી અર્જન કરેલી ( કમાયેલી ) ભૂમિકાની સીમાઓનું પાલન–અનુલ્લંઘન–તેના ચાર વિભાગ, પ્રકરણ છે. મનુના વંશના ( પહેલા પુત્ર)- પ્રિયવ્રત, તેના પુત્રપૌત્રોએ ક્રમે પૃથ્વી, દ્વીપ, વર્ષ આદિની વ્યવસ્થા કરી, તેથી તેના વંશનું અનુકીર્તન પહેલાં કર્યું છે. તેના ૧૫ અધ્યાય છે; ત્રણ લોકની મર્યાદાના વર્ણનના ૧૧ છે. પ્રિયવ્રત, આગ્નીધ્ર અને નાભિ એ ત્રણનાં ચરિતના ૩, ઋષભદેવના ચરિતના ૩–રાજત્વ, ઉપદેષ્ટૃત્વ અને મુક્તત્વ–પ્રત્યેકનો અકેકો, અને ભરતના ચરિતના ૮–જડત્વ, પાલખીનું વહન, સ્વરૂપનું પ્રકાશન, પ્રકટીકરણ,

તત્ત્વનિરુપણ, ભવાટવી અને તેનું વ્યાખ્યાન–એ સાત અને ભરત-વંશનો ૧, આમ કુલ ૧૫ અધ્યાયનું પહેલું પ્રકરણ. બીજા પ્રકરણ–પૃથ્વીમર્યાદાના પાંચ અધ્યાય-મેરૂ આદિ, (સપ્ત)દ્વીપ, ૭ વર્ષ–ખંડ ઇલાવૃત્ત આદિ, વર્ણવ્યાં છે. ૧૬મામાં મેરૂદ્વીપ–પર્વતાદિની સ્થિતિ, ૧૭ મામાં ઇલાવૃત્ત, અને ચતુર્દિશામાં ગંગાવતરણ, ૧૮ મામાં ભદ્રાશ્વ આદિ ૬ વર્ષ. ૧૯ મામાં કિંપુરૂષ અને ભારતવર્ષ, અને ૨૦ મામાં સાત દ્વીપ. ૩ જા પ્રકરણમાં સ્વર્લોક, ૨૧ મામાં સૂર્ય, અને ૨૨–૨૩ માં ધ્રુવલોક. ચોથા પ્રકરણમાં પાતાલ, શેષ, નરક લોકનું વર્ણન. પૃથ્વી–લોક–વર્ષ અને દ્વીપના અધિપતિ રાજા, સ્વર્લોકના દેવો અને અધો-લોકના અસુરો.

આ સ્કંધમાં ગૃહસ્થાશ્રમ રૂપી કિલ્લાના આશ્રયે રહી ભક્તિ, વૈરાગ્ય અને જ્ઞાન–એ ત્રણ નિષ્ઠાઓ સેવતાં જીવ ભાગવત, વૈષ્ણવ થઈ શકે છે અને મુક્તિ મેળવી શકે છે; સંન્યાસી થવું જ જોઇએ, એવો કોઈ બંધ નથી, એમ પ્રતિપાદન કરેલું છે. આ સ્કંધનું ગદ્યરૂપી હેમકસૌટી એ વિશિષ્ટ લક્ષણ છે.

**પા. ૬૩–૭૦. ૧–૪૬. ૧. વંશવરણવ**–જોઇએ, વંશનું વર્ણન અને તેનો વિસ્તાર. વરણવ–વર્ણન. **ત્રિભુવન**–પૃથ્વી, સ્વર્ગ અને પાતાલ, એ ત્રણ ભુવન–લોકની સીમા–રેખા. **બોલ્હયોસ**–બોલીશ, કહીશ. ૨ (પ્રિયવ્રત મનુનો જ્યેષ્ઠ પુત્ર, તે જ્ઞાની–વેદાન્તી હોઈ તેનું રાજ્ય ઉપરથી મન ઉઠયું, પણ નારદે અધ્યાત્મવિદ્યાનો બોધ કર્યો, તથા ગૃહસ્થાશ્રમી નિતાન્ત વિષ્ણુભક્તિથી પરમ ભાગવત થઈ મુક્તિ મેળવી શકે છે એવો બોધ દીધો. એથી તેણે પુનઃ મહી ઉપર રાજ્ય ચલાવ્યું અને તે તથા તેના વંશજો ઐશ્વર પદને પામ્યા, એ પહેલા પંદર અધ્યાયનો તત્ત્વનિચોડ છે.) (અ. ૧) પરીક્ષિતનો પ્રશ્નઃ ગૃહસ્થાશ્રમનું મૂલ કર્મબંધ અને પરાભવ છે, તો પ્રિયવ્રત ગૃહસ્થાશ્રમી હોઇને કેમ આત્મારામ અને ભાગવત હોઈ શકે? दारागारसुतादिषु सक्तस्य...कृष्णाय मतिरच्युता–કૃષ્ણમાં એવા આસક્ત

જીવની અચ્યુત પ્રતિ મતિ કેમ થઇ ? ( ૧–૪ ) તેના ઉત્તરમાં શુકદેવ ગૃહસ્થાશ્રમીને અનુકૂળ ભક્તિયોગ વર્ણવે છે, અને નારદ પણ બોધથી રાજ્ય ચલાવવા પ્રિયવ્રતને તત્પર થવાનું કહે છે. ( ૫–૨૫ ) કવિએ આ આખુંયે પ્રકરણ મૂકી દીધું છે. ૨. **ઉલગિ**–( મુરારિ–વિષ્ણુને ) ઓળખે ( सं. अव + लक्ष् વા लोक् ). ૩ **ગૃહબંધ**–ગૃહસ્થાશ્રમના અંગના લગ્નાદિ કર્મબંધ. **નવિ કરઇ**-કરે નહીં, પરણે નહીં, તેમ કુટુંબ અને લોક-સેવાથી તટસ્થ રહે. પરંતુ બ્રહ્માના આદેશથી ( નારદ દ્વારા ) ગૃહસ્થ થયો અને યથાયોગ્ય વિધિસર દેશ–રાજ્યનું પાલન કરે, કરતો થયો. ૪ **વિવેક-ઇ**–સૂક્ષ્મ વિચારપૂર્વક–સાગર, બેટ, પર્વત આદિ વિભાગો મહીના પાડયા. **તપં૦**–તેમ યજ્ઞાદિ ધર્મકર્મ અને તપાદિ શુદ્ધ આચરણો કર્યાં. **છાંડયુ**–ત્યજ્યો. ૫–૭ અગ્નીધ્ર ( માત્ર એક પંક્તિથી આખો અધ્યાય સૂચિત છે.) **પુત્રપણ**ઇ–ગોવિંદ, નાભિ રાજાની ભક્તિથી પ્રસન્ન થઈ, તેના પુત્ર રૂપે અવતર્યા. **મુરદેવ્યા**–મરૂ રાજાની પુત્રી મેરૂ દેવીને નાભિ રાજા પરણ્યો. (અ. ૨–૨૩). 'મુરારિ વસે' જન્મે. નાભિએ વિષ્ણુયજ્ઞ આરંભ્યો અને ઋત્વિજોએ વિષ્ણુની ભક્તિ કરી નાભિને તેમના જેવો પુત્ર થાય એવી વર-યાચના કરતાં अंशकलया अवतारिष्यामि–આગ્નીધ્ર–નાભીને ત્યાં અંશકલાથી, પુત્ર રૂપે અવતરીશ એવું વરદાન દીધું. ( અ. ૩, ૧૭–૧૮ ) **રિષભદેવ**–ઋષભદેવ, એ જ અચ્યુત–ગોવિંદના અવતાર. **નાભિએ**–યાગ, દાન, ભોગ આદિ કર્યા. **સમ્યક્**–સંપૂર્ણ રીતે (सं. सं + अञ्च् ). **જાણઇ**–જાણે. **આતમ-યોગ**–આત્મયોગ, પરબ્રહ્મ સાથે જીવ-આત્માના અનુસંધાનનો યોગ, સમાધિયોગ; તે સાધવા નાભિ રાજા ઋષભને રાજ્યાભિષેક કરી હિમાલયે સિધાર્યા. ( અ. ૪, ૧–૫ ). ૮ **વાસવ**-ઇન્દ્ર. **નારી**–રાણી. **શત**–સો પુત્રો. 'તેમાં ભરત નામનો પુત્ર વડો હતો.' એના નામ ઉપરથી **ભરતખંડ** નામ પડયું. ( અ. ૪–૯. ) ( સ્કંદપુરાણના કુમારિકાખંડના ૩૩ મા અધ્યાયમાં કહ્યું છે: भरणाच्च प्रजानां वै मनु-र्भरत उच्यते । નૃસિંહ પુરાણના ૩૦ મા અધ્યાય અને બ્રહ્માંડ પુરાણના

પૂર્વભાગના ૪૮ મા અધ્યાયનો શ્લો. ૧ ). **૯ નવ**–ભરત અને કુશાવર્ત, આદિ બીજા ૮ સાથે. આ નવેને નવ ખંડનું રાજ્ય સોંપ્યું. **ઊરધવરેતા**–ઊર્ધ્વરેતસ્ ( सं. ऊर्ध्व–ऊर्ध्वंग नाधः पतत् रेतो यस्य ) જે નિત્ય બ્રહ્મચારી હોઇને જેનું રેતસ્ હેઠે ન પડતાં ઉંચે નાડીઓ અને રોમેરોમમાં પ્રવર્તે છે તે. ( एकाशी...कर्मविशुद्धाः ब्राह्मणाः बभुवुः १३) ‘ એકાશી ૮૧ નાના પુત્રો.’

**પા. ૬૪–૬૫. ૧૦–૧૯** (અ. ૫. ૧–૨૭) કવિએ પોતે આ ઉપદેશ સ્વમતાનુસાર તારવ્યો છેઃ **સાંભલુ**–સાંભળો ( આજ્ઞાર્થ ) ‘ જે જીવના બંધ અને મોક્ષના હેતુનું કારણ છે.’ **સંકેત**–ગુહ્ય, રહસ્ય. **સત્ય**–ત્રિકાલાબાધિત શાશ્વત. **કૂડુ**–ખોટો. ‘ब्रह्म सत्यं जगन्मिथ्या’ **૧૧ કાંઇ૦**–શા માટે એ દેહ વડે વિષયોના ભોગને વાંછો છો ?” ‘ વિષયો વા તેના ઉપભોગની વાંછના વગર વાંછે આવે.’ **૧૨ નર૦** વિષયસુખ તો કૂતરા વગેરેનો સામાન્ય ગુણ છે, પણ મનુષ્યનો વિશેષ ગુણ **સ્યુ**–શો ? જ્ઞાનસંપન્નતા એ જ. **પશુસા**–પશુસદૃશ, પશુ જેવા. **૧૩** ‘ તપના પ્રભાવે, વા તપ આદરી મોક્ષ મેળવવાના મૂલ સાધન રૂપ દેહ છે.’ **કાંઇ**–શા માટે પ્રમાદ આણો ? **૧૪** નિરર્થક માનવ દેહ એળે ગાળો ? **૧૫** ‘ દેવો તે(એ)ને મોક્ષનો માર્ગ કહે છે.’ **૧૬** ‘ સમચિત્ત ’–शुनि श्चैव श्वपाके च...समदर्शिनः । લોભ, રાગ દ્વેષ આદિ દ્વંદ્વોના ફંદોમાં જેનું ચિત્ત સ્થિર–દૃઢ રહે તે. **અણુસરુ**–અનુસરો. **આદર**–મથન, પ્રયાસ. **૧૭ ચાલ્યા**–(ભરતને રાજપાટે બેસારી) પૃથ્વીપર્યટને નીકળ્યા. ( અવધૂતવેષના ચરિત માટે જુઓ અ. ૫. ૨૭–૩૫ અને અ. ૬. ૨–૨૮ ) **લિંગ**–જાતિનાં ‘ પશુપક્ષીઓની પેઠે સહજ ક્રિયાઓ કરતા, અને સહજ સ્થિતિમાં તાપ, કલેશ સહેતા.’ **૧૮ તેહનુ**–તેહનો; ઋષભદેવે આવો સહજ અવધૂતવેષ કેમ લીધો અને પાળ્યો તેનો (રહસ્ય)સંકેત **કુણઇ**–કોણે કોઇએ–થી ન **પાયુ**–પાયો, મેળવાયો, ન સમજાયો. ‘જેણે જેવા રૂપમાં દીઠા તેણે તેને અનુસરતો વિચાર તેમના સંબંધમાં **ધ્યાયુ**–ધ્યાયો, લક્ષ કર્યો.” આમ યોગ્ય સંકેત ન

સમજાતાં જૈન, બૌદ્ધાદિએ પોતપોતાની મતિ અનુસાર અર્થ–રહસ્ય સમજી તે પ્રમાણે 'કાયક્લેશ', 'હિંસાનિવર્તન' આદિ પોતપોતાના મત–માર્ગ યોજ્યા અને વેદમાર્ગ છોડી, પાખંડ ધર્મો પ્રયોજ્યા. (यस्य किलानुचरितमुपाकर्ण्य कोंकवेङ्ककुटकानां राजाऽर्हन्नामोपशिक्ष्य...स्वधर्मपथमकुतोभयमपहाय कुपथपाषण्डमसमञ्जसं...संप्रवर्तयिष्यते। अ. ६. ९–११.) ૧૨ થી ૧૯ શ્લોક છોડયા છે. ૧૯ કલેવર–દેહ. સ્વસ્થાનકિ–પરમ પદે.

પા. ૬૫–૭૦. ૨૦–૪૬, (અ.૭–૧૪) ૨૦ તેહ–ઋષભદેવ. ભરત રાજા પિતા ઋષભદેવની આજ્ઞા માની, વિશ્વરૂપની પુત્રી પુરંજનીને પરણ્યા, રાજધર્મ અને પ્રજાધર્મ પાળ્યો (૧–૪); ઈશ્વરાર્પણ યજ્ઞયાગાદિ કર્યા; અંતકાલ–મરણસમયે પુત્રોને રિદ્ધિસિદ્ધિ વહેંચી દઈ હરિક્ષેત્ર (પુલહાશ્રમમાં) સીધાર્યા. (૫–૮) ૨૧ ગહ્લકી–ગયા ક્ષેત્રમાં છે; (दृषच्चक्रैः चक्रनदी १०) આ ઠામે ભરત વિષયાભિલાષ ત્યાગી પરા નિર્વૃતિ પામ્યા. સૂર્યમંત્ર વડે ભગવાન્ હિરણ્યમય પુરૂષનું આરાધન કરવા લાગ્યા. (૧૧–૧૪) ૨૨ (અ. ૮) હરિણી–એકદા તેઓ મહા નદીમાં સ્નાનસંધ્યા કરતા હતા, તેવામાં એક સભર્ગા હરિણી વ્યાઘોથી વિંધાતાં, કૂદકો મારી પાણીનો પટ ઓળંગવા ગઈ ત્યાં તો તેનો ગર્ભ પાણીમાં જ સરી ગયો, અને તે મરી ગઈ. (૧–૬). વિલાગૂં–સખ્ત વાગ્યું. નાંખ્યુ–પાણીમાં ગર્ભ છોડી દીધો. પૂરિ–પાણીના પ્રવાહમાં. તણાણૂં–તણાયું જાય. રાઈ–રાય–ઈ રાજા ભરતે. ૨૩ વિછોહ–વિયોગ. હરિણીનું પાલન કરવામાં ભગવદ્ભજન પણ છાંડયું. (૬–૨૬). તેણુ૦–ભરત પોતે મરણ પામ્યા, પણ મારી બાલ હરિણીનું શું થશે, એ વિચારમાં પડતાં, અંતકાલે જે ભાવનું ધ્યાન કરે તે ભાવાનુરૂપ જન્મ લે, એવા ભગવદ્ગીતા–(અ. ૮ શ્લો. ૫)ના સિદ્ધાન્તાનુસાર તે હરિણયોનિમાં જન્મ્યા. (૨૭) ૨૪ મમતા–હરિણમાં રહેલા મમત્વથી હરિણ રૂપે જન્મ્યા પછી ભગવદ્ભજનથી ભ્રષ્ટતા પામવા માટે પશ્ચાત્તાપ થયો અને આત્મજ્ઞાન થયું અને કાલંજર પર્વતમાં એકાકી એકલા, ઉદાસ બની, જીવને સંસારમાંથી ઉઠાડી લેઇ, વિરાગવૃત્તિ સેવવા લાગ્યા; અને તીર્થક્ષેત્રમાં

દેહ છોડયો. ( ૨૮–૩૦ ) **બ્રાહ્મણઘરિ** ( અ. ૯ ) અંગિરા કુલના ઉત્તમ બ્રાહ્મણની નાની સ્ત્રીથી જોડીયા પુત્રરૂપે અવતર્યા. **૨૫ પૂર્વ**-જન્મના જ્ઞાનથી ભગવદ્ભક્તિમાં નિરત થયલા અને સંસારપંકમાંથી નીકળવાની ઉપરતિથી પ્રેરાયલા ભરતે જડભરતની વૃત્તિનો અંગીકાર કર્યો. **મૂઢ**–મુંગા. તેમના ભાઇઓએ 'સાલિ–શાલ–ડાંગરના કયારાનું રક્ષણ કરવા તેને મૂકયો.' **કેદાર**–કયારડા (कं પાણી+दार) (૧૧) **૨૬ ભદ્રકાલી**–કાલિકાને બલિદાન દેવાને પકડેલા પણ છૂટી ગયલા પશુને શોધતા ચોર ત્યાં–ખેતરે આવ્યા.' **લાભઈ**–લાભે, મળ્યું. **૨૭** પશુ ન મળતાં જડભરત ભરતને જ ઉપાડયા; (૧૪) **ધણુ**–ઘણુઉ–ઘણો. 'ભોજનઇ' પોષ્યો અને બલિદાન અર્થે શણગાર્યો ( ૧૫–૧૬ ). **૨૮** દેવી ભરતને બ્રહ્મજ્ઞાની અને આત્મસંતુષ્ટ જાણતા હતાં; તેથી તેણે જ **વૃષલ**–અધમ ચોરોને ખાંડાથી હણ્યા ( ૧૭–૨૦ ). **રોસે**–રોષે. **૨૯** ( અ. ૧૦ ) **સિંધુ**–સૌવીરોનો રાજા. **કપિલ**–સાંખ્ય દર્શનના કર્તા. **શિબિકાં**–પાલખી સાથે 'જોતર્યો,' ઉચકવામા જોડયો. ( ૧–૨ ) **૩૦** પણ ભરત–બ્રાહ્મણ પાલખી કેમ ઉપાડીને ચાલવું એ જાણતો નહતો, એથી પાલખી ખચકાતી અને ઝોલાં ખાતી. ( ૩ ) એથી રાજા રહુગણે તેને ઠપકો દીધો. (૬) **મોટુ**–( તેં તો માત્ર ખાઈ હૃષ્ટપુષ્ટ થવું જ, માંસ ખડકયું જ જાણ્યું છે, તું ચાલી કે કામ કરી શકતો જ નથી. नातिपीवा नसंहनाङ्गो जरसा પણ ભરતે તે ઠપકો ન ગણકાર્યો. ત્યારે રાજા પાછો તડુકયોઃ**૩૧** 'પ્રમાદ રૂપી રોગ તને વળગ્યો છે; હવે તને હું શિક્ષા કરી ઠેકાણે લાવીશ ' प्रमत्तस्य च ते करोमि चिकित्सां दण्डपाणिरिव ... ७ ) **૩૧ ઉનમત્ત**–ઉન્મત્ત, જીવની દરકાર વિનાનો. આખરે તિરસ્કાર બહુ થતાં ભરત બોલ્યાઃ ( ૯–૧૩ ) **૩૨** " દેહ મોટો હોય માટે તે **યાન** પાલખી **વહે**–ઉપાડે, એ સિદ્ધાન્ત જ ખોટો છે; એ મિથ્યા અભિમાન તું છાંડ. આ દેહનો એ સહુ અધ્યાસ છે, આત્માને તો તે સાથે કશો યે સંબંધ નથી." स्थौल्यं कार्श्यं व्याधय आधयश्चं क्षुत्तृड्भयं कलिरिच्छा जरा च। निद्रारतिर्मन्युरहं मदश्च शुचो देहेन जातस्य हि मे

न सन्ति १० ॥ આ સહુ દેહના ધર્મ છે, મારા-આત્માના નથી. જોતાંરયા-ભાર ઉપાડનાર એક અને સારથી-હાંકનાર બીજો, એવો દ્વૈતભાવવાળો પદાર્થ-ભેદબુદ્ધિ છે જ નહીં. (૧૧) સહુ એક જ આત્મતત્ત્વ છે. ૩૩ એક રાજા અને બીજો સેવક, એ ન્યાય અજ્ઞાનનું પરિણામ છે. ( क ईश्वरस्तत्र क ईशितव्यं १२ ) બંધ-કાયા પંચમહાભૂતના પંચીકરણનું પરિણામ છે. મઝનઇ-મારા આત્માને તે સાથે કશોયે સંબંધ નથી; એટલે તું કદાચ માર ( શિક્ષા ) મારીશ તોયે તે મારા દેહને લાગશે, મને-આત્માને નહીં લાગે. ( ૧૩ ) ૩૪-૩૫ સિંહાસન તારો ભાર સહે, પાલખી સિંહાસનને વહે, ખભો એ પાલખીને વહે છે, અને તેનો ભાર હૃદય આદિ વહે, અને એ સહુને ધરણી-પૃથ્વી વહે, અને શેષ તેનો ભાર ઉપાડે; પણ કાંઈ મારો આત્મા એ ભાર ઉપાડતો નથી, તે તો નિઃસંગ છે. ૩૬ સુખ૦-(જુઓ ઉપર ટાંકેલો શ્લો. ૧૦) જાણિ-જાણો. ૩૭ માત્ર મમતા રૂપી વ્યાધિ લાગતાં જીવને આ સહુ પીડા અગાધ લાગે છે; જો આત્મયોગરૂપી ઔષધ કરે તો એ રોગ મટે. ૩૮ કર૦-' પાલખીથી રાજા હેઠો ઉતરી પગે લાગી બોલ્યો. ' (૧૬) ૩૯-૪૧ મને ઇંદ્રવજ્ર આદિનો ભય લેશ નથી, પણ માહાંત-મોટા આત્મજ્ઞ પુરૂષના ઉપમાન-અપમાન-ઇ-થી થનારી (શિક્ષાનો ભય, શંકા) છે ( १७ ब्रह्मकुलावमानात ) હું રાજા છું, મોટો છું, એવા મારા અભિમાનથી થયલો આ અપરાધ ક્ષમા કરો ( ૧૯-૨૫ ) જેને મન રાગ-દ્વેષ ન આવે તેને આત્મા પૂરણપણે લાભે-આત્મસાક્ષાત્કાર થાય. પૂછઇ-બંધ અને મોક્ષનો ઉપાય પૂછે: કહઇ૦-કહે હે રામ! સાંભળો. ૪૨ ( અ. ૧૧ અને ૧૨ માં રહુગણ" અને ભરતનો સંવાદ છે. તેમાં અંતે ' કૃષ્ણાર્ચન 'થી નિઃસંગપણે ભવપ્રવાસ પૂરો કરનાર વ્યક્તિ હરિને પામે છે, એ સાર તારવેલો છે. हरिं ... लब्धस्मृतियात्यलिपारमध्वनः १६ ) કવિ પોતાની રીતિએ કેવલાદ્વૈત વેદાન્તનો સિદ્ધાન્ત ગૂઢ-અવળ વાણીથી સમજાવે છે; કે જેવી કબીરમાં, કંઇક અખામાં અને વિશેષે ધીરો, બાપુ આદિમાં આવે છે. થડ વિણ-સંસારરૂપી વૃક્ષ અસત્ય માયામય હોઇને તેનું થડ માયા નહિવત્ છે. પંચ-શબ્દ, સ્પર્શાદિ તન્માત્રા. ત્રિધા-ત્રણ

બાજુએ સત્વ, રજસ્, અને તમસ્‌ના ભેદે કરી. **અલીક**–( સં. અલ્–પ્રસન્ન કરવું ) ખોટો 'અજ્ઞાને કરીને સાચો હોવાનો પ્રતિભાસ થાય છે, એ મોટો અધ્યાસ દેખાવ માત્ર છે; અને એ અધ્યાસ વિવેકવિચાર (રૂપી) દીપથી, દૃઢ આત્મવિશ્વાસથી, શ્રદ્ધાથી, અને જ્ઞાનપ્રકાશે નાસે, નષ્ટ થાય છે. **સોહણઇ**૦–સ્વપ્નમાં–ધન કોઇને ધીરેલું હોવાનો ભાસ થયો, પણ જાગતાં મૂળ મૂડી જ ધીરેલી ન હોવાનું જણાતાં તેનું વ્યાજ મળવાની તો આશા કઈ, કેવી, ક્યાંથી ? 'વાંઝણી–પુત્ર જણે જ નહીં એમ માયા વાંઝણી છે, તેણે પુત્ર–સંસાર જન્માવ્યાનો ભાસ છે; અને એવો ભાસ રૂપ વાંઝણીએ પુત્ર જણ્યો લાગતો જણાય છે, એટલે તે પોતાને કે પારકાને પણ યથાસ્થિત રૂપે જોઈ શકતો નથી. તેમ તેવો જન્માંધ જેમ અમાવાસ્યાના સોળકલાવાન્ ચન્દ્રને જુએ, એ અસંભવિત તેમ તેને આ સંસાર સંપૂર્ણ અંગે વિકસિત લાગે છે એ ખોટો ભાસ–દેખાવ માત્ર છે; વાસ્તવિક તેવું કાંઇયે નથી. એ તો પાણી વિનાની નદી નિરંતર પૂરપાટ વહે અને તેમાં આધાંપાછાં મોજાં લહેરે, તેવું થાય; મ્હોં વિનાનો **અલગટ**–( અલગત, અ. अल्गरज निराळी, અશૃંખલાબદ્ધ ) વાત બોલે, અને વગર પગે દોડે. **ઉજાય**–દોડે. (सं. उद् + याप्–या) "જમ ગજપતિનો સાદ સાંભળી વૈકુંઠથી ઉજાણા–દશમ, ભાલણ ) **અણુજાયુ**–અજાયુ, અજાયો, જન્મ્યા વગરનો. (જીવ–આત્મા જન્મતો નથી, માત્ર કાયા-પલટથી જન્મ લેતો જણાય છે. ) **મુહુરચુ**–મોહેર્યો. ' સસલાને શિરે શિંગડાં ' અવળ વાણી છે. ' સસલા જેવો નાનો જીવ પણ માથા-માર થાય. ' **દિસઇ**–દેખાય છે તે. **અછતૂ**–ગૂઢ કંઈક છે એવી ભાવનાવાળો થાય. ( " અણછતે છતાનો ભ્રમ, પણ બ્રહ્મવેત્તા જાણે એ મર્મ " અખો. ) **તે નર**૦–એવા બ્રહ્મવેત્તાને સંસારનું આવાગમન ટળી જાય. **૪૩ માહિ**–અંતર–હૃદયગુહામાં. **પ્રકાશ**–સદોદિત ચૈતન્ય-દીપ. **રાખઇ**–રાખ વડે. **૪૪ પ્રપંચ**–સંસાર. **૪૫ અણુસરિ** (આજ્ઞાર્થ) અનુસર. **ત્યજિ**–ત્યાગ કર. **ભવઆટવી**૦–ભવરૂપી અરણ્યની વાત કહી ( અધ્યાય. ૧૩ મો अर्थपरः ... भवाटवी याति न शर्म विन्दति १ )

કવિએ આધ્યાત્મિક રહસ્યથી ભરેલા અધ્યાય ૧૩ ને ૧૪ છોડી દીધા છે. **રાજા૦**–રહુગણ પરમ ઇષ્ટપદને પામ્યો. **નિધાન**–વિરામસ્થાન, બ્રહ્મપદ. **૪૬ પ્રિયવ્રત**–ભરતના વંશમાં ૧૬ મી પેઢીએ થયલો વૈષ્ણવ રાજા. (અ. ૧૫ મામાં ભરતથી પ્રિયવ્રત સુધીનો વંશ વર્ણવ્યો છે.) **ગય**–ભરતનો ૧૨ મી પેઢીએ થયલો, રાજા નક્તનો પુત્ર (साक्षात् भगवतो जगद्रिरक्षिषया ... कलात्मवत्त्वादिलक्षणेन महापुरुषतां प्राप्तः ५, ६)

**પા. ૭૧–૭૩. ૪૭–૬૪. ૪૭ સપ્તદ્વીપ૦**–(૧૬ થી ૨૪ એ ૯ અધ્યાય જુઓ.) કમલ (અ. ૧૬.૫) **બુધિમાનિ**–બુદ્ધિના માન–પ્રમાણમાં. **૪૮ જોઅણ**–જોજન, યોજન (ચાર કોસ, ૮ થી ૯ માઇલ). **ફેર**–ચોહોફેર. ચારે કોર. **મેરુ**–(શ્લો. ૭, ૮–૧૧) **૪૯ ઉત્તરિ**–ઇલાવૃત્તની ઉત્તર દિશામાં. **૫૦ દિસઈ**–દિશામાં. **આંબુ**–આંબો, મંદર પર્વત ઉપર. (૧૨) **ઉલ્લસે**–પૂર્ણ ઉલ્લાસભર્યો ખીલે. (અ.૧૬ ૧૬–૧૮) 'આ આંબાનાં ફલ પાકી પાકી હેઠાં પડતાં અને તેથી તેના રસનાં ઝરણાં વહે અને તે રાતા રંગના પાણીવાળી અરુણોદા નદી રૂપે વહે (अतिमधुरं सुरभिसुगन्धि ...). પાર્વતી આ જલને સેવે છે (૧૬). **૫૧ જાંબૂ**–(વૃક્ષ) મેરૂમંદર પર્વત ઉપર (અ. ૧૬ ૧૯–૨૧). **રહિ**–રહે. 'જાંબુવતી નદી વહે.' "જાંબુનો રસ બન્ને કાંઠાની માટી સાથે ભળી, વાયુ અને સૂર્યના સંયોગથી પાકી, જાંબુનદ સુવર્ણ રૂપે પરિણમે છે. જુઓ ૨૦ મો શ્લોક. **સોવ-રણ**–સુવર્ણ. **હુઇ**–થાય. દેવો એ સોનામાંથી 'આભરણો કરે.' **૫૨ કલંબ**–કદંબ. સુપાર્શ્વ પર્વત ઉપર. તેનાં 'કોતરોમાંથી પાંચ પાંચ વામની પહોળી પાંચ મધની ધારાઓ વહે છે' (૨૧) તે મધુમતી નદી. **સુકૃતમતિ**–સારાં કર્મ કરવાની બુદ્ધિવાળા જનો. **ઉત્તર**–કુમુદ પર્વત ઉપર (અ.૧૬ ૨૪–૨૫) **નિગ્રોધ**–ન્યગ્રોધ, વડ–'શતવલ્શ' નામનો (तस्य स्कन्धेभ्यो नीचीनाः पयोदधिमधुघृतगुडान्नाद्यम्बरशय्यासनाभरणादयः सर्व एव कामदुघा नदाः २४) 'આ રસનું પાન કરવાથી વિવિધ દુઃખો થતાં નથી અને જીવે તે પર્યંત સુખ જ રહે છે ૨૫.' **૫૩ ગંગ**–(અ. ૧૭) **બ્રહ્મલોક**–વિષ્ણુના ડાબા પગના અંગૂઠાના નખથી

ભેદાયલા બ્રહ્માંડના ઉપલા ભાગમાં પડેલા છિદ્રવાટે ભગવત્પદી વિષ્ણુ-પાદોદકી ગંગા. (અ.૧૭.૧–૪) **ચારિ**–સીતા, અલકનંદા, ચક્ષુ અને ભદ્રા એ ચાર નામથી ચાર દિશાઓમાં તેના પ્રવાહો–નદો વહે છે. આમાંની **અલકનંદા**–ગંગા ભરતખંડમાં વહે છે (૯). **૫૪** ' નવે ખંડમાં નારાયણની જે મૂર્તિ છે તે.' (૧૪) ' ભક્તિ વડે જેને ભક્તો ઉપાસે છે તે.' **૫૫ અનંત**–વિષ્ણુનું એક સ્વરૂપ. (૧૬). દશ અવતારમાંથી કચ્છ, મચ્છ, વારાહ, નૃસિંહ અને રામ એ પાંચ, કદાચ અનંત દ્વારા વામન; અને કામદેવ, હયગ્રીવ અને નારાયણ મળી નવ વિષ્ણુસ્વરૂપ ગણાવ્યાં છે. ઉ**મયાકંત**–શિવ. ઉ**પાસઈ**–(૧૭–૨૪) **ભદ્રાસવ**–ભદ્રાશ્વ ( અ. ૧૮ ). **હયગ્રીવ**–હયશીર્ષ **ધ્યાઇ**: ધ્યાન ધરે ( ૨–૬ ) **૫૬ હરિવરિષિ**–હરિવર્ષમાં. **શ્રીનૃસિંહ**–નરહરિ. (૭) **આરાધઇ**–આરાધે ( ૮–૧૪ ) **કેતુમાલા**–કેતુમાલ. ' કામદેવસ્વરૂપે હરિ. **કમલા**–લક્ષ્મી સાથે.' (૧૫) ' સેવા કરે:' (અ.૧૮.૧૮–૨૩). **૫૭** ' રમ્યકમાં ' (ઇ, સપ્તમી લુપ્ત ) ( ૨૩ ). **મનુ**–( तद्वर्षपुरुषस्य मनोः ) **રાઈ**–રાય, રાજા. ' ઉપાસના કરે:' ( ૨૪–૨૮ ). **હિરણ્ય**–હિરણ્મય. **કૂરમ**–કૂર્મ કચ્છપ ભગવાન ( સાંખ્ય દર્શન રૂપ ) (૨૯). **અર્યમા**–પિતૃગણના અધિપતિ. ( अर्यं श्रेष्ठ मिमीते ), દક્ષિણ દિશાનો દિગ્પાલ. ' ભક્તિ કરે.' ( અ.૧૮.૩૦–૩૩ ). **૫૮ ભૂદેવી**–પૃથ્વી. 'કુરુઓ સહિત સેવે:' (૩૪–૩૯) " કિંપુરૂષ–ઇ–માં હનુમંત રામનું નામ એક અર્ધો ક્ષણ પણ મૂકતા નથી:" ( અ. ૧૯. ૨–૮ ) **૫૯** ' જેનો મહિમા અતુલ છે, એ નરનારાયણ ભરતખંડમાં તપશ્ચર્યા કરે છે ' (૯). ' તેનું ભજન નારદ કરે છે:' ( ૧૦–૧૫ ). **૬૦ ભરતખંડ**–ભરતખંડ ( વર્ણન માટે જુઓ અ.૧૯. ૧૬–૧૮ ). **કર્મભૂમિ**–સત્કર્મ કર્યાથી સત્ અને અસત્ કર્મ કર્યાથી અસદ્દગતિ આ ભૂમિનાં માણસોને મળે છે. (अस्मिन्नेव वर्षे पुरुषैः लब्धजन्मभिः...स्वारब्धेन कर्मणा दिव्यमानुषनारकगतयोः...विधीयन्ते...१९ ) ' દેવતા પણ આ ઉત્તમ ભૂમિમાં અવતાર વાંછે.' ( यैर्जन्म लब्धं नृषु भारताजिरे मुकुन्दसेवौपयिकं स्पृहा हि नः अ.१९.२१) **મહિમા**–(૨૧–૨૮).

૬૧ 'જંબૂદ્વીપ' વર્ણન ( ૨૮–૩૧ ) **લક્ષ**–'પ્લક્ષ' જોઇએ. 'સમવડિ'–બરોબર, તેટલા જ પરિમાણવાળો. ( અ. ૨૦. यावत्प्रमाण–क्षारोदधिना ) **સપ્ત**–જંબુ, શંખ, કુશ, ક્રૌંચ, શાલ્મલ, શ્વેત, અને પુષ્કર. ( અ. ૨૦, ૬–૨૦; પ્રિયવ્રત રાજાના પુત્રે પોતાના સાત પુત્રોને આ દ્વીપોમાં વસાવી રાજ્યભાગ સોંપ્યા હતા. ૨૦) **સાગર૦**–સાત સાગરો, સાત પર્વતો, સાત નદીઓ એવું નિર્માણ (વિધાન–રચના) કીધું. ( અ.૨૦.૨૦–૨૩ ). 'એકેકથી ચાર ગણું' પરિમાણ દરેક દ્વીપનું હતું. **ચિ ગુણું**–ચિહુ ગણું, ચાર ગણું. ૬૨ **રવિ**–'સૂર્ય એક લાખ જોજન દૂર છે.' ( અ. ૨૧–૨૨ માં 'જ્યોતિશ્ચક્ર' વર્ણવ્યું છે તે જુઓ.) **ભૃગુ**–શુક્ર; **જીવ**–બૃહસ્પતિ. 'સપ્તર્ષિની ગાડલી.' 'એ શનિની ઉપર ૧૧ લક્ષ યોજનને અંતરે છે' ( અ. ૨૨. શ્લો. ૧૭) ૬૩ તે સપ્તર્ષિ મંડલની ઉપર લાખ યોજનને અંતરે. ધ્રુવ–(તારો; ધ્રુવજી ચોથો સ્કંધ). **ઊરધ**–ઊર્ધ્વ, આકાશના, પૃથ્વીથી ઉંચા વસતા. **માનસ**–લોક. લોકાલોક–આ સહુના વર્ણન માટે જુઓ અ. ૨૩ મો તથા ૨૪ માના શ્લો. ૧–૬. ૬૪ 'સાત પાતાલ.' 'પ્રત્યેક દશ દશ હજાર યોજનની ઉંચાઈ તથા પહોળાઇનું કલ્પાયું છે.' ( અ. ૨૪. ૭) એ 'બિલ સ્વર્ગ'–સ્વર્ગની ગુફાઓ લેખાય છેઃ તે ભોગૈશ્વર્ય આદિમાં સ્વર્ગથી પણ અધિક સમૃદ્ધ છે ( ૮–૧૫ ). **મય**–દાનવ, જેનાં 'ત્રણ પુર શંકરે બાળ્યાં' હતાં તે ( ભારત–દ્રોણ અ. ૨૨૨ ). સુતલની હેઠળનાં તલાતલનો અધિપતિ (૨૮).**ભલ**–રસાતલનો અધિપતિ (૩૦). **બલિ**–સુતલનો અધિપતિ (અ.૨૪.૧૮–૨૭). **રુદ્ર**–શંકર, વિતલના અધિપતિ (અ. ૨૪. ૧૬). **વાસુકિ**–નાગાધિપતિ, પાતાલનો (૩૧).

**પા. ૭૩–૮૨. ૬૫–૮૨.** ૬૫ નરકોનું વર્ણન ( અ. ૨૬ ). **નાના**–વિવિધ; ભાગવતમાં ૨૮ (નામ માટે જુઓ શ્લો. ૭) કેટલાકને મતે ૨૧ છે; એ विविधयातनाभूमिः કહેવાય છે. **તેહ**–તેહને. ૬૬ **પરપીડા**–પારકાને પીડા, જેવી કે ધન, સ્ત્રી અને સંતતિનું હરણ. **પ્રાણી૦** અને **ક્રોધિ૦**–ભાગવતમાં આ લક્ષણ નથી આપેલું; આ

નરકની યાતના ભાગવતમાં વર્ણવી છે ( જુઓ શ્લો. ૮). કવિએ બધાંયે નરકોની યાતનાઓનાં વર્ણન છોડી દીધાં છે, તેમ આનું પણ છોડયું છે. અગ્નિપુરાણાદિમાંથી કેટલાંક નરકોની ગતિ તારવી અહીં ઉલ્લેખાઇ છે. ૬૭ **તામસ અંધિ**–અંધતામિસ્રમાં. **મોસુ**–(સં. मुष्) ઓળવે. અભિમરશન–( સં. अभिमृश ) અભિમર્શિન્–શિયળ ઉપર હુમલો કરનાર (૯). ૬૮ **સાખિ**–સાક્ષિ, જુબાની. **કૂડી**–ખોટી, લુચ્ચાઇભરી. **પીઆરી**–પારકાની. ઉવેખઈ–દરકાર કરે નહીં (૧૦). ૬૯ ગોચરગૌ–ગાયોને ચરવાની ગામ બહારની ધર્માદાય જમીન. ફોડઇ–તળાવ કે તળાવડીની પાળ તોડી પાણી વહેવડાવી દે. 'દાનમાં આપેલી જમીન ખૂંચવી લે.' **ક્રૂર**–રૌરવ (रुरुरितिसर्पादतिक्रूरसत्वस्यापदेशः ૧૧) ઉદાલિ–( સં. उद् + दल् ) ખૂંચવી. મહારૌરવ નથી વર્ણવાયું(૧૨). ૭૦ 'પિતૃ–પિતામહથી ઉતરી આવેલાં લેખપત્રોની શરતો તોડે' (૧૩). ૭૧ કવિએ કાલસૂત્ર છોડી દીધું છે. **પાખંડિ**–( પાખંડમાં ). વેદધર્મથી વિપરીત માર્ગ, જૈન, બૌદ્ધાદિ. **લાગુ**–લાગ્યો. **કુકર્મ**–વિકર્મ (૧૫). 'પારકાની (મર્મ) ગુહ્ય વાત પ્રકટ કરી દે.' ૭૨ યાત્રાવિઘન–યાત્રાનાં સ્થળોમાં અંતરાયો, વિઘ્નો નાંખે તે (૧૬).૭૩ અંધકૂપ પડતું મૂકી 'કૃમિભોજન' વર્ણવાયું છે (૧૮). ૭૩ 'પારકાને પીડા થાય એવો ઉપાય કરે.' **વાલઈ**–વાળે, પાછી કાઢે. દંદશૂક-સર્પ–વિષાલુ જીવના ડંખ જેવી યાતનાવાળાં (૩૩). ૭૫ 'દુષ્કૃત્યોનો સંચ–યોજના.' 'દ્યૂતક્રીડા જેને વલ્લભ–વહાલી છે.' વૈતરણિ ( ૨૨ ). **ચાડ**–ચાડી. **પિશૂન**–કાન ભંભેરનારો. ૭૬ **દ્રામ**–ધનનો દંડ. **દૂહવઈ**–દુભવે.૭૭ સાર–ઇ–સાટામાં–કરારમાં શરત તોડી ખોટું–જુઠું બોલે' 'ત્રાજવામાં ખોટું કાટલું પાછલિ–પાછળથી, સાચો ન જાણે તેમ મૂકે.' **ઊછૂ**–ઓછું. ૭૮ 'જે કામના બદલામાં વૃત્તિ ( દાપું ) મળતી હોય તે કામ ન કરે અને દાપું ખાય.' ૭૯ **પડીગઈ**–પડીકીથી. ૮૧ 'પાપના વિપાક–પાપને અંતે ભોગવવાં પડતાં કર્મો.' 'વિચાર કરું–વર્ણવું. **કહિઆ**–કહ્યા (कथिताः) **મઈ**–મેં.

---

# કલા ૭ મી—છઠ્ઠો સ્કંધ, ૪ થી પોષણ લીલા.

---

[ આ કલામાં છઠ્ઠા સ્કંધનું તારણ છે. તેના અધ્યાય ૧૯ છે. પાંચમા સ્કંધમાં પ્રભુની લીલા રૂપ વિસર્ગને અંગે ઉત્પન્ન થયલા જીવો પોતપોતાનાં વિહિત કર્મોથી અધિકારાનુસાર જે સ્થિતિયોગ્ય સ્થાન મેળવે છે, એ મર્યાદાપાલન વર્ણવાયું; એ મર્યાદાપાલન કરતા જીવોનું રક્ષણ ભગવાન કરે છે, તેનાં ચરિત કહ્યાં તેમ ભૂસંસ્થાન, જ્યોતિશ્ચક્ર આદિ વર્ણવ્યાં. પણ એથી પરીક્ષિતને સહજ સવાલ થયો કે એ મર્યાદા—સ્થાન—પાલનનું અતિક્રમણ ( ઉલ્લંઘન ) કર્યા છતાં, તેવું અતિક્રમણ કરનાર જો ભગવદ્ભક્ત હોય તો, ભગવાન તેનું પોષણ—અનુગ્રહ દ્વારા રક્ષણ કરી શકે છે, એનું કારણ શું ? આ સવાલનો ઉત્તર શુકદેવજી મનુષ્યોમાં અજામિલ, અને દેવોમાં વિશ્વરૂપ ઇન્દ્રનાં ચરિત વર્ણન દ્વાર આપતાં એ રહસ્ય પ્રતિપાદન કરે છે કે ભક્તિ કર્મપાલન કરતાં શ્રેયસ્કરી હોવાથી તેમાં સ્થિત થયલા ભક્તો કર્મમર્યાદાનો ભંગ કરવા છતાંયે વિશુદ્ધ ચિત્તવાળા થાય છે અને આયંદે એ વિશુદ્ધ બળથી પરમપદ પ્રાપ્ત કરે છે, વિષ્ણુ તેમને એ પદની પ્રાપ્તિનો માર્ગ અનુગ્રહથી મોકળો કરી આપે છે.

આ સિદ્ધાન્તના પ્રતિપાદનમાં અજામિલનું' આખ્યાન ત્રણ અધ્યાયમાં ( ૧-૩ ), ઇન્દ્રના દોષની ઉક્તિના નિરૂપણ અર્થે વિશ્વરૂપની કથા આઠ અધ્યાયમાં ( ૪—૧૦), ઇન્દ્રવિજય, વૃત્રપરાજય અને વૃત્રાખ્યાન ૭ અધ્યાયમાં ( ૧૧—૧૭ ), અને મરુત્ આખ્યાન બે અધ્યાયમાં ( ૧૮—૧૯ ) વર્ણવાયું છે.

કવિએ મુખ્યત્વે ( ત્રણ અધ્યાય ) અજામિલ આખ્યાનમાં આ કલાનો મોટો ભાગ ૯૮ કડી જેટલો રોક્યો છે, અને બાકીનો ( ૧૬ અધ્યાય) ભાગ ૯ કડીમાં સમાવ્યો છે. પ્રથમ ભાગમાં ભાગવતમાં છે એવા અને નહીં એવા કેટલાક, અંશ સવિસ્તર આલેખ્યા છે.

કામ અને નારીની નિંદા, રામનામ મહિમા, વૈષ્ણવનાં લક્ષણ, એ અંશ અતિ વિસ્તાર્યા છે; સ્ત્રીકલેવરની નિંદા અને સ્ત્રીકલેવરનું વખાણ અંશો ઉદ્‌ભાવી સંવિસ્તર વર્ણવ્યા છે. ]

**પા. ૭૬–૭૭. ૧–૮. ૧ પોષણ**–અનુગ્રહ, ભક્ત નિષિદ્ધ કર્મ આચરે છતાં ભક્તિને અંગે પ્રભુ તેની ચિત્તશુદ્ધિ દ્વારા તેને અનુગ્રહ કરી પરમ પદે પહોંચાડે તે પોષણ. **સાંભલુ**–( શ્રોતાઓ! ) સાંભલો. 'જે ભક્તિનું વિશેષ વિવર્ધન ( વૃદ્ધિ ) કરનાર છે તે.' **રાખિયા**–રક્ષ્યા. **પડિયા**–પડ્યા. **૨** 'નરકયાતના સૂણવાથી ભયભીત થયલા પરીક્ષિતે શુકને વીનવ્યા.' **કહુ**–કહો. **છૂટવા**–એ નરકોની યાતનાઓ ન ભોગવવી પડે, તેમાંથી કેમ છૂટી–મુક્ત થઈ શકાય તેના ઉપાય.' **૩–૪** પરીક્ષિત પૂછે છે: ( અ.૧ ) નરકોમાં નાના પ્રકારની ઉગ્ર યાતનાઓ વેઠવા જવું પડે તેના ઉપાય કહો ( શ્લો. ૬ ). **વિદ્યા**–જ્ઞાન આદિ ૧૦ તપ, જપ, વ્રત અને યોગના ઉપાયો શ્લોક ૧૩માં વર્ણવ્યા છે તેને આધારે તેમ સ્મૃતિઓને આધારે કવિએ પોતે સંકલ્યા છે. અજાણતાં પોતાનું અહિત કરનારાં પાપોજીવ વિવશ થઇને કરે છે તો તેનું પ્રાયશ્ચિત્ત કેમ થાય ? એક વાર પ્રાયશ્ચિત્ત વડે પાપથી મુક્ત થવા છતાં. (૯). **બોલ્યા**–કહેવાયા. **કુંજર** ( હાથી ) જેમ ન્હાયો હોવા છતાં પાછો લીલા–ખેલ કરતાં ધૂળ માથે નાંખી 'અશોચ' –મેલો થાય છે' તેમ જીવ પાપથી નિર્મુક્ત થવા છતાં પુનઃ વિવશપણે કર્મથી મલીન થાય છે: ( प्रायश्चित्तमतोऽपार्थं मन्ये कुञ्जरशौचवत् ૧૦) **કુંજરશૌચ**–મિથ્યા શુદ્ધિ: હાથીની સ્નાનથી શુદ્ધિ થાય પણ તે પાછો પોતે જ મેલો થઇ એ, **શૌચ**–શુદ્ધિને મિથ્યા કરે છે. **૫ દેખઈ**–જુએ; દેખે; વિચાર પણ ન કરે. **૬** 'જે વચન પ્રમાણે અનુસરવાથી નરક આંખે પણ ન પડે તે.' **રહઇ૦**–'લેશમાત્ર પાપ ન રહેવા પામે; નિર્બિજ થાય.' **કહિ**–કહો. **મઝ**–મારી ઉપર. **આદિ**–મૂળનો; ભગવાને સૃષ્ટિ નિર્માણ વેળા વિહિત કરેલો. શુકદેવ કહે છે: કર્મ-( પ્રાયશ્ચિત્ત )થી કર્મોનો નાશ કરવાનો ઉપાય જ્ઞાનીઓને માટે છે;

અજ્ઞાનીના અનધિકારીપણાને અંગે એ માર્ગ આત્યન્તિક મનાયો નથી (૧૧). જ્ઞાનીને તો પરમાત્માના સ્વરૂપનું યથાર્થ જ્ઞાન એ જ પ્રાયશ્ચિત્ત છે. તપ આદિથી ધર્મજ્ઞ, ધીર પુરૂષ મન, વચન અને કર્મથી થયલાં પાપોને, અગ્નિ જેમ વાંસને બાળે છે તેમ બાળી દે છે (૧૩). પરંતુ केचित् केवलया भक्त्या वासुदेवपरायणाः। अघं धुन्वन्ति कार्त्स्न्येन निहारमिव भास्करः (૧૪) કેવલ ભગવદ્ભક્તિ પાપનો સંપૂર્ણ વિનાશ કરે છે. તપ આદિથી પાપી પુરૂષ પૂરેપૂરો પાવન-શુદ્ધ થતો નથી, કંઈ ને કંઈ વિકાર રહી જાય છે (૧૬), પણ कृष्णार्पितप्राणः મનુષ્ય પુરૂષ-કૃષ્ણમાં મનના રોકાણને લીધે તદ્દન શુદ્ધ થાય છે. ૭ 'નારાયણની ભક્તિના માર્ગથી ઉલટા પંથે વિચરનારો નર સંપૂર્ણ અંશે નિર્મલ થતો નથી.' જેમ કે **સુરાભાંડ**-મદ્યનો કુંભ મદ્ય કાઢી નાંખી ગંગાના પાણીમાં ધોઇએ છતાં તે પાણી પણ તેને પવિત્ર શુદ્ધ-નિર્વિકારી કરી શકતું નથી તેમ. ( प्रायश्चित्तानि चीर्णानि नारायणपराङ्मुखम् न निष्पुनन्ति ૧૮ ) ૮ **સમૂલ**-મૂલ સાથે, નિર્બિજ. જાઈ-જુઓ. **ઉપાય**-( सकृन्मनः कृष्णपदारविन्दयोर्निवेशितं तद्गुणरागि यैरिह। न ते यमं पाशभृतश्चतद्भटान् स्वप्नेऽपि पश्यन्ति हि चीर्णनिष्कृताः ૧૯ )

**પા. ૭૭-૮૨. ૬-૩૫. ૯-૧૦. અજામિલ**-( સ્કંધ ૬, અ, ૧-૨ ) કનોજનો બ્રાહ્મણ. ઉત્તમ કર્મ અને આચારોથી સંપન્ન. ( અ. ૧. ૫૬-૫૮. ) **૧૧ પાત્રી**-પડી ( फलपुष्पसमित्कुशान् ) **સમવાય**-( નિર્લજ્જ ) સમાગમ. ( निरपत्रपम् ૬૦ ). કામ અને નારીની નિન્દાનો પ્રસંગ ( ૧૨-૩૬ કડી ) કવિએ અજામિલના મનસ્તાપના ઉદ્ગારોમાંથી (શ્લો. ૨૬-૩૮) તારવી અન્ય સ્મૃતિપુરાણાદિનાં વચનોને આધારે બઢાવ્યો છે. **૧૨-૧** मदनज्वाला-કામરૂપી અગ્નિની જ્વાળા. रूपेन्धनः-૩૫ એ જ જેનાં ઈંધન-લાકડાં છે તેનાથી સમેધિત-સમ્યક્ પ્રકારે પ્રદીપ્ત. **૧૩ વિનાણ**-વિન્યાન विण्णाण, વિજ્ઞાન, ચાળા. 'મહાત્મા, મન્મથ-કામનો ધનુર્વેદ અસામાન્ય છે, એ બાણથી શરીરને અણવીંધેલું રાખે છે, જ્યારે તેની પાર જઇને તેમાં ગોપાયલા મનને

ભેદે છે. ૧૪ ચિત્ત ચંચળ, ભટકવાની વૃત્તિવાળું, માંકડા જેવું હોઇને ઠરી ઠામે આવતું નથી, એકાગ્ર સ્થિર થઈ શકતું નથી, હૈડે કામદેવ પેઠો તો.' ૩ શરીરની સકલ કલા-અવયવોને વિકળ-આકળવિકળ કરે છે; શુદ્ધ-શુદ્ધ પંડિતને પણ પાડી હસારતનું પાત્ર કરે છે; ધીરજથી યુક્ત પુરૂષને પણ અધીરો, બેબાકળો એક જ ક્ષણમાં કરે છે. मकरध्वजः મગરનું ચિહ્ન જેની ધ્વજા ઉપર અંકિત છે તે, કામ. ૧૫ વસઇ-વાસ પામે. 'વિવેકથી અભગ-અખંડ-સંપન્ન.' અનંગ, શિવે-જેનાં અંગ બાળ્યાથી અંગ રહિત છતાં વિકાર જગવનારો, મદન ૪ न+अङ्गेषु-અંગોમાં ન. पञ्चेषुपावकः-જેનાં અશોક, કૂરબક આદિનાં પાંચ પુષ્પો રૂપી પાંચ ધનુષ્યબાણો છે, એવો કામદેવ રૂપી અગ્નિ: ૧૬ મન્મથ-મનને મથી, વલોવી નાંખનાર. માર-કામ. 'પંડિતા (બહુવચન) જેણે હારિ મનાવ્યા-પરાજિત કીધા.' ગણ-સિદ્ધ, વિદ્યાધરાદિ. જિતા-જિત્યા. ૧૭ અવગુણ-કુલક્ષણો, 'એક જિહ્વા વડે.' એકઇ, સંસ્કૃત શૈલી પ્રમાણે વિશેષણને 'ઇ' પ્રત્યય લાગ્યો છે. જીપઇ (जिनुं કારક, અકર્તરી) (જેનાથી) કામ જિતાય તે શૂર ભણાય. ભણીઈ 'ભણ'નું અકર્તરી. ૫ 'ભૂત માત્રના હિતમાં રત-નિગમ' ૧૮ વસુધ્રાં-વસુધા ઉપર (अम्-આં. અવ્યય પ્રત્યય), વિરલુ-વિરલો. ૧૯ 'યૌવન રૂપી સંકટમાંથી સુખેથી પાર ઉતર્યા.' ૨૦ 'એકાન્ત થાનકમાં.' જાયેવૂં. જવું (સં तव्य, અપભ્રંશ एव्वऊं, વિધ્યર્થ કૃદંત.) ૨૩ 'વિશેષે કરીને' માંડઇ-માંડે, ગોઠવે. ચિત્રા-મિ૦ ચિત્રામણમાં આલેખેલી સ્ત્રીની આકૃતિ પણ નિરખે નહીં.' ૨૩ વીસરઇ-ગુમાવે. ૨૫ જોઅંતાં-જોતાં, દર્શનથી. વયણ-વદન. ૨૬ ભક્ષ, ભૂષણ તેમ: આચ્છાદન-વસ્ત્રથી સ્ત્રીને ભરો, મનમાનતી સુહાવો, છતાં જેમ લોહી ચૂસીને ફૂલેલી જળો નીચોવાઈ ખાલી થાય છે અને પાછી લોહી ચૂસવાને તત્પર થાય છે, તેમ નારી ખાલી થઈ પાછી ભરાવા તલસે છે. "પુરૂષને પોતાની તરફ વિશેષે આકર્ષે છે." तपस्विनी-બીચારી, ખાલી. ૨૭ 'પુરૂષને બુડવાના કારણે એક કૂવા રૂપ સ્ત્રીના

રૂપને બ્રહ્માએ સરજ્યું છે.' સ્ત્રી સમજી કરીને પુરૂષને લપટાવીને તેના "મુક્તિમાર્ગની આડે ( અંતરાય રૂપ ) પાલ–અવરોધ બાંધે છે." ૧૧ निस्त्रिकस्य–જેને સ્ત્રી જ નથી તેને. भोगभू: ભોગ (ભોગવવાનું) સ્થાન. "સ્ત્રીને છોડતાં જગત–સંસાર જ છોડયો સમજવો અને તે છોડતાં માણસ સુખી–મુક્ત થાય." ૨૮ કિહિનુ–કોઇએનો–પુરૂષનો કે સ્ત્રીનો કોઇનોયે. ૨૯ 'સ્ત્રીના કલેવરનું કારણ–મૂળ સ્વરૂપ.' ૩૦ પલ–માંસ. લાલા–થુંક. પંચસાતનું–પંચમહાભૂતની સપ્ત ધાતુઓનો સંઘાત મળ્યો, નિપજ્યો. ૩૨ કામી એ શરીરને દુર્ગંધમય ન સમજતાં અમૃતનો કૂપ માની તેમાં લુબ્ધ થાય છે. 'કામદેવથી પીડાતો તે એ કુવામાં મજ્જન કરે, પડી ડૂબે, અને તેથી પુણ્યમાર્ગ ચૂકી, નરકને પંથે વિચરે.' ૩૩ કામીજન સ્ત્રીનાં દૂષણ જુએ ખરો, છતાં મોહાંધ હોઇને તેના સંગની કુટિલ ગતિ–ખોટું આચરણ છોડે–છોડી શકે નહીં. ૩૪ આંહાં–મ્હ લોકમાં. પરિભવ–અપમાન, માનભંગ. ૩૫ આઠ પ્રકારનું બ્રહ્મચર્ય–સ્ત્રીનું સ્મરણ, કીર્તન આદિ આઠ પ્રકારના સંગો વર્જે તે. 'એવા બ્રહ્મચારીએ સમૂલ સંસાર જિત્યો; કવિ કહે છે એવાને મારા પુનઃ પુનઃ જુહાર–નમસ્કાર કરૂં.'

પા. ૮૩–૮૮. ૩૬–૭૧. ૩૬ વખાણ–વ્યાખ્યાન, વર્ણન. 'જેવું સ્ત્રીનું રૂપ નિંદ્ય છે, તેવું જ પુરૂષનું.' જેથી કેવળ કામભોગમાં જ લુબ્ધ થવાય તે રૂપ ચાહે તે સ્ત્રીનું કે પુરૂષનું હોય છતાં નિંદ્ય જ છે' એ આશય છે. ૩૭ 'મુરારિ–વિષ્ણુનાં પદકમલના મકરંદ–મધુનો સુગંધ ન જાણતો હોય, જેણે વિષ્ણુનાં ચરણકમલને ન ભજતો હોય તેવા નિર્માલ્ય પુરૂષને જે જીવતા છતાં શબ જેવા નિર્માલ્ય પુરૂષને જે ના ભજે. અનુરાગ કરે તે સ્ત્રી મતિમૂઢ–બુદ્ધિ ગુમાવી બેઠેલી છે એમ સમજવું.' ૩૮ સવિ કિહિના–'સહુ કોઇના' સુચંગ–સુંદર, રઢીયાળી. 'હવે પૂરવ–આગળનો કથાપ્રસંગ રીતસર સંબંધપૂર્વક કહીશ.' ( ૧૧ મીથી પડતો મૂકેલો ) ૩૯ વેશ્યા–શૂદ્રનો સંગમ જોઇને અજામિલને પણ વેશ્યાનો અપાર મોહ લાગ્યો. 'કુટુંબપરિવાર(સ્ત્રીપુત્રાદિ)ને તજ્યો.' ( અ.

૧-૬૫. ) ૪૦ **વિનાણુ** ( લાક્ષણિક અર્થ )–ચરિત્રો. ( પોતાનું ધન ખૂટતાં, 'ધૂતી છેતરીને પારકું ધન આણે.' (૬૬) **૪૧ લહુડુ** ( **સં. લઘુ+ड** ) નાનો. **વલ્લભ**–વાહાલો–સઘલા–સઘળા છોકરાઓમાં. લાડિ–લાડથી. **૪૨ બાંધુ**–બાંધ્યો ( ભૂતકૃદંત ) બાંધેલો. 'આશા રૂપી પાશના બંધનથી.' **ઘાત્યુ**–ઘાત્યો, ઘાલ્યો. **ભાકસી**–ઈ–હેડમાં. **૪૩ પુહુત**–( આવી ) પહોંચ્યો. **વિકલાલ**–વિકરાલ. **કાલ**–કૃતાન્ત, યમ. ( અ. ૧-૨૮ ) ૪૪ 'નારાયણીઓ'–વાહાલો દશમો છોકરો, (૨૯). **ગાઢઈ**–ગાઢપણે, તાર સ્વરે (૩૦). ૪૫ રૂ૫૦ (૩૪-૩૬). ૪૬ 'કહો'. 'વસો'. 'કરો'. (૩૨-૩૩) **ઠાકુર**–માલિક. ૪૭ '**જાણુ**"–( પહેલો પુરૂષ બહુવચન) જાણીએ. 'પાપના વત્તા ઓછા પ્રમાણમાં વત્તી ઓછી શિક્ષા કરીએ.' **૪૮ આયસ**–આજ્ઞા. 'અમે જમરાજથી આજ્ઞા કરાયા.' **પાચશૂં**–પકવીશું; સંતાપીશું. ( ૪૦-૬૮ ) ૪૯ 'ત્રિભુવન–(ધણી)ના દૂતો કહે:' (અ. ૩૮-૩૯ તથા અ. ૨. ૧-૧૯). **રક્ષા**–રક્ષકો ( હોવા છતાં ) 'તમે તો લોકોને દુઃખ દેવાનો જ ઉપાય લ્યો છો, ભલો ન્યાય કરો છો! दण्डयेष्व्यपापेषु दण्डो यैर्ध्रियते वृथा २० ॥ **૫૦** 'ફર્યાદ આવતાં જેમ આઘુંપાછું જોયા વિચાર્યા વિના પટલ–ગામનો મુખી તે ઉપર સટાક સહી કરી દે, તેમ તમે સાચૂં કે જૂઠં–ખરો કે ખોટો ગુન્હો છે તે જોયું જ નહીં.' **લેખૂં**–મોંઢાનો ઉપલકીયો હિસાબ. 'પોતાનુંયે ઘર જતું ન કર્યું, પોતાના જ ઘરને વણસાડયું.' **૫૨** ધર્મરાજાના દૂત છતાં તમે પોતાને મોંઢેથી અધર્મ બોલ્યા છો; ભગવાનના ભક્તોને ઓળખો નહીં, નાહક ધર્મ--અધર્મનો ભેદ જાણનારા, પંડિતનો મિથ્યા ગર્વ વહો, ધરો છો.'–વાસ્તવ ધર્મ–અધર્મનો વિવેક તમે કરી જાણતા નથી. ૫૨-૬૮ કવિએ ભાગવતમાં બિન્દુ અન્ય પૌરાણિક કથનોથી વિસ્તાર્યો છે. **૫૨** 'ભક્તિયોગ, ભાગવત ધર્મ જાણો નહીં.'–**ઘાલુ**–ઘાલો. 'મારા હાથે નાહક માર્યા જશો.' **૫૩** 'ગારૂડીના મંત્રે, મંત્રબળે, બાપડી, ગરીબડી દેડકી સાપને માથે ચઢી બેસે, જેમ મંત્રબળના વિશ્વાસે નિર્ભય થઈ બેસે. જેને માથે સમર્થ

સ્વામી છે તેનું કોઈ નામ લે નહીં. ૫-૬. ૫૪ જુઓ सर्वेषामप्यघवतामिदमेव निष्कृतम्। नामव्याहरणं विष्णोः ૧૦ નામસંકીર્તનનું માહાત્મ્ય, શ્લો. ૮-૧૮. ૫૭ જીપઇ-જિતે. ૫૮ ' કમલપત્ર ઉપરનું પાણી તેને જેમ અડકતું નથી તેમ હરિભક્તથી યદચ્છા પાપકર્મ થાય તોયે તેને તે અડકી શકતું નથી.' ૬૧ "કોટિ જન્મનાં પાપ બાળે."૬૨ દેવતા જેમ તેમાં ઇચ્છા કે અનિચ્છાથી હાથ પડતાં તેને બાળે છે તેમ હરિનો નામોચ્ચાર ઇચ્છાસ્ફુરણા વિના પણ, આકસ્મિક થઈ જાય તોયે તે કોટિ જન્મથી તે જીવનાં પાપ બાળે.' મોક્ષ૦-' જેણે એક વાર હરિ'એ બે અક્ષર ઉચ્ચાર્યા તેણે માર્ગ ઉપરિ ક્રમવા-ડગ ભરવાને કાછડો બાંધ્યો, કેડ કસી.' ૬૩ 'વિષ્ણુ ભક્તને સામાન્ય જીવોને આજ્ઞાઓ કે નિષેધ કરેલાં કર્મ બાધ કરતાં નથી; એવાં કર્મો વિષ્ણુ-ભક્તિનાં કિંકર-દાસ છે. ( निस्त्रैगुण्ये पथि विचरतां को विधिः को निषेधः શંકરાચાર્ય) ૬૫ એકાન્તિ-નિતાન્ત સત્ય, ગુહ્ય. 'મુરારિના નામની બરોબરીમાં ન આવે.' ૬૬ લીહ-હદ. 'યમરાજાની પાપપુણ્યના પ્રમાણમાં શિક્ષા કરવાની ગણત્રી-મર્યાદા-હદને વાળી-વટાવી; તેણે જન્મમરણની પંચાતીને ટાળી-નિવારી ૬૭ કહું-( અમે ) કહીએ. ' તેને દૂર-છેટેથી જ છોડી જજો.' ૬૮ વિગૂતા-બરા ધર્મથી ભ્રષ્ટ; ધર્મચ્યૂત. વિમાસી-વિચારીને, પસ્તાવો કરીને. રાવ-ફર્યાદ. ૬૯ અદ્ભુતા (બહુવચન). કરયા ( સં. कृताः॰) ' યમદૂત ઉત્તરરહિત કરાયા.' ' જે હતકો, વિષ્ણુ દૂતના વચને તેમને પાછા ખાલી કાઢયાં.' ઉત્તરરહિતા ( બહુવચન ) ઉત્તર ન આપી શકે એવી સ્થિતિવાળા, અનુત્તર, મુંગા કીધા. ૭૦ ' અજામેલને મનમાં વિખવાદ ઉપન્યો.' વિખવાદ-કલહ, પશ્ચાત્તાપની ધડભાંગ; ' વિષાદ ' વધુ યોગ્ય થાત. ( अनुतापो महानासीत् स्मरतोऽशुभमात्मनः અ.૨. ૨૫. ) યૌવન અને ધને આવી માઠી દશા આણતાં તેના અવગુણો સ્મરી તેને વખોડતો (અ.૨૬-૩૦; ને ૩૧-૩૯) ૭૧ ધ્યાન-સ્મરણ, કીર્તનથી આત્મસમાધિ સાધી (અ.૪૦-૪૧), ગંગાતીર્થમાં જ રહી, દેહ છોડયો, અને મુરારિની સન્નિધિરૂપ પરમ પદ પામ્યો. (મરતી વેળા પુત્રનું નામ સહસા ઉચ્ચાર્યું;

કે જે પ્રભુનું નામ હતું, તેથી તે પ્રભુધામ ગયો, ત્યારે શ્રદ્ધાપૂર્વક હરિનામ ઉચ્ચારનારની ગતિનૂં તો શું કહેવું. (૪૯).

**પા. ૮૮-૯૧ ૭૨-૯૮** આ વિભાગ, ૩ જા અધ્યાયના આધારે તેમ અગ્નિપુરાણુ, પદ્મપુરાણુ આદિમાંના, આ બાબતના પ્રસંગો લેઇને કવિએ બઢાવ્યો છે. ૭૧ પરીક્ષિતની જીજ્ઞાસા મટાડવા શુકદેવ યમ અને યમદૂતોનો સંવાદ, અને એ રીતે વૈષ્ણવત્વની મહત્તા નિરૂપે છે. **૭૨ દૂત૦**--અહીં સામાન્ય વાત સ્વપરાજયની કહે છે, ત્યારે ભાગવતમાં આ પ્રશ્ન પૂછ્યો છેઃ **कति सन्तीह शास्तारो जीवलोकस्य वै प्रभो। त्रैविध्यं कुर्वतः कर्म फलाभिव्यक्तिहेतवः। ४ यदि स्युर्बहवो...कस्य-स्यातां नवाकृत्य मृत्युश्चामृतमेव वा अ. ५ ।** પછી 'શુભાશુભનું વિવેચન' કરનાર એક જ શાસ્તાની અગત્ય કહે છે; અને તેવો યમનો અધિકાર વિષ્ણુદૂતોએ લોપ્યાનો સંતાપ આદિ વર્ણવ્યા. ( ૪-૧૦ ). **૭૩ ધર્મરાજ**ઃ જેઓ વિષ્ણુભક્ત નથી, કર્મઠ, કર્મજડ છે, ભક્તિમાર્ગી નથી, એવા પુરૂષ-લોકનો હૂં પ્રભુ, શાસ્તા, સ્વામી છું. **परो मदन्यो जगतस्तस्थुषश्च ओतं प्रोतं पटवद्यत्र विश्वम्** ૧૨. **૭૪** કેરૂં; આંગણૂં-' જેમાંથી પાપ વિશેષે કરીને, પૂરેપૂરૂં નીકળી ગયું છે, એવું નિર્મળ છે.' **આસના**-આસન્ન; પાસે, પડખે. આપ-પોતાનું. **૭૫** કહુ-કહો. **જાઊં**-જઇએ. **૭૬ બોલિસિ**-હું કહીશ. ૧૨ થી ૩૩ એ શ્લોકોમાં યમ વિષ્ણુભક્તિની શ્રેષ્ઠતા અને સુકરતાનું પ્રતિપાદન કરે છે. તે માત્ર ભૂમિકારૂપ છે, કવિ જ્ઞાન અને અધ્યાત્મશાસ્ત્રની બાબતો તેમાંથી ગાળી કાઢી નાંખે છે, અને ભગવદ્ગીતા તથા અન્ય વૈષ્ણવ આગમ, તંત્ર અને પુરાણોમાંનું, વૈષ્ણવ અને વિષ્ણુભક્તિનું સંદોહન આપે છે. આ અગસ્ત્ય ગીતા છે ( અ. ૩-૩૫ ) **૭૭** જુઓ **अद्वेष्टा सर्वभूतानां-समः शत्रौ च** ગીતાના બારમા અધ્યાયનું **ધર્મ્યામૃત** ૧૨-૨૦ જુઓ. **મત્રી**-( **मैत्रः** ) સુહૃદ્ભાવ. યદચ્છા લાભ જેટલું દૈવેચ્છાથી પ્રાપ્ત થાય તેટલાથી જ **संतुष्टः** **૭૮** વિચારો **मातृवत्परदारेषु**-મોટી તે માતા, સમવયસ્કા તે બેન અને નાની તે પુત્રી. **સમાહુ**-માં સમાધ-જન-

સમાજના સંમેલનમાં. ૭૯ **દાનપર**–શમ આદિ ગુણોના આચરણમાં તત્પર, નિરત. (ગીતા અ. ૧૩–૮–૧૨) ૮૧ વિચારો यदृच्छा लाभसंतुष्टो द्वंद्वातीतो विमत्सरः ગીતા ૪–૨૨. **હરિષ**–હર્ષ; न प्रहृष्येत्प्रियं प्राप्य ગીતા અ.૫. ૨૦. ૮૨ 'પ્રત્યેક વર્ણને માટે નિયત થયલા આચાર–નિત્ય નૈમિત્તક આદિ વિહિત કર્મો **છાંડઇ**–છોડે, તજે. ૮૪ સ્મરણ આદિ ભક્તિ નવ ભેદે–પ્રકારે કરીને. અર્પિત કર્મ–વિષ્ણુને સહુ કર્મ–કર્તવ્ય સમર્પીને યથાપ્રાપ્ત વહે. ' ब्रह्मार्पणं ब्रह्महविः ' ' ઉદરમાં પ્રભુને અર્પેલું નૈવેદ દેહ ટકાવવા પૂરતું પધરાવે.' ' અનંત–વિષ્ણુનાં શંખચક્રાદિ આયુધોની છાપોથી દેહને શણગારે.' ૮૫ **ગુણગ્રામ**–ગુણોનો સંગ્રહ–અનુકીર્તન. ' જેને દ્વારકાં વાહાલી છે.' ' વૈષ્ણવ આગમો અને મંત્રોમાં ઉપદેશેલો ભક્તિમાર્ગ જાણે, આદરે.' ૮૭ ગીતા રૂપી ગંગા જેને વાહાલી છે તે. भगवद्गीता किञ्चिदधीता गङ्गाजललवकणिका पीता ચર્પટમંજરી. ૮૯ **વંચ**–છેતરવું તે. **દ્રોહ**–છેહ દેવો તે. ' મનસા ' વાચ્યા મન અને વચનથી (અવ્યય. તૃતીયાના પ્રત્યય ઉપરાંત અવ્યયનો પ્રત્યય ' આં ' લાગ્યો છે.) **પરહિત**–અન્ય પ્રાણીમાત્રનાં કલ્યાણ જ કર્યા કરે. **અપવાદ**–નિંદા. ૯૧ **સકોમલ**–સુકોમલ, વિશેષ સ્નેહભીની વાણી. . પ્રાણી માત્રને જે વાહાલો હોય–જેને સઘળાં હિંસક, યા અહિંસક, દુષ્ટ તેમ સાધુ સઘળાયે લોક ચાહે તે. ૯૨ **વિશંસઇ**–' વિરાંસઇ '. જોઇએ; ( सं. वि+रस ) છેતરાઇને, ભૂલ્યાચૂક્યા, ખોટે ભરોંસે. ૯૩ ' કેરૂ '. ૯૪ 'યમે વિવેક–સદ્ અને અસદ્ શું તે સમજવાનો વિચાર કહ્યો.' ૯૫ ' **એકમનાં** એકાગ્ર મનથી અનંત વિષ્ણુને **ઉલગુ**–ઓળખો.' દ્દષ્ટાંન્ત ૧૦૦–' આ દૃષ્ટાન્ત વડે.' ' ઇણઇ–એણઇ '–વિશેષણ, તૃતીયાનો પ્રત્યય લાગ્યો છે. જૂની ગુજરાતીમાં ' એણ ' ' ઇણ ' આને બદલે વપરાય છે. ૯૬'ભક્તિ-યોગં'–धर्मःपरःस्मृतः। भक्तियोगो भगवति तन्नामग्रहणादिभिः અ. ૩–૨૨. **લક્ષણ**–વૈષ્ણવનાં લક્ષણ એ તો મિષ–નિમિત્ત છે, તે દ્વારા ભક્તિયોગ વર્ણવ્યો છે **કહ્યા**: उपदेशाः कथिताः। જો આ કથા હૃદયમાં આવે,

સુદૃઢ ઉતરે અને આચારમાં આવે તો અકેકેકું એક જ સાધનથી આ ભવબંધનથી છૂટાય. **છૂટીઇ**–( અકર્તરી ) **૯૭** પોપટે ધણીના ભણાવ્યા પ્રમાણે રામ રામ કહ્યા તેથી કાંઈ તેના હૃદયમાં રામનામ જડાતાં, જામતાં નથી. કહેવા–વર્ણવવામાં સોહલી, શોભે એવી સહેલી સરળ દેખાય છે, પણ સમ્યક્‌પણે યથાસ્થિત અંગ–ઉપાંગ સહિત આચરવામાં દોહિલી–દૂહવનારી, મુશ્કેલ, દુર્ઘટ છે. **૯૮** અવરનઈ–અવરની, બીજા શાણા સંતોની કહેલી, 'મારઈ પોતઈ–એકઇ–મારી પોતાની એકે નથી.' **વાદ**–આ વાદ ને વિવાદનો સવાલ હું લેખતો નથી; મારે વાદ-કથન, ડાચાકૂટણી સાથે નિસ્બત નથી તેટલી એના રહસ્યના આ-ચરણ સાથે છે. પ્રસાદ–પ્રસાદે, કૃપાથી; છૂટસિ–હું તો છૂટીશ.

**પા. ૯૨-૯૩. ૯૯–૧૦૮** આ વિભાગમાં અધ્યાય ૪ થી ૧૯ સમાવેલા છે. **૯૯** ( અ. ૪, ૫ ને ૬ ) દક્ષના તપ વડે જે દશ હજાર પુત્રો ઉત્પન્ન થયા, હર્યશ્વો ( અ. ૫. ૧–૨૦ ). **નારદઇ**–'નારદનઇ' જોઇએ: નારદના વચનથી ( શ્લો. ૬–૯ ): સર્ગસૃષ્ટિનો અંત જાણ્યા વિના તમે બાલિશ–છોકરવાદ હોઇને પ્રજાના પાલકો–પ્રજાપતિઓ કેવી રીતે પત્રને સરજશો ? તેમણે એનો વિચાર કરી આ નિર્ણય કર્યો: कथं तदनुरूपाय गुणविश्रम्भ्युपक्रमेत २० નિવૃત્તિમાર્ગને યોગ્ય અધિકારી, નિવૃત્ત કરનાર શાસ્ત્રરૂપ પિતાની આજ્ઞા ન સમજે તે પ્રવૃત્તિમાર્ગમાં વિશ્વાસ રાખીને શું આરંભ કરી શકવાનો ? આમ વિચારી प्रययुः पन्थानमनिवर्तनम् ૨૧–મોક્ષમાર્ગે વિચર્યા. **૧૦૦** ( અ. ૭ ને ૮ ) **વિશ્વરૂપ**–કશ્યપથી થયલા, અદિતિના ચોથા પુત્ર ત્વષ્ટાનો દૈત્યપુત્રી રચનાથી થયલો બીજો પુત્ર ( અ. ૬. ૪૩ ). **દેવપુરોહિત**–દેવોનો ગુરૂ, યજ્ઞાદિ કર્મ કરાવનાર ઋત્વિજ. અહીં દેવો અને વિશ્વરૂપ વચ્ચે પુરોહિતપણામાં રહેલા દોષો આદિ વિષે થયલો સંવાદ વિચારવા યોગ્ય છે. ( અ. ૭. ૨૭–૩૭ ) બૃહસ્પતિ દેવગુરૂ ગણાય છે, છતાં વિશ્વરૂપ કેમ દેવગુરૂ થયો ? એ પ્રસંગ ( અ. ૭ ): એકદા દેવસભામાં ઇન્દ્ર વિરાજતો હતો ત્યાં બૃહસ્પતિ આવ્યા. ગર્વથી છકીને ઇન્દ્રે તેમને

ઉઠીને, કે સંજ્ઞા કરીને પણ ન બોલાવ્યા. આથી ચીઢાઈ બૃહસ્પતિ સ્વર્ગ-લોકમાંથી ક્યાંક અંતર્ધાન થયા. ઇન્દ્ર પોતાની મૂર્ખાઇથી પસ્તાયો. પછી બૃહસ્પતિ ચાલ્યા ગયાનું જાણી દુર્મદ દાનવો ચઢી વાગ્યા અને સંગ્રામોમાં દેવોને હઠાવા લાગ્યા. બૃહસ્પતિની સલાહ અને પ્રેરણાની ખોટ જણાઈ. પછી દેવ બ્રહ્મા પાસે છેવટે ગયા. તેણે ગર્વાંધતા માટે ઇન્દ્રને ઠપકો આપ્યો. પછી તેણે વિપ્ર ત્વષ્ટાના પુત્ર વિશ્વરૂપ ઋષિને દેવપુરોહિત થવા વિનવવા કહ્યું. વિશ્વરૂપે દેવો વડીલ ( અદિતિના બીજા પુત્રથી થયલા ) હોઇને પુરોહિતપણાનો દોષ વોહોરી લેઇને પણ ગુરૂપદ સ્વીકાર્યું. તેણે દેવોને, પોતાની માતા દાનવપુત્રી રચનાના સંબંધને લેઈને શુક્રાચાર્યની વિદ્યા પોતાની વૈષ્ણવ વિદ્યા વડે હરી લીધી અને નારાયણકવચ દ્વારા ઇન્દ્રને એ વિદ્યા પ્રાપ્ત કરાવી. ( અ. ૮ ). એથી રક્ષાયલા ઇન્દ્રનો જય થયો. પછી ( અ. ૯–૧૦ ) એકદા ઇન્દ્રને વહેમ પડ્યો કે માતૃપક્ષના દાનવોને ગુરૂ વિશ્વરૂપ યજ્ઞોમાં પરોક્ષ રીતે ભાગ આપે છે. આથી તેણે વિશ્વરૂપનું માથું કાપી નાંખ્યું. તેને એની બ્રહ્મહત્યા લાગી. ઇન્દ્ર એ હત્યાને ચાર ભાગમાં ભૂમિ, જલ, વૃક્ષ અને સ્ત્રીને વેહેંચી આપી મુક્ત થયો. બીજી પાસ પુત્રનું વૈર લેવા ત્વષ્ટાએ હોમ કર્યો અને વરદાનમાં इन्द्रशत्रोर्विवर्धस्व માગ્યું. ' ઇન્દ્રનો શત્રુ' એમ બોલી ' શત્રુ 'ની પ્રધાનતા ઉચ્ચારાવી જોઈતી હતી, પણ ' ઇન્દ્ર એ જેનો શત્રુ' છે એવો ભાવનું ખોટા સ્વર પરથી સહસા બોલાઇ જવાતાં ' ઇન્દ્ર 'ની પ્રધાનતા ઉચ્ચારાઇ. એટલે કે તત્પુરૂષને બદલે બહુવ્રીહી સમાસવાળું વચન ઉચ્ચારતાં ' શિક્ષા 'ના નિયમનો ભંગ થતાં मंत्रो हीनः स्वरतो वर्णतो वा मिथ्याप्रयुक्तो न तमर्थमाह । सवाग्वज्रो यजमानं हिनस्ति यथेन्द्रशत्रुः स्वरतोऽपराधात् ॥ યજમાનનો નાશ થયો; આ ભાવને અંગે વૃત્ર ભારે ભયંકર રૂપવાળો જુઓ, કાળસ્વરૂપ, યજ્ઞકુંડમાંથી ઉત્પન્ન થયો. મહા૦ ઉદ્યોગ પર્વ. અ. ૯–૧૦ તેણે દેવો ઉપર ત્રાસ પ્રવર્તાવ્યો. એટલે છેવટે તેઓ મત્સ્ય–ભગવાનને શરણે ગયા, સ્તુતિ ગાઈ, પ્રસન્ન કરી વરદાન મેળવ્યું: આથર્વણ મુનિ દધિચિનાં અસ્થિનું વજ્ર બનાવી, તેનાથી

વૃત્રને હણો." અ. ૯. ૪૬–૫૫. દધિચિએ સ્વાર્થી દેવોને કરેલો ઉપદેશ મનનીય છેઃ અ. ૧૦–૩–૪; ૭–૧૦. પછી તે મેળવી દેવોએ વૃત્રને હણ્યો. ] **૧૦૦** નારાયણકવચ–અ. ૧૦; શ્લો. ૩–૪૦; ૩–૧૧ વિધિ, ૧૨–૩૪ સ્તુતિ અને ૩૫–૪૦ કવચથી રક્ષણનાં દૃષ્ટાન્ત. **૧૦૧** **તેહનુ**–વિશ્વરૂપનો; 'હત્યાનો પ્રતિકાર ( નિવારણ ) કર્યો.' **સ્ત્રી**–રજસ્વલાધર્મ, 'રજ' એ હત્યાનો અંશ. અ. ૯–૯. **૧૦૩** **તરુઆર**–વૃક્ષઃ નિર્યાસ–ચિકાશ એ હત્યાનો અંશ અ. ૯–૮–૯. **જલ**–બુદબુદ અને ફીણ એ હત્યાનો અંશ ૧૦–૧૧. **મેદિની**–પૃથ્વી; ખારી જમીન એ હત્યાનો અંશ. ૭–૮. 'ચાર સ્થાનકે હત્યાને સ્થાપી.' **૧૦૨** 'ઉપન્યો વિશ્વરૂપને.' **વાસવશૂં**–ઇન્દ્રની સાથે. **માંડયુ**–આરંભ્યો. **વૃત્રાસુરઃ**–स इमांल्लोकानावृणोत्तद्वृत्रस्य वृत्रत्वम् । શ્રુતિ. વૃત્રના વર્ણન માટે જુઓ શ્લોક ૧૧–૧૯. **બોલ્યાં**–( વૃત્ર ) કહ્યાંઃ તેનાં તેજ, બળ, જ્ઞાન અને ભક્તિ અપાર–અમર્યાદિત હતાં, ઇન્દ્રને તેમાં ક્યાંયે હડાવી દે એવાં હતાં; તેના સૈનિકોને દેવોએ કાયર કાયર અને કચરકચર કર્યા; એટલે તે રણમાંથી નાઠા. વૃત્રે તેમને અવશ્યંભાવી મરણ અને રણમાં મરનાર વીરની ઉત્કૃષ્ટ ગતિનો પડકાર કર્યો (૩૦–૩૩). પછી ( અ. ૧૧ ) ઇન્દ્ર સાથે ઘોર રણસંગ્રામ મચ્યો; ઇન્દ્રના હાથીને વૃત્રે ઘાયલ કર્યો, છતાં એવી નિરાધાર સ્થિતિમાં શૂરવીરને છાજે તેમ તેણે ઇન્દ્ર ઉપર સામો ઘા કર્યો નહીં. પણ ઇન્દ્ર તરત સાવધાન થઈ સામો આવ્યો, ત્યારે વૃત્રે સ્વાર્થસિદ્ધિ સારૂ નાહક અન્ય સૈનિકો રૂપી નિર્દોષોની કત્લ કરવા માટે અનેક માર્મિક વચનો કહ્યાં અને સંગ્રામ આગળ ન ચલાવતાં પેલું વરેલું વજ્ર જ ફેંકવા કહ્યું. પછી તેનો વધ કરવા ઈન્દ્રે તેને વજ્ર માર્યું. ( અ. ૧૨–૩ ) અને તેના સો હાથ કાપ્યા, છતાં વૃત્રે ઇન્દ્રને ઘેર્યો અને વજ્ર તેના હાથમાંથી હેઠું પડયું. ત્યારે વૃત્રે તેને આધ્યાત્મિક બોધ કર્યોઃ ( ૬–૧૭ ). ઇન્દ્ર તેથી પ્રસન્ન થયો અને તેની વિષ્ણુ-ભક્તિ અને ઉત્કૃષ્ટ જ્ઞાનસંપત્તિ વખાણી. (૧૮ સ) પાછું યુદ્ધ આરંભાયું અને વૃત્ર હણાયો. (૨૯) છતાં તે ઇન્દ્રને ગળી ગયો; પરંતુ

ઇન્દ્ર નારાયણકવચથી રક્ષાયલો હોઇને મરણ ન પામ્યો અને વજ્રથી તેની કૂખ ભેદી બહાર આવ્યો ( ૩૦-૩૫ ). ૧૦૩ તેહ૦-' તેહના વધના પાપનું નિવારણ, ' વૃત્રવધ આદિ પાપોનું પ્રાયશ્ચિત્ત કરવા-( અ. ૧૩ )ની વૃત્તિ ઇન્દ્રને થઇ; ઋષિઓએ અશ્વમેધ યજ્ઞ કરવા પ્રેર્યો. પણ હત્યાથી ગભરાયલા ઇન્દ્રને શાન્તિ ન વળી. તેણે હજાર વર્ષ પર્યંત તપ આદર્યું ( ૧૪-૧૫ ). પછી અશ્વમેધ યજ્ઞ કર્યો અને પાપથી મુક્ત થયો (૨૧). ૧૨૪૦-પરિક્ષિતે અસુર વૃત્રને વિષ્ણુભક્તિ કેમ થઈ તે વિષે પૃચ્છા કરતાં, શ્રી શુકદેવે એ પૂર્વ અવતારે ચિત્રકેતુ રાજા હોવાનો વૃત્તાન્ત કહ્યો ( અ. ૧૪ ). [ આ કથા સવિસ્તર અ. ૧૭ મામાં વર્ણવેલી છે, તે જોવી ] આ કથા નારદ અને દેવલે શુકદેવજીને કહી હતી. ( અ. ૧૪-૯ ). ચિત્રકેતુ-શૂરસેનોનો ચક્રવર્તી રાજા. તેને કરોડ સ્ત્રીઓ હતી (૧૧) છતાં સંતતિ ન હતી. ' ઝાઝી રાંડે વેતર વંઠે,' એ ગતિ હતી. ૧૦૪ ' પુત્ર મુઆનો શોક થયો. ' અંગિરા એકદા તેની પાસે આવી ચઢતાં તેમને એણે પ્રસન્ન કર્યા. તેમણે રાજાને રાજ્યઅંગ-સાત-પ્રકૃતિઓ વિષે બોધ દીધો. રાજાએ પુત્ર ન હોવાથી અસંતોષ દાખવ્યો ( ૨૨-૨૬ ), અંગિરાએ ' ત્વાષ્ટ્ર ચરૂ ' રંધાવી યજન કરાવ્યું. અને તેની રાણી કૃતિદ્યુતિએ એ યજ્ઞોચ્છિષ્ટ અન્ન ખાતાં તેને પુત્ર થયો. (૩૦). રાજાની બીજી અપુત્રવતી રાણીઓએ તેનો દ્વેષ કર્યો; અને ઝેર પાઈએ પુત્રને માર્યો. પુત્ર મરણ પામતાં ચિત્રકેતુ, અને રાણી ગાંડાં થયાં (અ. ૧૪. ૪૫-૬૦). ૧૦૪ ' વિશોક-શોક રહિત સુકોમલ વાણીથી કર્યો. ' મીઠી વાણીથી ભાગવત ધર્મ કહી રાજાને શોકમુક્ત કર્યો. રાજાની શોકાકુલ પામર સ્થિતિ જોઇ, નારદ અને અંગિરા તેની પાસે આવ્યા. (૬૧) અને પુત્રશોક ન કરવાનો બોધ દીધો ( અ. ૧૫. ૧-૨૬ ). પછી નારદે ચિત્રકેતુને ' મંત્રોપનિષત્ ' (અ. ૧૬. ૧૭-૨૫) ભણવાથી, અને સાત દિવસ તેનું મનન કરવાથી સંકર્ષણનાં દર્શન અને તેને અંગે કલ્યાણ થશે એમ કહ્યું. પાછો નારદે, સંસારની આશાશ્વતતા વિષે બોધ

દેવા (અ.૧૬) મુએલા બાળકના જીવને સંબોધી પિતાનું રાજપાટ લેવા કહ્યું. અહીં એ જીવ અને નારદ વચ્ચે સંવાદ ચાલ્યો; જીવે રાજ્ય લેવા ના પાડી અને ત્યાંથી ચાલ્યો ગયો. પછી સંબંધીઓએ શોક છોડયો. (અ.૧૬.૨-૧૨). ચિત્રકેતુનો શોક ટળ્યો. જીવ૦-મૃતપુત્રના જીવ દ્વારા ભોગ આદિની અશાશ્વતતા સંભળાવી સદ્‌વિદ્યા—આત્મવિદ્યાનો બોધ દીધો. **૧૦૫** નારદે તેને મંત્રોપનિષત્ શીખવ્યું, (અ.૧૬.૧૮-૨૫)અને અંગિરા સાથે સ્વધામ સીધાવ્યા. ચિત્રકેતુએ સાત દિવસ પર્યંત આ સપ્તશ્લોકી ઉપનિષત્ ભણી. અને તેને સંકર્ષણે દર્શન દીધાં. રાજાએ તેમની સ્તુતિ કરી ( ૩૪-૪૮ ), સંકર્ષણે તેને સિદ્ધ યોનિમાં મૂકી વિદ્યાધર કર્યો, અને જ્ઞાન-વિજ્ઞાનની સંપત્તિ સમજાવી તેથી સંપન્ન કર્યો. (અ. ૧૬. ૫૦-૬૪ ). આથી ચિત્રકેતુને **આલ્હાદ**. આનંદ થયો અને સંકર્ષણે વિદ્યાધર કરી, 'બહુપ્રસાદ' કૃપા કરી, પરમ સર્વોત્કૃષ્ટ બુદ્ધિવાળી અધ્યાત્મવિદ્યા દાખવી, અને 'થોડે કાળે સિદ્ધિ પામ્યો.' **૧૦૬** ( અ. ૧૭ ) ચિત્રકેતુ વિદ્યાધર થયા પછી એક વાર વિમાનમાં બેસી કૈલાશ ગયો. ત્યાં પાર્વતીને શંકરના ખોળામાં બેઠેલાં જોયાં. **હસિયુ**- હસ્યો; પાર્વતી અને શંકરની લીલા અને વિલાસ જોઈ હસી કંઇક અયુક્ત બોલ્યો. અ. ૧૭. ૬-૭. શિવ તો કંઈ ન બોલ્યા, પણ પાર્વતીએ ચીઢાઈ તેને આસુરી યોનિમાં જન્મ લેવાનો શાપ આપ્યો. ૧૦-૧૫. ચિત્રકેતુ વિષ્ણુભક્ત હતો એટલે પૂર્વકર્માનુસાર પોતાને એ યોનિમાં અવતરવાનું હોવાનું સહજ છે એમ સમજી, સામો શાપ ન દેતાં શાન્તિથી પાર્વતીને તેમ કહ્યું.અ.૧૭.૧૭-૨૪.અને વિમાનમાં બેસી સ્વર્ગે ગયો. પછી શંકર પાર્વતીને વિષ્ણુભક્તની સહિષ્ણુતા વર્ણવી, અને ચિત્રકેતુએ સામને શાપ ન આપ્યા માટે તેના મનની મહત્તા વર્ણવી ૨૭-૩૫.પછી ચિત્રકેતુ ત્વષ્ટાના પુત્ર વૃત્રરૂપે જન્મ્યો ૩૮. **૧૦૭ અ. ૧૮.** કશ્યપથી દિતિના ઉદરમાં ૪૯ મરૂતો પાક્યા અને જન્મ્યા. તેઓ ઇન્દ્રના સરખા રૂપવાળા, પણ પ્રજા-સંતતિ-રહિત થયા. ( અ. ૧૮ શ્લો. ૧૯. ) પરિક્ષિતે શુકને મરૂતો અસુરો હોવા છતાં ઇન્દ્ર સમાન કેમ થયા એ પ્રશ્ન પૂછ્યો ૨૦-૨૧. શુકદેવે

કહ્યું: વિષ્ણુએ દેવપક્ષે રહી દિતિના પુત્રો દૈત્યોને હણાવ્યા; એથી દિતિ બળવા લાગી; અને ઇન્દ્રને હણાવવાનો વિચાર કર્યો. તેણે પૂર્ણ સેવાભાવ અને ભક્તિથી કશ્યપને પ્રસન્ન કર્યા; વરદાન મેળવ્યું. પુત્ર-ઉત્પત્તિ માટે સંયમ તોડતાં કશ્યપ કચવાયા અને પરિતાપ પામ્યા. (અ. ૫. ૩૮). તેમ તેમને ઇન્દ્રનો વધ થાય એ યોગ્ય ન લાગ્યું ૪૩. તેથી કશ્યપે એવો **સુત** ઉત્પન્ન કરવા માટે આવશ્યક **વ્રત** દિતિએ કરવાના **વચનનું વિધાન** કહ્યું: ' જો એક સંવત્સર લગી એ વ્રત પૂર્ણપણે તું કરીશ તો તને ઈન્દ્રને મારનાર પુત્ર થશે, પણ તેમ નહીં થાય તો તો પુત્ર દેવોનો બંધુ થશે. ' એ વ્રતવર્ણન માટે જુઓ અ.૧૮. ૪૭-૫૪. દિતિને કશ્યપે શાન્તિ, ક્ષમા, શુદ્ધિ અને આહારવિહારના વિધિ કહ્યા. ઇન્દ્રને એથી કુદરતી રીતે ભય થયો ૫૬, અને તેની ભક્તિ તોડાવવા મથન કર્યું. ૫૭-૫૮ પણ તેમાં ન ફાવતાં એકદા દિતિ પગ ધોયા વગર સૂઈ રહી હતી તેવામાં તે વાટે દિતિના ગર્ભમાં ઇન્દ્ર પેઠો અને વજ્ર વડે તેના ૪૯ કટકા કર્યા; તેમણે ઇન્દ્રની પ્રાર્થના કરી અને ભાઇ પેરે વર્તવા વચન દીધું. વિષ્ણુની કૃપાથી એ ૪૯ મરુતો સજીવ રહ્યા. દિતિ આટલા બધા પુત્રો થતાં પ્રસન્ન થઈ; ઇન્દ્રે તેનું કારણ પૂછતાં દિતિને અપરાધ માફ કરવાની વિનતિ સાથે હકીકત કહી. ૧૯ મા અધ્યાયમાં **પુંસવન વ્રત**-૩૧ રામે દિતિને કહેલું પુત્રોત્પત્તિનું વ્રત રાજાના પૂછવાથી શુકદેવજીએ વર્ણવ્યું. ૧૮ ઘણુ-ઘણું. 'મુધ્રિ'ને બદલે 'સ્કંધ્રિ' જોઇએ.

---

## કલા ૮ મી-સપ્તમ સ્કંધ, ૬ ઠ્ઠી લીલા ઊતિ

---

[ ઊતિ ( पुष्टानाम् आचारः ) અહીં ऊतयः कर्मवासना । એ અર્થ મુખ્યત્વે છે, સાતમો સ્કંધ બે ભાગે વહેંચાયો છે: ૧૦ અને ૫ અધ્યાય. પહેલા દશ અધ્યાયોમાં પ્રહ્લાદના ઇતિહાસ દ્વારા વાસનાનું સ્વરૂપ અને પાછલા પાંચથી ધર્મનિર્ણય વર્ણવાયો છે.

જેવાં કર્મ તેવી વાસના, જેવા હેતુથી કર્મ તેવા હેતુવાળી વાસનાઃ આમ તેના શુભ અને અશુભ એ બે પ્રકાર મુખ્ય-મહા પુરૂષના કોપથી ઉદેલી વાસના, જેવી કે સનકસનંદનના કોપથી જયવિજય પોળીયાને હિરણ્યાક્ષ અને હિરણ્યકશિપુ રૂપે અવતરવું પડયું, એ અશુભ વાસના; મહાન પુરૂષના અનુગ્રહથી-વિષ્ણુની કૃપાથી પ્રહ્લાદ તરી ગયો છે એ શુભ વાસના. ત્રીજા સ્કંધ( અ. ૧૬)માં જય-વિજય પોળીયા સનકસનંદનના શાપથી વેરભાવે સંસારમાં ત્રણ અવતાર ભોગવી પ્રભુના પરમપદને પુનઃ પામ્યા. એમાં વારાહ અવતારમાં પહેલો જન્મ હિરણ્યાક્ષ અને હિરણ્યકશિપુ અને પ્રહ્લાદ તે બ્રહ્મરૂપ સનકસનંદનાદિનો અંશ.

કથાપ્રસંગઃ રાજસૂય યજ્ઞમાં કૃષ્ણે હણેલા શિશુપાલ ( જય-વિજયના ત્રીજા અવતાર )ને ભગવાનમાં સાયુજ્યમુક્તિ મળી, એમ જાણી યુધિષ્ઠિરે નારદને તેનું કારણ પૂછ્યુંઃ યોગીઓને પણ દુર્લભ એવી વિષ્ણુપદ પ્રાપ્તિ તેમના વિદ્વેષી શિશુપાલને કેમ થઇ ? નારદે કહ્યુંઃ વૈર બાંધવાથી, વૈર ન રાખવાથી, ભય, સ્નેહ અથવા કામથી ભગવાનમાં મન જોડાય છે અને કંઇ પણ ભેદ દેખાતો નથી ( અ. ૧ ૨૫ ). પરંતુ માણસ જેવી રીતે વૈર બાંધવાથી, પ્રભુમાં તન્મયતા પામે છે તેવી રીતે ભક્તિયોગથી નથી તન્મયતા બંધાતી, એવો મારો નિશ્ચય છે; જેમ કીડો ભમરીના અતોનાત ડંખથી ભમરીરૂપ થાય છે તેમ. પછી તેમણે જયવિજયના હિરણ્યાક્ષ અને હિરણ્યકશિપુના અવતારની કથા કહી. વારાહ અવતાર ધરી હિરણ્યાક્ષને વિષ્ણુએ માર્યો ( અ. ૨ ). એથી હિરણ્યકશિપુ સંતાપ પામ્યો, બ્રહ્માને પ્રસન્ન કરવા ઘોર તપ આદર્યું અને વરદાન મેળવ્યું કે ઘરની અંદર કે બહાર, કે આકાશમાં, દિવસ કે રાત્રિએ, વા આયુધથી, મનુષ્ય કે અન્ય પ્રાણીથી પણ મારૂં મૃત્યુ ન થાઓ. ( અ. ૩. ૩૪-૩૮ ). પછી ત્રણે લોકને તેણે સંતાપ્યા. દેવો કાયર કાયર થઈ વિષ્ણુને શરણે ગયા અને દૈત્ય જ્યારે મારો વિદ્વેષ કરશે ત્યારે હું તેને મારીશ ( અ. ૪. ૨૫-૨૮ )

એવું વરદાન મેળવ્યું. પછી હિરણ્યકશિપુને ચાર પુત્રો થયા. તેમાં મોટા પ્રહ્લાદ વિષ્ણુભક્ત હતો. તેની વિષ્ણુભક્તિ તોડાવવા તેણે કંઇ કંઈ મથનો કર્યા; ( અ. ૫. ) તેને બહુ બહુ સંતાપ્યો, વિદારાવવા મથ્યો, પણ પ્રહ્લાદ એકનો બે ન થયો. દૈત્ય પુત્રોને પણ તેણે નિર્ગુણ વિષ્ણુભક્તિ ( ભાગવતધર્મ ) ઉપદેશી ( અ. ૫-૬ નેં ૭ ). પછી હિરણ્યકશિપુએ તેને થંભે બાંધી, વિષ્ણુ તેમાંથી પ્રકટ કરાવવા આવ્હાન કર્યું. તેની સ્તુતિથી નૃસિંહરૂપે વિષ્ણુ પ્રકટ થયા અને દૈત્યરાજને માર્યો ( અ. ૮ ). પછી દેવોએ ઉગ્ર રૂપ શાન્ત કરવા વિષ્ણુને વિનવ્યા. ( અ. ૮) પણ તે શાન્ત ન થયા પછી પ્રહ્લાદે નૃસિંહસ્તવ ગાયું ( અ. ૧૦. ૮-૫૦ ) નૃસિંહે પ્રસન્ન થઇ પ્રહ્લાદને વરદાન દીધું. પ્રહ્લાદને રાજપાટ પસંદ ન હતું છતા વિષ્ણુએ તે ભોગવવા આજ્ઞા કરી. આથી દેવો તેને ગાદીએ બેસાડી, સ્વર્લોક સીધાર્યા. ( અ. ૧૦ ). પાછલા પાંચ અધ્યાયોમાં નારદ યુધિષ્ઠિર સંવાદ દ્વારા સદાચારનિર્ણય ( અ. ૧૧ ); સંન્યાસીના ધર્મ ( અ. ૧૨ ); યતિધર્મ ( અ. ૧૩ ), ગૃહસ્થાશ્રમીના ધર્મ ( અ. ૧૪ ); અને મોક્ષપ્રાપ્તિનો મર્મ ( અ. ૧૫ ), એ અંશો વર્ણવાયા છે. કવિએ આ પાછલો વિભાગ સારરૂપે જ ઘણો સંક્ષિપ્ત તારવ્યો છે. ]

પા. ૯૩-૯૮. ૧-૩૦. **રણિ મારીઉ**-રણમાં માર્યો. સંસ્કૃત શૈલી ( हिरण्यकशिपुः रणे हतः ). **બોલિશી**-હું કહીશ. **૨ કુહુ**-કોહો, બોલો; ( અ. ૧. ૧૪-૨૦ एतद्भ्राम्यति मे बुद्धिर्दीपार्चिरिव वायुना । ब्रूह्येतदद्भुततमं भगवांस्तत्र कारणम् ॥ ) શિશુપાલ જેવો વિષ્ણુનો વિદ્વેષી સાયુજ્યમુક્તિ કેમ પામ્યો? **૩ કુહુ**- ' કહૂ ' જોઈએ ( છાપની ભૂલ છે ). નારદ કહે છે વેરભાવે વિષ્ણુમાં મન એકાગ્ર વિશેષે થાય છે, માટે જયવિજય નામના તેમના બે દ્વારપાલોએ સનકસનંદનના શાપથી ત્રણ અવતાર લગી વિષ્ણુવિદ્વેષ કરી, ભગવાનમાં જ નિમગ્ન થઈ, સત્વર સાયુજ્ય-

મુક્તિ મેળવવાનો માર્ગ લીધો. શિશુપાલ એ વૈરભાવે અવતરેલો ભગવાનનો દ્વારપાળ હતો, તેણે એ માર્ગે પરમપદ મેળવ્યું. ( અ. ૧. શ્લો. ૨૦–૪૫ ). ૪ એક૦ ( સ્કં. ૩, અ. ૧૬ નો સાર ). ' વિષ્ણુના અંતઃપુરમાં જતાં અટકાવ્યા. એથી મુનિને સંતાપ થયો અને જયવિજયને શાપ દીધો. ' ૫ ' તમે ત્રીજે જન્મે હરિપદરૂપી વિશ્રામરૂપી તમારો ઠામ પાછો પામશો. ' ૬ પ્રથમઇ–પહેલે અવતારે ( અ. ૧. ૩૯–૪૪ ). ૭ માતા–દિતિ. હિરણ્યકશિપુએ પુત્રના મરણના શોકથી સંતાપ પામતી દિતિને દૈવાધીન અને કર્માનુસાર જીવનો જન્મ દ્વારા મેળાપ થાય છે અને મરણ દ્વારા વિયોગ થાય છે, એ તત્ત્વજ્ઞાન ઉપદેશ્યું. અને ઉશિનર( કંદહાર )ના રાજા સુયજ્ઞનો વૃત્તાન્ત, યમ અને પ્રેત-બંધુઓનો સંવાદ કહ્યાં. (અ. ૨. ૨૦–૬૧) ' તેના શોકને વિશોક કર્યો; શોક ટાળ્યો; મનનું સમાધાન કર્યું. ' ૮ અતિ ઉગ્ર–તેના તપની ઉગ્રતા માટે જુઓ ( અ. ૩. ૧–૫ ). રહિ–રહે, રહેતો. ૯ દિન ( दिव्य-समाः शतम् १९ ) દિવ્ય–દેવનાં સો વર્ષ. ત્વચ–ચામડી વગેરે ( दंश-भक्षितदेहस्य प्राणा अस्थिषु शेरते ડાંસો–કીડીઓ આદિથી ખવાઈ ગયલા તારા શરીરના પ્રાણ હાડકામાં જ સ્થિર છે. ૧૮ ). ૯ ' તેના ધ્યાનની અંદર, ધ્યાનની અવસ્થામાં. ' આવ્યા–દેખાયા. તુઠા–તુષ્ટ થયા. ' વત્સ ! વરદાન, ઇષ્ટ વર માગ્ય. ૧૦ ધરિ૦–( भूतेभ्यस्त्वद्विसृष्टेभ्यो मृत्युर्माभून्मम प्रभो ।अ. ३.३५। नान्तर्बहिर्दिवानक्तमन्यस्मादपि चायुधैः न भूमौ नाम्बरे मृत्युर्न नरैर्न मृगैरपि । ३६ । व्यसुभिर्वाऽसुमद्भिर्वा सुरासुरमहोरगैः। अप्रतिद्वन्द्वतां युद्धे ऐकपत्यं च देहिनाम् । ३७ । सर्वेषां लोकपालानाम् महिमानं यथात्मनः । तपोयोगप्रभावाणां यन्नरिष्यति कर्हिचित् । ३८) ' સૂકાથી કે ભીનાથી. ' ૧૧ બ્રહ્મા–( અ. ૪–૩. ) અદશ્ય થયા. હરખિત–હર્ષ પામતો, ' વેગિ–ત્વરાથી મેલાવુ–સૈન્યનો જમેલો મેલિઉ–મેળવ્યો, કર્યો. ' ૧૨ કંઠિ૦ ( કંઠે ) ગળું ઝાલીને સ્વર્ગમાંથી હાંકી કાઢ્યા. ( ૪–૨૦ ) જિતુ૦–ઇન્દ્રને જિત્યો ( इन्द्रः तेन जितः ) તેહ૦–તેઓ

વૈકુંઠમાં સોંસરા દોડયા (૧૧). **૧૩** 'હિરણ્યકશિપુથી અપાર દુઃખ પામેલા અમે-તેમને હે વિશ્વાધાર!-રાખો, રક્ષણ આપો.' (૨૨). **૧૪ દેવા**-"હે દેવો! સાંભળો હું તમારૂં કાર્ય કરીશ, તમે નિર્ભય થઈ પાછા વળો. એ પાપી, જ્યારે સંત-મારા ભક્તનો દ્વેષ **આણશે**-કરશે ત્યારે મરણ પામશે." (यद्वदेवेषु वेदेषु गोषु विप्रेषु साधुषु। धर्मे मयि च विद्वेषः स वा आशु विनश्यति॥ निर्वैराय प्रशान्ताय स्वसुताय महात्मने। प्रह्लादाय यदा द्रुह्येद्धनिष्येऽपि परोजितम् २७-२८) **૧૬ પ્રશંસી**-વખાણીને (अङ्कमारोप्य...कथ्यतां वत्स मन्यते यद्भवान् અ, ૫-૪) 'હે તાત! તું શું શું ભણ્યો તે મને કહે ને?' **૧૭** 'હું કૂડો-મિથ્યા વાદ કરી જાણતો નથી.' 'સદા અસદ્ગ્રહ-મિથ્યા મારા તારાના અભિનિવેશથી જેનું મન ખેદયુક્ત રહે છે એવા દેહીઓ અંધારા કૂવામાં પોતાને પાડનાર ગૃહનો ત્યાગ કરી, વનમાં જઈ, હરિનો આશ્રય કરે છે તે હું ઠીક માનું છું. ૫' [ ભાગવતમાં પહેલી વાર હિરણ્યકશિપુ માત્ર એક જ પ્રશ્ન કરે છે, પ્રલ્હાદ તેનો ટુંકો ઉત્તર આપે છે (૫) અને દૈત્યેન્દ્ર હસી 'બીજાની બુદ્ધિથી મારા બાલકની બુદ્ધિ બગડી છે,' એમ કહી (૬), એને દેવપક્ષના બ્રાહ્મણો ન બગાડે એવી સાવધતા રાખવાનું સૂચવી, ગુરૂને સોંપે છે. ગુરૂ સાથે પ્રલ્હાદને સંવાદ થાય છે ૧૦-૧૪, ગુરૂ ચીઢાઇ તેને મારે છે અને રાજનીતિ ભણાવી પાછો દૈત્યરાજ પાસે આણે છે. તેના પૂછવાથી પ્રલ્હાદ કહે છેઃ ૧૫-૨૧. કવિ આ ભાગ છોડી દે છે. ] **૧૮-૧૯** જુઓ શ્લો ૨૩-૨૪. **સેવાભેદ**-વિવિધ પ્રકારની સેવાઓ. 'આત્મનિવેદન'-સ્વશરીરસમર્પણ; ભગવદ્પરાયણ રહી દેહ-રક્ષણની ચિન્તાનું વર્જન. **૨૦** 'તને આવી શીખ કોણ દે છે?' (પછી દૈત્યેન્દ્રે ગુરૂપુત્રને આવું શિક્ષણ આપ્યા માટે ધિક્કાર્યો ૨૫-૨૭ અને પ્રલ્હાદને પૂછયું ૨૯ नचेद्गुरुमुखीयं ते कुताऽभद्रा सती मतिः २८) **નિર્ગુણ**-ગુણ, સારાં લક્ષણ વિનાના. હૂં. (ભાગવતમાં નથી). આમાંનું ૩૫-૩૬ શ્લોકમાં કંઇક ધ્વનિત છે. **જેહશું**-જે વિષ્ણુની સાથે. **૨૧ પુત્ર૦** (ભાગવતમાં આમ છે. પ્રલ્હાદ કહે છે. કૃષ્ણ-વિષ્ણુમાં જેની મતિ

છે તે બીજાથી દોરાતો નથી. ૩૦-૩૨ ) વિષ્ણુ૦ ( ૨૧-૨૪, ને શ્લો ૧-૨ વાળો ભાગ અન્ય પુરાણુમાંથી કવિએ ઉદ્ધૃત કર્યો છે. ) વિષ્ણુ સવિ-સર્વ કોઈના રિદ્દઇ-હૃદયમાં વસે (છે), અંતર્યામીરૂપે રહે (છે) તે મને આ શિખામણુ કહે-દે છે.' [1] પરમાત્મા વિના હે તાત ! કોણુ કેને શીખવે છે ? ૨૨ આસરઇ-આશ્રયે, આશ્રય કરે છે, ૨૩ પ્રહ્લાદવચન; સંપદા-મુક્તિરૂપી સંપત્તિ. વાંછિશિ-વાંછશે, વાંછતો હોઉં. ભણિ-ભણ. ૨ કિં૦ અન્ય પુરાણનાં છે. समस्तैः । स्फुटं -સ્પષ્ટ, શુદ્ધ ચિત્તે. ૨૪ હિરણ્યકશિપુ ઘણાં કઠોર વચન પુત્રને ઉદ્દેશીને કહે છે અને ગુરૂપુત્રને પ્રહ્લાદને મારી નાંખવા આજ્ઞા કરે છે ૩૪-૩૮ રોસઇ ધ્રશઈ-રોષે ધર્ષે, રોષે ધ્રૂજી ઉઠયો. દાંતેશૂં-દાંત વડે બે હોઠ ગ્રસે-હોઠ ચાવવા લાગ્યો. " આ પ્રહ્લાદને ગાઢો-અતિશય સખ્ત તાડો-મારો, પૂરેપૂરો ખોખરો કરો.' (सर्वैरूपायैर्हन्तव्यः ૩૮) ૨૫ ગિરિ -પર્વતપરથી હેઠો. ગજહરિ-શાર્દૂલ, સિંહ, વાઘ-નાં કોતરોમાં. ' છતાં લેશ પણુ પીડા તેને ન થઇ.' ૨૬ 'શ્રીરંગ-વિષ્ણુ રક્ષા કરે તેનું અંગ વજ્રમય હોઇને કશીયે કશાથી આંચ ન લાગે.' હે પ્રભુ ! તું તૂઠે-સંતુષ્ટ થાઓ તો અરિ મિત્ર થઈ જાય વગેરે, પણ જો રૂઠે તો મિત્ર અરિને, પથ્ય વિષરૂપ વગેરે. ૨૭ અવધારિ-અવધારો, બરોબર લક્ષમાં લ્યો. દૂહવિઉ-દૂભવ્યો, સંતાપ્યો (૪૦-૪૪) સહી-નિશ્ચયે. ' એને કશાની ટાંકી લાગતી નથી, કોઇએ ઉપાય તેને મારવામાં કામ લાગતો જ નથી.' ૨૮ હિરણ્યકશિપુ વિમાસણમાં પડયો અને પ્રહ્લાદને પોતાના મૃત્યુનું કારણ સમજ્યો. ( ૪૪-૪૭ नूनं...मृत्युर्मे भविता न वा ). શુંડામરક-શંડ અને અમર્ક, શુક્રાચાર્યના બે પુત્ર ( મત્સ્ય અ. ૩૩ ) રાજનીતિ-( धर्मो ह्यस्योपदेष्टव्या राज्ञां ये गृहमेधिनाम् ૫૪ ) એહ-એને ભણાવો.' ૨૯ પણ પ્રહ્લાદે તો મોટા રાજા મુકુંદની નીતિ ભણવા માંડી; અને બીજી વિદ્યાઓને મિથ્યા વાદ-વિતંડા ગણી છોડી દીધી. ૫૩ ૩૦ ગુણગ્રામ-પ્રભુના સંખ્યાબંધ ગુણો.

પા૦ ૯૮-૧૦૦. ૩૧-૪૯ ૩૧ નેશાલ-નિશાળ, ( लेखशाला,

ઋહશાળા એ ક્રમે ) સૂની–ગુરૂથી શૂન્ય, ગુરૂ વગરની. ૩૨ ધ્યાઉ–ધ્યાન ધરો. 'બીજું જે કાંઈ ભણવું' તે આળપંપાળ–ખોટું મન મનાવવા જેવું છે.' જુઓ અ. ૬. ૧–૨૭. ૩૨–૩૩ નિશાળમાં જૂના જમાનાની નિશાળના ભણતરનો નમૂનો. (સરખાવો નાકરકૃત ચન્દ્રહાસ આખ્યાન બૃ. કા. દો. ભા. ૮ કડવું ૪ કડી ૨૧–૮૧ પા. ૫૦–૫૧ ) सिद्धो वर्णः समाम्नायः ૐકાર એ સિદ્ધ વર્ણ છે. ૐકાર કેમ લખવો તે શિખવતાં મહેતાજી બોલતા: ભણીએ અ, મીંડું૦ બલાટ્ટી, એક લીટીમાં પંડ, બીજી ઉપર, થયો ઓગણુ પડાયો, ॐ गणपतये नमः ) એટલે ૐકાર. આ બધી વિગત માટે જુઓ બૃ. કા. દો. ભાગ ૮ પા. ૫૪૨–૫૫૦. બાવન અક્ષર, ૧૬ સ્વર અને ૩૬ વ્યંજન. ૩૩ 'એક સૂત્ર જ ખરૂં, અને તે ॐ हरिः, બીજું તમે જે ભણો છો તો કસૂત્ર–ખોટું સૂત્ર છે. ૐ એ સિદ્ધવર્ણ વ્યાપક અને નિર્વાણ–મોક્ષપદ છે. અ, ક આદિને અક્ષર કહો છો, પણ જે ક્ષરે નહીં નાશ ન પામે તે જ ખરો અક્ષર અને તે ૐ છે. જાણુ–જાણો. ૩૪ "નારદે મને ઉપદેશેલો ભાગવતધર્મ હું તમને કહું છું તે સાંભળો.' શ્લો. ૨૮. ( અધ્યાય ૭ જુઓ: હિરણ્યકશિપુ તપ કરવા ગયો ત્યારે તેની રાણી સગર્ભા હતી. ઇન્દ્ર તેને એકલી જાણી હરી લાવ્યો અને મારવા લાગ્યો. નારદે તેના ગર્ભમાં વિષ્ણુભક્ત હોવાનું કહી તેને ઉગારી; અને પછી પ્રસવ પામ્યે પ્રહ્લાદને ધર્મતત્વ અને નિર્મલ જ્ઞાન પ્રબોધ્યું ૧૪–૧૫. આ બોધ આધ્યાત્મિક જ્ઞાન અને વિષ્ણુભક્તિથી ભરપૂર છે ૧૬–૫૪. કવિ તેનો ધ્વનિ લેઈ પોતાની રીતિ પ્રમાણે 'અન્ય પુરાણાદિમાંથી વસ્તુ–વિચાર લેઈ વર્ણવે છે.) ૩૫ 'યુવાવસ્થામાં વિષયો વ્યાપે, માટે તે અગાઉ બાલપણમાં જ દેવેશ–હરિને ભજો.' ૩૫ યૌવનમાં જીવ પુત્ર–કલત્રનો સંયોગ (વગેરે) વાંચ્છે (છે). હરિષા–હર્ષ. મરષ–મર્ષ, સહિષ્ણુતા. ૩૭ 'મનરૂપી માંકડું દશે દિશાએ ફરતું ફરે, પણ વિષ્ણુ-વાર્તા સ્થિર થઇ નવ સાંભળે.' 'આવો યુવાવસ્થાનો વેશ દેહને છોડી જાય, એટલે કે યુવાવસ્થા પૂરી થાય કે તેની પાછળ જરા–વૃદ્ધાવસ્થા

દેહમાં પ્રવેશે છે. ૩૮ 'એ જરા શાકિની–પિશાચિણી જ છે; અગાધિ દોષઈ–અગાધ દોષથી ભરપૂર છે.' **જમલી**–(सं यमल) સાથે (જન્મથી) સંકળાયલી. 'સઘળી જાતના રોગો આવે.' **વિકલ**–કલાથી રહિત, પોતાનું કર્મ ન કરી શકે એવી સ્થિતિવાળી ઇન્દ્રિયો થાય. ૩૯ **ઢીલી**–લડબડતી, લડશડતી. **લીલરી**–લોહી ઉડી જવાથી તરીઆવતી નસોની લીલાશ દેખાય. **આંખિ** (બહુ૦)–આંખો. ગદ્ગદ–પાણી ગળે. **દસણ**–દશન, દાંત. ૪૦ **આદર**–માન. 'પારકાની હુંશે–હુંફે બેઠો બેઠો પેટ ભરે.' **ગૃહપાલ**–કૂતરો. 'જાણે ઘરનો કૂતરો હોય તેમ કોઇ ભૂખ્યો છે કે તરસ્યો તેની સંભાળ પણ ન લે.' ૪૧ બલદને ગરદુ–ઘરડો થતાં હાલવાની ગતિવિહોણો થતાં પડ્યો મૂકે તેમ. 'છતાં હું ઘરનો ધણી છું એવો ખાલી મમત ધરે; એવી પાપિણી મમતા વળગી છે.' ૪૨–૪૩ पुनरपि जननं पुनरपि मरणंની આવાગમનની જેમ રહેંટની ઘટમાલ ચાલે તેમ આંટાફેરીમાં ચાલ્યાં કરે. ૪૪ આવા ફેરામાંથી ટળવું હોય તો સાચી વાત સાંભળો. વિષ્ણુને ભજશો નહીં તો તેમાંથી નહીં છૂટી શકશો. **છૂટીજઇ**–છૂટીએ. ૪૫ 'હરિભક્તિ વિનાની બીજી વિદ્યાને છોડી મૂકો.' ૪૬ **ઉલગવા**–ઓળખવા. 'પોતાના જેવા બધાને ભક્ત કર્યા.' ( एतावानेव लोकेऽस्मिन् पुंसः स्वार्थः परः स्मृतः । एकान्तभक्तिः गोविन्दे यत्सर्वत्र परीक्षणं અ. ૫૫ ) **વિમાસણ**–અંદેશો, ચિંતા. ૪૮ તેં એકલાએ વંઠયાથી સર્યું નહીં–પત્યું નથી, પણ આખી નિશાળ–બધા છોકરાઓને વણસાડયા–બગાડયા છે. ૪૯ 'રાવ–રાજા આગલ જઈ રાવ–ફર્યાદ કરી' ( અ. ૮. ૧–૨ ).

**પા. ૧૦૦–૧૦૩. ૫૦. ૬૮. ૫૦** 'વિષ્ણુને હું ટાલૂં–તજું, ધિક્કારૂં છું તેને જ તું ભણે–ભજે છે.' **૫૧** 'મન એ જ દુઃખનું કારણ છે,' મન માને છે માટે દુઃખ લાગે છે. मन एव मनुष्याणां कारणं बंधमोक्षयोः । મારૂં મન હરિમાં છે, એટલે નિર્ભય છે,' મારો અંતર્યામી હરિ છે તેણે મારા હૃદયમાં વસી ભયનો ઠામ, રૂંધ્યો–રોકી, અટકાવી દીધો છે. ( પ્રહ્‌લાદવચન માટે જુઓઃ અ. ૮. ૭–૧૧. )

**પર સાપિ૦** સાપે (સાપથી) **આઉલિ** (આમલકી આવળ) ચાવી ખાધો–ડંસી વિષમય કર્યો, શોષી સૂકવી નાંખ્યો, તેમ આખો ને આખો તને શોષી લઇશ. **ટાલશિ૦** તારો હામ ટાળીશ, જગતમાંથી ઉખાડી નાંખીશ, **પ૩** 'પિતા સમજો, કાળ રૂપી સંસારિ ('સંસાર' ને બદલે જોઈએ )સંસારમાં સર્પ કહેવાય છે; તે તને નહીં છોડે, માટે જો તેના પાશમાંથી છૂટવું હોય તો હરિને ઉલગો–ઓળખો.' **પ૪–પપ થંભ સરિસુ**–સરસો, (सदृक्षकं, सरिक्खउं, सरीखुं. सरसुं) થાંભલાની સાથે ( થંભમાં તારો સ્વામી દેખાડ, નહીં તો ખડ્ગથી મારૂં છું અને જોઉં છું કે તે તને કેવો ઉગારવા આવે છે. ૧૨–૧૪ ). 'કેવો તેહ સ્વામી આડો આવે છે તે હું જોઈશ.' પ–'૪' જોઇએ. આ શ્લોક ભાગવતનો નથી.–मृहाणि–गृहाणि જોઇએ. **પ૭** આ બુસટની થાપટ ગાલ સાથે તત્કાલ લાગી જ જાણ." प्रातिज्ञा० આ દશમ સ્કંધનો પ્રલંબવધ વેળાનો શ્લોક છે. **૬૦ પુરૂષકેસરી**–નરસિંહવર્ણન એના માટે જુઓ ૧૮–૨૪. **૬૧** નરસિંહના કોપથી, ગર્જનાથી હિરણ્યકશિપુની સભા ધ્રુજી ઉઠી ૧૬. **૬૨ વયણ**–વદન, મોંઢું. **સટા**–યાળ. કાળ જાણ્યો **જાણ્યૂં**–'જાણ્યુ– જોઇએ–શ્લો. ૨૩. **૬૩** 'જેમ કપોત શીંચાણા' બીજાને હાથે ચઢચો કે તે પકડાયો અને મુઓ જ સમજવો, તેમ જગન્નાથે એકદમ તેને હિરણ્યકશિપુને ઝડપી લીધો.' **૬૪** 'ઉત્સંગિ–ખોળામાં ઉછાળીને નાંખ્યો–લીધો અને નહોરથી તેના દેહને વિલુરયો–એ ફાડચાં કર્યાં. જુઓ અ. ૭–૨૭–૩૧. **૬પ સંધાણ**–અંગોના સાંધાઓ. **૬૬ આસનાં** આસન્ન, પાસે, રુપ–રૂપ જોઇએ. **૬૭** દેવો નૃસિંહને શાન્ત પાડવા પૃથક્ પૃથક્ સ્તુતિ કરવા લાગ્યા ૪૦–પ૬. પણ તેનો ક્રોધ ન જ શમ્યો. ત્યારે લક્ષ્મીને બોલાવ્યાં; અને તેમણે પણ નૃસિંહ પાસે જવા ના પાડી: જુઓ અ. ૮–૧૨. 'એહના અતિ અદ્ભુત રૂપ अदृष्टाश्रुतपूर्वत्वात् રૂપ થી હું બીહું છું.' **૬૭** ત્યારે દેવોએ પ્રહ્લાદને બોલાવી મોકલ્યા. તે નૃસિંહને પગે પડચો. વિષ્ણુએ શાન્ત થઈ ભક્તને માથે હાથ મૂક્યો અને તે સ્તુતિ કરવા લાગ્યો ( ૪–૭ ): પ્રહ્લાદની સ્તુતિઃ અ. ૯. ૮–પ૦.

'કોપ ત્યજો અને પ્રસાદ–કૃપા કરોઃ तद्यच्छ मन्युमसुरश्च हतस्त्वयाद्य...
लोकाश्च निर्वृतिमिताः प्रतियन्ति सर्वे रूपं नृसिंहविभवाय जनाः स्मरन्ति १४।
૬૯ 'તું સર્વ ભૂતના હૃદયમાં વસે (છે).' 'સચરાચર–સ્થાવર જંગમ સૃષ્ટિ–માં. **તહ્મ**–તમારૂં. **ધરશિ**–(તું) ધરશે. **તહ્માચા**–(આ–ષષ્ઠીનો પ્રત્યય) તમારા. **અસંભવ**–વિરૂદ્ધ લક્ષણવાળું અર્ધપશુ અને અર્ધ–મનુષ્ય–દેહ. **સંવરુ**–સંધરો, સમેટી લ્યો. ૭૦ :" વિવિધ વચનઈ–વચનો વડે જગદીશને સ્તવ્યા." ૪૪ શ્લોક–૭–૫૦ (અ. ૯–૫) 'પ્રસાદ (કૃપા) કીધોઃ' ૫૨–૫૪. પ્રહ્લાદે કાંઇ ઐહિક ભોગ આદિનાં વરદાન ન માગતાં માત્ર ભક્તિ માગી किं भक्ति जनः परमहंसगतौ लभेत ५०। વરદાનો ભક્તિયોગમાં બાધક હોવાનું કહી પ્રહ્લાદે અ. ૧૦–૨–૧૦ માગ્યુંઃ कामानां हृद्यसंरोहं भवतस्तु वृणे परम् ७। છતાં નૃસિંહે તેને દૈત્યેશ્વરોના ભોગ ભોગવવાની આજ્ઞા કરી ૧૧–૧૪. તેણે અનિચ્છા છતાં એ આજ્ઞા માથે ચઢાવી, અને પ્રભુ પાસે તેમનાં દર્શન કરનાર પવિત્ર થાય એવો વર માગ્યો ૧૭; નૃસિંહે તે આપ્યો ૧૮–૨૩. પછી પ્રહ્લાદ યથાકાળે પ્રભુપદને પામ્યો. કવિ, બ્રહ્મા–નૃસિંહ સંવાદ (૨૫–૩૦) તેમ વિષ્ણુના પાર્ષદોની રામાવતાર અને કૃષ્ણાવતારમાં થયલી ગતિના વર્ણનવાળો તેમ જ પ્રસંગપ્રશસ્તિવાળો (૩૨–૫૦) ભાગ છોડી દે છે. ૭૧ નારદ આ પ્રસંગના ઉપસંહારમાં કૃષ્ણમહિમા વર્ણવી કહે છેઃ આ ભગવાને પૂર્વે અનંત માયાવાળા મયે રૂદ્રની હણેલી કીર્તિને વધારી હતી ૫૧. એટલે પરીક્ષિતની જીજ્ઞાસા ઉત્તેજાઇ અને તે શમાવવા ત્રિપુરવધાખ્યાન કહ્યું ૫૨–૭૧. મુરારિ–ઈ–એ સેવક–પ્રહ્લાદને યશ દીધો, જેવો તેમણે પૂર્વે મહાદેવને ત્રિપુરનો વધ કરવા દીધો હતો.' '૧–૭૧ કડીમાં દશ અધ્યાયનો વિસ્તાર (મેં) કહ્યો.' ૭૨ 'જન–સામાન્યનો સદાચાર–ધર્મ ૧૧ મા અધ્યાયમાં કહ્યો છે.'' ૭૩–૫ માં યુધિષ્ઠિરના, વર્ણાશ્રમ અને સનાતન ધર્મ વિષે પૂછેલા પ્રશ્નના ઉત્તરમાં (અ. ૧૧. ૨–૪) નારદે કહ્યુંઃ धर्ममूलं...हरिः...येन आत्मा प्रसीदति ७। **સત્ય**૦ ૮–૧૨. સંયમ–તિતિક્ષા. પુરૂષવિષઈ–હરિમાં. **'બત્રીસ'**–'ત્રીસ'

જોઈએ. त्रिशल्लक्षणवान् राजन् ૧૨. ૭૬ ઉગરતા બાકીના ૧૨, ૧૩, ૧૪ અને ૧૫. ૧૨ મામાં વર્ણોના મુખ્ય અમુખ્ય ધર્મો; ૧૩ મામાં સાધક યતિના ધર્મ; ૧૪ મામાં ગૃહસ્થના પરમ ધર્મ: અને ૧૫ મામાં સર્વ વર્ણાશ્રમનાં નિબંધનનો સાર. ૭૭ સોલ૦-૭૬. અર્ધ-અર્ધો ભાગ.

## કલા ૯ મી, ૮ મો સ્કંધ, પાયો ત્રીજો, વિવેક, કલા ૬ ઠ્ઠી મન્વંતર કથા.

( અહીંથી ૩ જો પાયો શરૂ થાય છે. ૮, ૯, અને ૧૦ ના પૂર્વાર્ધના બે ભાગ મળી ૪ કલા, ૯, ૧૦, ૧૧ અને ૧૨ કલા )

( આ ૮ મા સ્કંધના બોપદેવના કથન પ્રમાણે **૨૩** અધ્યાય છે, ત્યારે પ્રસિદ્ધ ભાગવતમાં **૨૪** અધ્યાય છે. આમાં ભગવાનની ૬ ઠ્ઠી કલા મન્વન્તર કથા વર્ણવી છે. મનુ ૧૪ છે. મનુ સદ્ધર્મને પ્રવર્તાવી પાળે છે, તેમ આચરે છે. એથી મન્વંન્તરનું એક લક્ષણ સદ્ધર્મ કહેવાય છે; કે જે આચરવાથી મનુષ્ય નિર્ભયપદ પામે છે. ૧ લા અધ્યાયમાં ચાલતા વારાહકલ્પમાં થયલા સ્વાયંભુવ, સ્વારોચિષ, ઉત્તમ અને તપાસ એ ચાર મન્વંતર વર્ણવ્યા છે. તામસ મન્વંતરમાં વિધૃતિના પુત્રો વૈધૃતોના સમયમાં વેદો નષ્ટ થતાં હરિમેધાથી હરિણીને પેટે 'હરિ' જન્મ્યા, જેમણે ગજેન્દ્રનો ગ્રાહથી મોક્ષ કર્યો. (અ. ૧-૨૯). બીજા ત્રીજા અને ચોથામાં ગજેન્દ્રમોક્ષ વર્ણવાયો છે. પાંચમા અધ્યાયમાં રૈવત મનુનું અને એ મન્વંતરમાં થયલા મત્સ્ય અવતારનું સૂચન કરી, (૧-૭) છઠ્ઠા ચાક્ષુષ મનુ વિષે કહેવાયું છે અને લાગલું જ સમુદ્ર-મંથન વર્ણવાયું છે. ૫ થી ૧૨ એ આઠ અધ્યાય એમાં રોકાયા છે. ૧૩ મા અધ્યાયમાં બાકીના સાતનો સંક્ષેપ છે. ૧૪ મામાં સર્વ મનુષ્યોનાં યથાયથ કાર્યો પૃથક્ પૃથક્ વર્ણવ્યાં છે. ( આ અધ્યાય

પ્રક્ષિપ્ત લાગે છે, બોપદેવે નોંધ્યો નથી. ) ૧૫ થી ૨૩ એ નવ અધ્યાયમાં વૈવસ્વત મન્વંતરમાં થયલા વામન અવતાર અને બલિબંધન-નું વર્ણન છે. ૨૪ મામાં પાંચમા રૈવત અને છઠ્ઠા ચાક્ષુષની સંધિમાં થયલો મત્સ્યાવતાર વર્ણવ્યો છે. )

**પા. ૧૦૫-૧૦૭. ૧-૪. ૧ ચોહિ** ( હિ-બહુવચનનો પ્રત્યય.) **૨ પહિલૂં** ( ક્રિયાવિશેષણ ) પહેલાં ( કહીશ'). 'અનુક્રમ હિ-ક્રમે'. **૩ સ્વાયંભુવ** આમાં દેવાદિકનો સંભવ થયો અને તેના આગલા સ્કંધોમાં કપિલાખ્યાનાદિ વર્ણવાયાં છે. અહીં શ્લો. ૪-૧૮ જુઓ. ૪ બીજો **સ્વારોચિષ**-અગ્નિનો પુત્ર; તેમાં રોચન ઇન્દ્ર હતો (૧૯-૨૨). ત્રીજો **ઉત્તમ** પ્રિયવ્રત રાયનો પુત્ર-એ મહિમાવાન્-કીર્તિવાન્ હતો ( જુઓ ૨૩-૨૬ ). ૪ થો. **તામસ**-ઉત્તમનો ભાઇ ( ૨૭-૩૩ ). આ મનુના કાલમાં વૈધૃત દેવોએ વેદને ધારણ કર્યા. એ કાલમાં હરિએ ઉત્પન્ન થઈ ગજેન્દ્રનો મોક્ષ કર્યો (૩૦). ૫ મો રૈવત, ૬ ઠ્ઠો ચાક્ષુષ, ૭ મો શ્રાદ્ધદેવ-વૈવસ્વત, ૮ મો સાવર્ણિક, ૯ મો દક્ષસાવર્ણિ, ૧૦ મો બ્રહ્મસાવર્ણિ, ૧૧ મો ધર્મસાવર્ણિ, ૧૨ મો રૂદ્રસાવર્ણિ, ૧૩ મો દેવસાવર્ણિ અને ૧૪ મો ઇન્દ્રસાવર્ણિ. ( જુઓ અ. ૧૩. અનુક્રમે શ્લો. ૧; ૧૮; ૨૧; ૨૪; ૨૭; ૩૦; ૩૩ ) **ભદ્રદેવ**-'રુદ્ર, દેવ' જોઇએ. 'પ્રત્યેક મન્ન-મનુ કેરો કાળ બ્રહ્માના એક દિવસના ૧૪ મા ભાગ જેટલો.' એક મન્વંતર એટલે ૪,૩૨,૦૦,૦૦૦ માનવ વર્ષ અને ૧૪ મન્વંતર એટલે બ્રહ્માનો એક દિવસ.

**પા. ૧૦૬-૧૦૮ ૫-૧૮. ૫** 'અગસ્ત્ય ઋષિને(ના) શાપે કરીને.) દારુણ મૂઢ-અતિ ગાઢપણે પૂર્વજન્મના જ્ઞાન-કર્મથી **મૂઢ**-અજ્ઞાનભરી, તામસ યોનિમાં અવતર. **કુંજરી**-કૌંજરી, હાથીની. ( अकृतबुद्धिः विशतां तमोऽन्धं यथा गजःस्तब्धमतिः स एव અ. ૪. ૧૦.) આનો ભાવાર્થઃ હાથી જેમ શીખવ્યું શીખે છે તેમ અનુભવથી ગજ થયલા ઇન્દ્રદ્યુમ્નને હરિસ્મરણનો ઉદ્બોધ થયો. **ઇન્દ્રદ્યુમ્ન**-દ્રવિડ

દેશના પાંડય પ્રદેશનો રાજા; એ વિષ્ણુવ્રતપરાયણ હતો. એક દિવસ તે મલયાદ્રિમાં કુલાચલ પર્વત ઉપર તપ અને હરિસ્મરણ કરતો હતો ત્યાં મહાયશસ્વી મુનિ અગસ્ત્ય (અ. ૪–૯ ભાગવતમાં નામનિર્દેશ નથી) આવ્યા; એકાન્તવાસી, મૌનવ્રતી રાજાએ તેમને 'આવો' કહી ન સત્કાર્યા, એથી તેમણે ચીઢાઇ શાપ આપ્યો; દુરાત્મા, અસાધુ, પાપબુદ્ધિવાળા, બ્રાહ્મણનું અપમાન કરનારા, તમઃ – અંધકાર–અજ્ઞાનભર્યા નરકમાં પડ. જુઓ અ. ૪. ૬–૧૦. 'કુંજરી યોનિ પામ્યો અને તેમાંથી છૂટયો, એ 'મહિમા–વૃત્તાન્ત'. ૬ અ. ૨. ૩–૪ જુઓ. ત્રિકૂટ–ત્રણ શિખરવાળો (સિંહલદ્વીપ–લંકાનો.) 'વિસ્તારમાં'. **સોના**–रौप्यायसहिरण्मयैः ૨. સૃષ્ટિસૌન્દર્ય વર્ણન આદિ માટે જુઓ ૩–૨૨. **૭–૧૧ પારિજાત**–વિવિધ વનસ્પતિઓ તથા પક્ષીઓઃ ૧૦–૧૯; પશુઓઃ ૨૧–૨૨. કવિએ આ સહુ પડતું મૂક્યું છે. **અઢાર ભાર**. ૩,૮૧,૧૨,૯૭૦ મણનો એક ભાર, એવા અઢાર ભાર જેટલા વજનની વનસ્પતી જગતમાં છે. તેમાં ચાર ભાર પાનની જાત, ૬ ભાર વેલની જાત, અને ૮ ભાર ફુલફલની કહેવાય છે. **૧૨ નાગ**–હાથી. **૧૩** હાથીની, ગૃહસ્થાશ્રમીને શોભે એવી, જલક્રીડા કવિ વર્ણવતો નથીઃ ૨૫–૨૬. **૧૪ તાલાવેલી**–ચટપટઃ (તાલ+આવિલ–મરાઠી 'તલમલાટ' તલ જેમ તપેલી તાવડી ઉપર તડાતડ ઉછળાઉછળી કરે તેમ) **નિરધન૦** કુટુંબી ગરીબ માણસનો જેમ કુટુંબીઓના પાલન માટે જીવ ખેંચાય છતાં કશું કરવાની અશક્તિથી જીવ બળે અને પાછો પડે તેમ. **૧૫** (नमामि ये मे ज्ञातय आतुरं गजा...तं यामि पदं परायणम् અ. ૨. ૩૨–૩૩.) 'નાગેંદ્ર ઇન્દ્રે.' **૧૬ સુકૃત**–પૂર્વજન્મનાં સુકૃત્યોના સંગે–બળે કરીને. શ્લોકા (બહુવચન) ભાગવત ૩ જા અધ્યાયની સ્તુતિ જુઓ ૨–૨૯. અધ્યાત્મજ્ઞાન અને તત્ત્વજ્ઞાન તેમાં જેટલાં છે તેટલી જ સાદી અહીંની સ્તુતિ છે; મહાભારતના શાન્તિપર્વની સાહસિકી સંહિતામાં પણ ગજેન્દ્રમોક્ષ છે, અને તે મહાભારતનાં પંચ રત્નમાંનું એક ગણાય છે, તેનો પાઠ

વૈષ્ણવાદિ અહર્નિશ કરે છે. ૧–૫. કદાચ કવિના સ્વયંકૃત હશે, કે બીજા પુરાણમાંથી લીધા હશે. 'ભવરૂપી સાગર' રૂપક. **૧૭ છોડયુ–છૂટો** કર્યો. **૧૮ બિહુ**–ગ્રાહ અને હાથી. ગ્રાહ–એ હુ હુ નામનો ગંધર્વ હતો, તેને દેવલ ઋષિનો શાપ થયો હતો. અ. ૪. ૧–૫; મહાભારતમાં આ કથા છે. જાઈ–ટળે; સંસારરૂપી સ્વપ્ન વિલાય.

**પા. ૧૦૯–૧૦. ૧૯–૩૦. ૧૯ મંથન** જુઓ અ. ૫ થી ૧૧. **રુદ્રમોહ** જુઓ અ. ૧૨. **મોહિનીદેહ**–વિષ્ણુએ સાગરમંથનમાંથી નીકળેલું અમૃત દાનવોને મોહ પમાડી દેવોને આપવા ધરેલો સ્ત્રીદેહ. રુદ્રે વિષ્ણુ પાસે જઇ ફરીથી એવું રૂપ ધરવાની વિનતિ કરી અને તે જોતાં પોતે મોહમાં પડયા. **૨૦** ૬ ઠ્ઠા ચાક્ષુષ મન્વંતરમાં ક્ષીરસાગરનું મંથન થયું. એ વૃત્તાન્ત પરિક્ષિતની પૃચ્છાના (અ. ૫–૧૦૧૩) ઉત્તરમાં શુકદેવ વર્ણવે છે. **શ્રીય૦** દુર્વાસાએ એક વાર સામા મળેલા ઇન્દ્રને પોતાના કંઠની માળા અર્પી, પણ તેણે ગર્વાધતાથી ન પહેરતાં અરાવતને પહેરાવી. ને ઐરાવતે તેને ગળેથી કાઢી પગ તળે કચરી. આથી મુનિ કોપ્યા અને શાપ આપ્યોઃ 'ત્રણે લોક સહિત તું 'નિઃશ્રીક' લક્ષ્મીરહિત થા.' (૧૬) તેથી સ્વર્ગાદિ ત્રણ લોક ઐશ્વર્યરહિત થયા; યજ્ઞાદિ નાશ પામ્યાં. પછી દેવતાઓ બ્રહ્મસભામાં ગયા અને બ્રહ્મા, શંકર તથા દેવતાઓને લેઇને વિષ્ણુ પાસે ગયા, અને સુખપ્રાપ્તિ માટે તેમને સ્તવ્યાઃ ૨૬–૫૦. **હરિ૦** તેમની સ્તુતિથી સંતુષ્ટ થઈ વિષ્ણુ આવિર્ભાવ પામ્યા; શંકર, બ્રહ્મા આદિએ તેમને પ્રસન્ન કર્યા (અ. ૬. ૩–૭). બ્રહ્માએ સ્તવી દેવોની સુખપ્રાપ્તિની ઇચ્છા દર્શાવી ૮–૧૫. ભગવાને ધીરજ દઇ ક્ષીરસાગરનું મંથન કરવાનો પ્રક્રમ કરવા અને તે માટે જોઇતી સામગ્રીઓ આણવા કહ્યુંઃ ૧૮–૨૫. દાનવો શત્રુ હોવા છતાં તેમની સહાયતાની અપેક્ષા સમજાવી, મંદરને રવૈયો અને વાસુકીને નેતરૂં કરવા તથા અને બલી. તૃણું આદિ ઔષધિ નાંખી ક્ષીરસાગર વલોવવા કહ્યું. **બલિ**–પછી દેવોએ દાનવરાજ સાથે સંધિ કરી; મૈત્રી બાંધી અને અમૃત અર્થે ઉદ્યમ આરંભ્યો ૨૮–૩૩. **આણ્યુ–આણ્યોઃ**

દેવદાનવોએ મળીને મંદર પર્વતને આણ્યો, પણ માર્ગમાં થાકતાં ફેંકી દીધો ૩૪–૩૫. વિષ્ણુએ પછી એકલાએ એને આણી સાગરમાં મૂક્યો (૩૬–૩૯). **૨૧** પર્વત રૂપી રવૈયાને વાસુકી રૂપી નેતરૂં વીંટાળ્યું (અ. ૭. ૧–૩). **મુખિ**–એના મુખમાંથી વિષજ્વાળા નીકળે તેથી શઠ દેવોએ ભોળા દાનવોને કપટદર્શનથી મુખે રાખ્યા, અને પોતે **પુછિ**–પૂછડાના ભાગે રહ્યા. **કછપનૂં**–કાચબાનું; મંદર પર્વતના આધાર રૂપ ૮. **૨૨ ઊપનૂં** નીકળ્યું. **વિષ**–હાલાહલ. તેની ઉગ્રતાથી દેવો અને દાનવો ચારે કોર ભાગ્યા. દેવોએ તે પીવાને શંકરને સ્તવ્યાઃ ૨૧–૩૫. શિવે ભવાનીને દીનરક્ષા અને લોકકલ્યાણ અર્થે તે પીવાની ઇચ્છા જણાવી (૩૬–૪૦) અને પી ગયા અને કંઠમાં રાખ્યું, જેથી તે નીલકંઠ કહેવાયા ૪૧–૪૬. **દાધા**–બળુંબળું થયલા. **૨૩ વિરોલઈ**–વિ(વ)લોળે (વે). **૨૪** કામદુધા. (અ. ૮. ૧–૨૭). અશ્વ–ઉચ્ચૈઃશ્રવા. 'અપ્સરાઓ'. **દેવી અંગિરા** લક્ષ્મીઃ જુઓ વર્ણન અને વિષ્ણુ સાથે સહગમન ૮–૨૯. **૨૫** વારૂણી નામની કન્યા દૈત્યોએ લીધી. ધન્વતરિ–દેવોના વૈદ્યના હાથમાં જે અમૃત હતું તે અસુરોએ (બહુવચનનો 'ઈ') **ઉદાલી** ઉછાળી પડાવી લીધું (तरसाऽहरन् ૩૫) **૨૬ 'રૂપ' તાં**–ત્યાં, એ પ્રસંગે ૪૧–૪૬ **મોહ્યા૦**– (અ. ૯) મોહ પામ્યા એટલું જ નહીં પણ, તેને પોતે હાથે કરીને અમૃત સોંપી ન્યાયસર ભાગ પાડી આપવાને વિનવી (विभजस्व यथान्यायं नैव भेदं यथा भवेत्). મોહિની રૂપ હરિએ સ્ત્રીમાં એટલો વિશ્વાસ ન મૂકવા અને કદાચ વહેંચણીમાં તેમને અન્યાય થાય તો તે મુંગે મોંઢે સહી લેવાની શરત કરી ૯–૧૦ ને ૧૨. **૨૭** સૂર–સૂર્ય. દેવોને પહેલું અમૃત પાવા માંડયું, એટલે ચપરખંધો રાહુ સમજ્યો અને ગુપ્ત રીતે દેવતાનું રૂપ ધરી, એની વચ્ચે જઇ બેઠો ૨૩–૨૪. **કહીયુ**–કહ્યો (कथितः). **પાયા** (पायिताः) **કીધુ**–કીધો ૨૫. **૨૮** 'ગ્રહને સ્થાનકે વ્યાપે'–રહે (છે). **ગ્રહઇ**–ગ્રહે, ગ્રસે, (ગ્રહણ સમયે) ૨૬. **૨૯** દાનવોએ દેવો સામે યુદ્ધ આરંભ્યું. અ. ૧૦–૧૧ **૨૯ નમૂચિ**-સિંહિકાનો પુત્ર, રાહુનો ભાઈ. તેણે તપપ્રભાવથી વર-

દાન મેળવ્યું હતું કે તારો સૂકા કે ભીના એવા કોઈ આયુધથી વધ નહીં થાય. એથી ઇન્દ્રનું ઉગામેલું વજ્ર નિષ્ફળ ગયું ૩૨; ઇન્દ્ર વિચારમાં પડયો; આકાશવાણીએ કહ્યુંઃ नायं शुष्कैरथो नार्द्रैर्वधमर्हति दानवः ૧૭. પછી ઇન્દ્રે ફેન-ફીણ કાઢી તે વડે એનું માથું છેદ્યું ૪૦. જુઓ "श्रुतिः अपां फेनेन नमूचेः शिर इन्द्रोऽअदारयत्" પછી 'નારદિ -નારદે વચ્ચે પડી યુદ્ધવિરામ કરાવ્યો. **નિવારૂં**-(नि+वृत्, निवर्तनं) દેવોને રણમાંથી સ્વર્ગે વાળ્યા. ૩૦ 'જેમ કાંતેલો અને પીંજેલો કપાસ રૂ જેવો થઇ જાય તેમ દાનવોએ અમૃતમંથન માટે ઉઠાવેલા દારૂણ પ્રયાસો અફળ ગયા.' **અસુરિ**-અસુરોએ. **કાલમોહા**-(कालमोहिताः) કાલથી છેતરાયલા. 'ક્લેશના વિભાગી-નિમિત્ત થયા.'

**પા. ૧૧૦ ૩૧-૩૨.** યુદ્ધ પત્યા પછી મોહિની રૂપ વિષ્ણુએ લીધાનું સાંભળી રૂદ્ર પાર્વતી સાથે મધુસૂદનને ત્યાં આવ્યા અને એવું રૂપ પાછું લેવા વિનવ્યા (અ. ૧૨-૩-૧૪), **દેખાડિ**-દેખાડો. જુઓ. तद्दिदृक्षव आयाता परं कौतूहलं हि नः ૧૩ **રૂપ**-कामिनां बहु मन्तव्यं संकल्पप्रभवोदयम् ૧૬। રુદ્ર એથી મોહ પામ્યા, તેની સાથે સમાગમ માટે આતુર થયા, મોહિની દોડી ગઈ, તેની પાછળ પડયા, માર્ગે સ્ખલિત થયા અને કામવૃત્તિ શમી અને પસ્તાયા, વિષ્ણુએ પુનઃ મોહિની રૂપ ત્યજી સ્વસ્વરૂપ લીધું. ૧૮-૩૭. 'હરિની માયા દુસ્તર છે, દેવોથી પણ તે તરાવી દુર્ઘટ છે' એ યોગનું ભાન રુદ્રને કરાવ્યું. પછી પ્રકટ થઈ વિષ્ણુએ માયાના ત્યાગનો બોધ કર્યો; અને માયા હવે અસર નહીં કરે એવો વર (પ્રસાદ) દીધો ૩૮-૪૦. પછી શંકર અને ભવાનીનો સંવાદ થયો ૪૨-૪૪.

**પા. ૧૧૦-૧૧૪. ૩૩-૫૯.** (કવિ ૧૩ મો અને ૧૪ મો પ્રક્ષિપ્ત, અધ્યાય ૭ થી ૧૪ મન્વંતરોનું અનુવર્ણન છોડી દે છે.) ૩૩ **બોલિઇ**-કહીએ. **શોભન**-દાતા બલિને અને દાન લેનાર વામન બન્નેને શોભા આપનારૂં દાનકર્મ. 'કશ્યપ પ્રજાપતિને ઘેર અદિતિના

ઉદરથી વામનરૂપે થયલો 'વિષ્ણુનો અવતાર' વર્ણવીએ. ૩૪ **એક** દેવાસુર સંગ્રામમાં હારેલા બલિ અને દાનવો શુક્રાચાર્યની મૃતસંજીવિની વિદ્યાના બલે પાછા ટટાર થયા અને ત્રણે લોક જિતવાની ઇચ્છાથી વિશ્વજિત્ યજ્ઞ આદર્યો. પછી અભિષિક્ત થયલો બલિ ઇન્દ્રપુરી પુગ્યો અને તેને ઘેરી ( અ. ૧૫. ૮–૧૩ ). **અતિ મહિમાય**–ઇન્દ્ર-પુરીના વર્ણન માટે જુઓ ૧૦–૨૧. દેવો ત્યાંથી બૃહસ્પતિની સલાહ લેઇ ચાલી નીકળ્યા ૩૨; અને સ્વર્ગને ખાલી જોઈ બલિ પાછો **સ્વસ્થાને**–પાતાલ નગરીમાં આવ્યો. **૩૫ પયોવ્રત** ( બૃહ-વામન પુરાણમાં વામન દ્વાદશીનું વ્રત વર્ણવ્યું છે. કવિ તેનો આધાર લે છે.) દેવતાઓ અને ઇન્દ્ર બલિથી હારી સ્વર્ગમાંથી ચાલ્યા ગયા, ત્રણે લોક નિઃશ્રીક થયા, યજ્ઞયાગાદિ અટક્યાં, તેથી દેવ–માતા અદિતિને અનાથપેરે પરિતાપ પામતી જોઇ, તેના પતિ કશ્યપ પ્રજાપતિએ પૂછ્યું: ( અ. ૧૬–૩–૧૭ ) બ્રાહ્મણો અકુશલ તો નથી ? ધર્મ અને વેદને મૃત્યુ-લોક અનુસરતો નથી ? ગૃહસ્થોના ત્રણ પુરૂષાર્થ અકુશલ તો નથી ? તમારા સર્વે પુત્રો કુશળ છે ? તું કાં અસ્વસ્થ છે ? આના ઉત્તરમાં અદિતિએ કહ્યું: (૧૧–૧૭) શત્રુઓથી અમારાં લક્ષ્મી અને સ્થાનકો હરાયાં છે. હું દુઃખસમુદ્રમાં નિમગ્ન છું, મારા પુત્રો તે સહુ પામે એ માર્ગ બતાવો. પછી કશ્યપે વાસુદેવની સ્તુતિ કરવા કહ્યું ( ૧૮–૨૧ ) અને અદિતિના પૂછવાથી ( ૨૨–૨૩ ) પયોવ્રતના વિધિ કહ્યાઃ (૨૪–૩૨) આ 'જલમાં નિવાસરૂપ વ્રત છે; તેમાં દૂધપાકના નૈવેદ્યનું વિધાન છે. **ફાગુણ**–ફાલ્ગુન સુદિ ૧ થી ૧૨ સુધી એકાદશી–આમલકી કહેવાય છે. **ધ્યાઈ**–ધ્યાયે ( મંત્ર ૨૯–૩૭ ) **૩૬–૩૭** 'વારાહ ભગ-વાન, પૃથ્વીનો જલમાંથી ઉદ્ધાર કરનાર,' હિરણ્યકશિપુ આદિને મારનાર, વિષ્ણુનો તૃતીય અવતાર. અદિતિએ પયોવ્રત કર્યું અને અનંત થઈ વિષ્ણુને સ્તવ્યા ( અ. ૧૭–૭–૧૦ ) અને વારાહ ભગવાને પ્રત્યક્ષ અદિતિને વર દીધો ( ૧૨–૧૭ ) '**त्वांशेन पुत्रत्वमुपेत्य ते सुतान्मेगोप्तास्मि मारीचतपस्यधिष्ठितः** ૧૮ । પછી તેણે પતિ કશ્યપને

ભજ્યા અને તેનાથી વિષ્ણુ ગર્ભમાં આવ્યા (૨૧–૨૪). **દ્વાદશી-**વામન વા વિજયાબારશઃ ભાદ્રપદ, શ્રવણ નક્ષત્રવાળી દ્વાદશીમાં અભિજિત્ મૂહૂર્ત ( અ. ૧૮–૫ ). બટુ વામનનું વર્ણનઃ ( અ. ૧૮. ૧–૩ ). 'જયજયકાર સર્વત્ર હુઓ, અને દેવાદિએ વિવિધ અલંકારાદિ આપ્યાં (૭–૧૮). **૩૮ ચઉિદિ** (બહુવચનનો 'ઇ') **અધીત**-શિખ્યા. **ભૃગુક્ષેત્ર**-ભૃગુકચ્છ, નર્મદાતટે (૨૧); જ્યાં બલિરાજા યજ્ઞ કરતો હતો. ઋત્વિજોને તેના આગમનથી ભ્રમ થયો. सूर्यः किलायात्युत वा विभावसुः सनत्कुमारोऽथ दिदृक्षया क्रतोः ૨૨ તેમનાં રૂપ માટે જુઓ ૨૩–૩૮. **૩૯** 'પોતાની વાચાથી ચાર વેદ ઉચ્ચરે.' 'યજ્ઞમાં દાન અર્થે યાચ–યાચના તેણે કરી.' ૩૯ પ્રણમ્યાઃ બલિએ તેમને પગે લાગી સ્તવ્યા અને યાચના કરવા કહ્યુંઃ ૨૯–૩૨. 'ભગવાને પોતે જે માગે તે આપવાનું બંધન કર્યું, અને કહ્યુંઃ तस्मात्त्वत्तो मरीमीषद्वृणेऽहं वरदर्षभात् । पदानि त्रीणि दैत्येन्द्र संमितानि पदा मम । ... नैनः प्राप्नोति वैं विद्वान् यावदर्थप्रतिग्रहः अ. १९. २–१७ । બલિએ હા કહી ૧૮–૨૦ ભગવાને પોતાને માત્ર ત્રણ ડગલાં પૃથ્વીરૂપી અલ્પ દાનથી સંતોષ હોવાનું કહ્યું ૨૧–૨૭. બલિએ એ દાન દેવા હાથમાં પાણી પણ લીધું ૨૮. **૪૦** 'પણ વિચક્ષણ શુક્રાચાર્ય વિષ્ણુ વામનનો, બલિનું સર્વસ્વ હરી લેવાનો હેતુ પામી ગયા અને એ સહુએ સ્પષ્ટ કહી બલિને વાર્યો. ૩૨ ને દાન નહીં દેવા, સ્વવચનને ઉથાપવા પ્રબોધ્યો ૩૦–૪૩. અહીં સત્ય–અસત્યનો ક્યારે આશ્રય લેવો એ નીતિ વર્ણવાઈ છે. **કપટ**–છલ; આ મન એ વિષ્ણુનું છલરૂપ છે. **૪૧–૪૨** પણ બલિ વચનભંગ ન થયો અને મરણ આવે તો તે પણ સ્વીકારવા તત્પર થયો અ. ૨૦–૧–૧૪. **ધિન**–ધન્ય. 'સ્વદેહે.' 'મારી કને વિષ્ણુદાન માગે એ મારૂં અહોભાગ્ય. સંસારમાં દ્રવ્ય, સંપત્તિ આદિ ઘણુંઈ આ સંસારમાં સુલભ છે, પણ મુરારિ જેવા દાન લેનાર પાત્ર તો દુર્લભ છે.' **૪૩** શુક્ર તેનો આ નિશ્ચય સાંભળી ચીઢાયાઃ 'વામનને કાંઈ ન આપવાની યાચના હું કરૂં છું (માન માગૂં), આ દાન તારી વૃત્તિ

–રાજ્યનિર્વહણ કર્તવ્ય–નો વિનાશ કરનાર છે, માટે તે ન કરીશ.' **૪૪** રાજાએ આ પ્રશ્ન કર્યો જ નથી (જુઓ ભાગવત અ. ૧૯) છતાં શુક્રે પોતે તે ઉઠાવી તેનો જવાબ આપ્યો છેઃ અ. ૧૯. ૩૮–૪૩. **૪૫** स्त्रीषु नर्मविवाहे च वृत्त्यर्थे प्राणसंकटे गोब्राह्मणार्थे हिंसायां नानृतं स्याज्जुगुप्सितम् । **૪૬** અ. ૨૦. ૧–૧૫. ત્યારે શુક્રે શાપ આપ્યો. તું લક્ષ્મીથી ભ્રષ્ટ થઇશ ૧૫. છતાં બલિએ દાન માગવા વામનને પ્રબોધ્યા. **૪૮** જુઓ અ. ૨૦. ૨૧–૨૭. 'તને મેં માગ્યાનો સંતોષ થાય માટે કાંઇક આલ્પ–માગીશ. **માગસ્યૂં**–(હું) માગીશ. **૪૯** વ્યવહાર પૂરતું મેળવીને સંતુષ્ટ રહેનાર બ્રાહ્મણ શુચિ–પવિત્ર છે. असंतुष्टा द्विजा नष्टाः **વિણશીઇ**–વણસીએ, નાશ પમાય. 'તૃષ્ણા એ અધર્મ–વિનાશ–નું મૂલ છે, દુઃખશૂલ' **૫૦** ગરીબ સંતોષી ભલો, વાસ્તવ સુખસંપત્તિથી સંપન્ન છે; બાકી અસંતોષી કરોડપતિ 'હડડતૂત' કૂતરા પેઠે વલવલતો હીંડતો જણાય છે. **૫૧ મર્મ**–સંકેતવચન. 'માત્ર મઢી પૂરતી ત્રણ ડગ પૃથ્વી માગું છું.' **૫૨ આણ્યૂં**–બલિની રાણી વિંધ્યાવલિએ વામનના પગ ધોવા માંડયા. 'પણ જલપાત્ર–કમંડલુ–ના નાળચામાં ભમરો થઈ શુક્ર પેઠા અને પાણી તેમના પગે પડતું અટકાવ્યું, એટલે વામને દર્ભશલી તેમાં ખોસી શુક્ર–ભમરાની આંખ ફોડી' (આ પ્રસંગ ભાગવતમાં નથી, અન્ય પુરાણમાં છે.) ,અને પાણી પડતાં પગ ધોવાયા અને દાન દેવાયું. **૫૩** 'ત્રિવિક્રમ રૂપ ધર્યું.' અ. ૨૦. ૧૭–૩૩ વામને નિજરૂપ વિકસાવી એક પગ વડે બલિની સઘળી પૃથ્વી, શરીર વડે આકાશ અને બાહુઓ વડે દશે દિશા ઘેરી લીધી, અને બીજા પગલા વડે સ્વર્ગ માપી લીધું ૩૩–૩૪. ટૂંકમાં વામને વિશ્વરૂપ ધર્યું. બ્રહ્માદિએ સંતુષ્ટ થઈ જયઘોષ કર્યા અ. ૨૧. ૧–૮, અસુરો કપટ સમજી ગયા અને વામનને મારવા દોડયા, બલિએ તેમને અટકાવ્યા ૯–૨૪; વિષ્ણુના પાર્ષદોથી માર ખાઈ અસુરો નાઠા. આ ભાગ કવિએ છોડી દીધો છે. **૫૪ ટીલઈ**–ટીલાએ, તિલકની જગ્યાએ. કપાળે **તરણી**–સૂર્ય. **નખિ**–હાથના નખથી; બ્રહ્માંડ ફોડી, ગંગાજી નીકળી આવ્યાં.

ઉતપતિ–'ઉતપતી' જોઇએ. ઉત્પન્ન થયાં–નીસર્યાં. किं छत्रं આ શ્લોક સુભાષિત ભાણ્ડાગરમાં સૂર્યપ્રશસ્તિમાં નોંધેલો છે; ભાગવતમાં નથી; વામનાવતાર વિષ્ણુને તે લાગુ પડે છે. ૫૫ બિહુ: બે (૫૨ મી કડીની નોંધ જુઓ). ક્રમ્યૂં–માપી લીધું.. ઠાય–ઠામ. 'ત્રીજું ડગલું ભરવાની જગો નહી રહ્યાથી વરુણપાશ–૭ બલિરાયને બાંધ્યો' પ્રભુની ઇચ્છાથી ગરુડે (वारुणैः पाशैः ૨૬).. પછી ભગવાને ત્રીજું પગલું ક્યાં મૂકું એમ પૂછ્યું, અને કહ્યું કે કબૂલ કરેલું નહીં આપનાર તું તારા ગુરૂના અનુમોદનથી નરકે જાઇશ. ૨૯–૩૪. બલિએ પોતે કપટ નહીં કર્યાનું કહ્યું: (અ. ૨૨. ૨–૧૧) ૫૬ વિંધ્યાવલી૦ બલિરાયની રાણીએ વિનતિ કરી: (૨૦) પ્રહ્લાદે વિનતિ કરી ૧૬–૧૭ તેમ બ્રહ્માએ પણ કરી ૨૧–૨૩. તૂઠા–સંતુષ્ટ થયા. પ્રસાદ કરયુ–કૃપા વર્ષાવી. નિર્ભય કરી, બંધથી મુક્ત કર્યો અને સ્વસ્થાન પાતાલમાં રહેવા આજ્ઞા કરી ૨૪–૩૬. ૫૭–૫૯ આ ભાગ ભાગવતમાં નથી, અન્ય પુરાણમાં કિંવદંતીનો છે. અધ્યાય ૨૩ મામાં પ્રહ્લાદની પ્રાર્થના, વિષ્ણુની તેને સંબંધીઓ સાથે વસવાની આજ્ઞા, બલિનો યજ્ઞ પૂર્ણ કરવાની શુક્રને પ્રેરણા અને યજ્ઞથી પરિપૂર્તિ, વર્ણવ્યાં છે. ૫૭ માગિ –માગ. પૂરણકામ–જેની (સર્વે) કામના પૂરણ થઈ છે એવો. 'સ્વામી! તમારા ચરણને શરણે મને રાખો.' ૫૮ પસાય–પ્રસાદ, અનુગ્રહ. ગોત્ર–એક મૂળ વંશ. સંઘાતિ–સંઘાતે, સંગાથે. કરયુ– 'કરયુ' જોઇએ. કર્યો. ૫૯ જમલુ–અજોડ, સાથે. 'ભક્તે પ્રીતિથી બાંધ્યા બાંધેલા; પ્રભુ પોળ–દરબારગઢના દુઆરિ–દ્વાર ઉપર રહ્યા.'

પા. ૧૧૪–૧૧૫. ૬૦–૬૨ અ. ૨૪. ૬૦ સત્યવ્રત–નારાયણનો ભક્ત દ્રવિડ દેશનો રાજા; તે રાજર્ષિ હતો, જળનું જ ભક્ષણ કરીને રહેતો ૧૦–૧૧. 'તપ આચરે' એ કૃતમાલા નદીમાં પિતૃઓનું તર્પણ કરતો, પાણીની અંજલિઓ અર્પતો હતો, ત્યાં તેની અંજલિમાં પાણી સાથે એક માછલું આવ્યું (૧૨). તેણે એને નદીમાં પાછું નાંખ્યું; ત્યારે અતિ દયાર્દ્ર મોંઢે તે બોલ્યું ૧૩–૧૪. મને જળચરોના ભયવાળા

જળમાં પાછો ન નાંખો' ૧૪. રાજાએ તેને ઉંચકી લીધું અને કળશમાં રાખ્યું. એક રાત્રીમાં તે વધ્યું અને કળશમાં ન સમાયું; રાજાએ તેને મોટા વાસણુમાં નાંખ્યું; મુહૂર્તમાં ત્રણ હાથ વધ્યું, ત્યારે સરોવરમાં નાંખ્યું. તેમાંયે ન સમાતાં અગાધ જળમાં નાંખ્યું ૧૫–૨૪. આથી રાજા મોહમુગ્ધ થયો અને મત્સ્યને તમે કોણ છો? ભગવાન છો? એમ પૂછ્યું. ત્યારે ભગવાનરૂપ મત્સ્યે, પ્રલયકાળ સમીપ આવતો હોવાનું અને તેમાં કેમ વર્તવું તે એણે કહ્યું: ૩૨–૩૮ ૬૧ 'સાંભળ, સાતમે દિવસે કલ્પનો અંત, પ્રલય આવશે. ત્રણે લોક જળમાં ડૂબશે. તે વેળા મારી પ્રેરણાથી એક નૌકા તારી પાસે આવશે.' (૩૩). સુચંગ–સુંદર (विशाला ३३). તેમાં औषधीः सर्वाः बीजा उच्चावचानि च। सप्तर्षिभिः परिवृतः सर्वसत्वोपबृंहितः ३४ आरुह्य बृहतीं नावं विचरिष्यस्यविक्लवः। ३५ પછી મહાર્ણવમાં હું તમારી પાસે આવીશ અને મારા શૃંગે મહાસર્પ (વાસુકી) વડે નૌકાને બાંધજે ૩૬. **સરસી**–સાથે. મત્સ્ય ભગવાન કહે છેઃ 'પછી હું બ્રહ્માની રાત્રી પર્યંત એ નાવને ખેંચી સમુદ્રમાં ફરતો રહીશ' ૩૭. પછી રાજાએ મત્સ્યે કહેલો પ્રકાર બનતાં નાવ બાંધી મધુસૂદનની સ્તુતિ કરી ૪૬–૫૩. તેણે પૂછ્યા પ્રમાણે ભગવાને યોગ, સંહિતા, આત્મગુહ્ય, મત્સ્યપુરાણ, મત્સ્યાવતારમાં ભગવાને કરેલાં કૃત્યોનો મહિમા આદિ વર્ણવ્યાં ૫૪–૬૧. ૬૨ **અતુલ**–જેની તોલે સરખામણીમાં કશુંએ ન આવે એવું.

---

## કલા ૧૦ મી, ૯ મો સ્કંધ, કલા ૭ મી–ઈશાનુકથા.

---

[ ૮ મા સ્કંધમાં સત્વશોધક ધર્મ અને તેના પાલક ૧૪ મનુઓનાં ચરિત્રો વર્ણવાયાં, એટલે તેના અંતરંગ રૂપ ઈશો–રાજાઓ રામ–કૃષ્ણ આદિ અને ઈશાનુઓ અંબરીષ આદિની કથાઓ ૯ મા સ્કંધમાં વર્ણવાઈ છે. તેના અધ્યાય ૨૪ અને તે બે ભાગે વહેંચાયા છેઃ

પહેલા ૧૩ સૂર્ય વંશના અને પાછલા ૧૧ સોમ વંશના છે. ૧ લા અધ્યાયમાં ઇલોપાખ્યાનનું બિંદુ નાંખી, ૨ જામાં મનુના પાંચ પુત્રોની, ૩ જામાં સુકન્યા અને રૈવતની, ૪-૫ માં અંબરીષ અને દુર્વાસાની, ૬ ઠામાં સોભરીની, ૭ મામાં હરિશ્ચંદ્રની, અને ૮ મામાં સગરની, એમ કથા-પરંપરા વર્ણવાઈ છે. ૯ મામાં સૂર્યના અનુવંશનું વર્ણન, ૧૦-૧૧ માં રામોપાખ્યાન, ૧૨ મામાં ઇક્ષ્વાકુનો વંશ, અને ૧૩ મામાં નિમિષનો વંશ, વર્ણવાયાં છે. આમ પહેલો ભાગ પૂરો થતાં બીજો ભાગ ૧૨ અધ્યાયનો શરૂ થતાં ૧૪ મામાં ઐલ, ૧૫ મામાં પરશુરામ, ૧૬ મામાં વિશ્વામિત્રનો વંશ, ૧૭ મામાં ચંદ્રવંશ, ૧૮-૧૯ માં યયાતિ ચરિત્ર, ૨૦ મામાં ભરતવંશ, ૨૧ મામાં રન્તિદેવ અને અજમીઢની, ૨૨ મામાં જરાસંધ, દુર્યોધન આદિની કથા છે, અને ૨૩-૨૪ માં યદુવંશનું કીર્તન છે. આ નવમ સ્કંધમાં ભક્તિ, વિજ્ઞાન અને વૈરાગ્યને નિરૂપનારાં ભગવદ્ભક્તોનાં આખ્યાનો, અને કૃષ્ણકથા પ્રધાનપણે છે.]

પા. ૧૧૫-૮ ૧-૨૮. ૧. **સમરથ**-ઈશ સમાન બળવાળા. **તેહ**-તેહનાં. ૨ **હરિવા**-હરવા. 'નાક-સ્વર્ગલોક-ના નાયક' ( सं. न कं अकं दुःखं यत्र अस्ति ) શાશ્વત્ સુખસંપત્તિનું સ્થાન. ૩-૪ **વૈવસ્વત**-કશ્યપનો પુત્ર વિવસ્વાન, શ્રાદ્ધદેવ મનુ, તેનો પુત્ર; તેને ઇક્ષ્વાકુ, નૃગ, શર્યાતિ, દિષ્ટ, ધૃષ્ટ, કરૂષક, નરિષ્યંત, પૃષધ્ર, નભગ અને કવિ એ દશ પુત્રો હતા. ૧ લો ને બીજો અધ્યાય કવિએ પડતા મૂક્યા છે. **અરાતિને**-( न राति ददाति सुखं ) શત્રુ. **સર્યાતિ**-શર્યાતિ વિવસ્વાનનો ત્રીજો પુત્ર ( અ. ૩. ૧). **તિણઇ**-તેણે. 'જિત્યા.' **સુકન્યા**-એકદા શર્યાતિ સૈન્ય અને પુત્રી સુકન્યા સાથે ચ્યવનને આશ્રમે ગયો. ત્યાં તપ કરતા ભાર્ગવ ચ્યવન રાફડાથી ઢંકાયલા આસનસ્થ હતા. તેની ચળકતી આંખોને, કંઈક બીજી ચળકતી વસ્તુ ધારી તેમાં સુકન્યાએ કાંટો ભોંક્યો. એટલે તેમાંથી લોહી વહ્યું અને ઋષિની વેદનાથી શર્યાતિના સૈન્યના કોઠા બંધાઈ ગયા. રાજાની પૃચ્છાથી સુકન્યાએ પોતાનો દોષ કહ્યો અને ઋષિને સંતોષવા સુ-

કન્યાને પરણાવી. ઋષિએ દેવવૈદ્ય અશ્વિનિકુમાર પાસેથી યુવાવસ્થા મેળવી અને સુકન્યાને સંતોષી (૨–૨૬). કવિ શર્યાતિના વંશની કથા છોડી દે છે. ૨૭–૩૬. ૫. **નાભિક**–વિવસ્વાનના પુત્ર નભગનો પુત્ર **નાભાગ;** એ પિતાને વારસામાં લેઈ સત્યવ્રતથી મંત્રદષ્ટા થયો અને આત્મગતિ મેળવી (અ. ૪. ૨–૧૨). તેનો પુત્ર અંબરીષ ( महाभागवतः कृती । नास्पृशद्ब्रह्मशापोऽपि यं न प्रतिहतः क्वचित् १३ ) **અલીક**–જૂઠો, તુચ્છ, મનને નહીં રૂચનારો. 'તેણે સંસાર અલીક જાણ્યો' ૧૫–૧૭. રાજા પોતાના મન અને શરીરનાં અંગોને વિષ્ણુસેવા અર્થે જ મળેલાં સાધન ગણતો હતો. (૧૮–૨૦), અને કામ્ય કર્મોની નહીં, પણ પ્રભુના દાસ્યની ઇચ્છા સેવતો હતો. ૨૦. તે 'સદા સર્વાત્મભાવથી કર્મસમૂહને પરમ યજ્ઞરૂપ અધોક્ષજને અર્પણ કરી, તેમાં નિષ્ઠા રાખનાર વિપ્રોને પ્રિય ગણી, પૃથ્વીનું રાજ્ય કરતો હતો. ૨૧.' તેણે યજ્ઞો યજ્યા, પણ તેની વાંછના સ્વર્ગ મેળવવાની ન હતી ૨૪. વિષયોને તે સ્વારાજ્યને અપહરી લેનારા લેખતો, અને હૃદયમાં મુકુન્દને જોતો હતો ૨૫. **રાજા૦**–સર્વ સંગોને તે ધીરે ધીરે ત્યાગતો, ઘર, સ્ત્રી, પુત્ર રાજ્યવૈભવ, અખૂટ ખજાનો એ સહુનો ત્યાગ કરતો ...अनन्तकोशेष्वकरोदसन्मतिम्–२७ । ૬ આથી તેના રાજ્ય રક્ષણ અર્થે तस्मा अदाद्धरिश्चक्रं प्रत्यनीकभयावहम् । एकान्तभक्तिभावेन प्रीतो भृत्याभिरक्षणम् २८ । ૭–ઉપર ૫ મી નોંધ જુઓ. 'વિષયોના ભોગમાં આસક્ત ન હતો.' **વિરક્ત**–ધન, તન( વિષે )માંથી (મન ઉઠાવી લેઈ) ઉદાસી (થયો હતો.) 'ભક્તભાવથી ભગવાનને ધ્યાયે, ધ્યાન ધરે.' ૮ **વાણી**–( જીભ ) બોલવાની શક્તિ ( वचांसि वैकुंठगुणानुवर्णने અ. ૪. ૧૮ । કરજ–કર–હાથથી करौ हरेर्मन्दिरमार्जनादिषु १८ । નયણથી નરખે–જુએ નરહરિનું લિંગ–શરીર અંગોને જ જુએ मुकुन्दलिङ्गालयदर्शने दृशौ અ. ૪. ૧૯ । ગંધ૦–નાકથી ભગવાનના ચરણકમલના સુગંધથી સુગંધી બનેલી તુલશી માળા સુંઘે.' तत्पादसरोज... ૯ કાયા૦–વૈષ્ણવોના શરીરના સ્પર્શમાં અંગસ્પર્શનું સુખ માનતો' ૧૯ **પરશનિ**–

સ્પર્શનવડે. **શિર**–हृषीकेशपदाभिवन्दने । **કાન** ‘ વિષ્ણુના કથારસમાં નિમગ્ન ’ अच्युतसत्कथोदये । ૧૦ ‘ દશે ઇન્દ્રિયોના સ્વાભાવિક વ્યાપાર ઐહિક સંસારની વસ્તુઓનો સંગ કરવાના, તે છોડી દેઈ સર્વાધાર વિષ્ણુના સર્વ અનુભવમાં સોંપ્યા, સમર્પ્યા રોકયા ’ **અભયાવ્રત**–युक्तः संवत्सरं वीरो दधार द्वादशी व्रतम् २९ । **નિદ્રાભોગ૦**–સંયમ અને વ્રતશીલતાથી. **૧૧ ઉપવાસ**–त्रिरात्रं समुपोषितः દશમે સવારે એક વાર ખાવું, અગીઆરશે ભૂખ્યા રહેવું અને બારશે એક વાર ખાવું. **વિધિવત**–નિયમ પ્રમાણે, ગૌદાન, બ્રહ્મભોજન, વિષ્ણુપૂજન. ૩૦–૩૫. **ઉદ્યાપન**–વ્રતની પૂર્તિના પારણાનો વિધિ. **૧૨ ખટ અર્બુદ**–૬૦ કરોડ ૩૪. **લાગુ**–પગે લાગ્યો; અને પારણું કરવા અન્ન ખાવાની આજ્ઞા માગી. ‘ જેવો પારણિ–(પારણે)–પારણું કરવાનો ઉપક્રમ–આરંભ કરે ત્યાં તો બારણે અતિથિ રૂપી દુર્વાસા મુનિ આવ્યા ’ ૩૫. **૧૩–૧૪** રાજાએ તરત જ પારણું અટકાવ્યું, અતિથિસત્કાર કર્યો અને કહ્યું: ‘ અમને પવિત્ર કરવાને આપ સ્વામી–ભગવાન પોતે ભલે પધાર્યા, આવ્યા, એ સારૂં કલ્યાણકર કર્યું. ’ ‘ દુર્વાસા જમવા અગાઉ યમુના-સ્નાન કરવા વેગથી, વગર વિલંબે ગયા ’ ૩૭. **૧૫** પણ ધ્યાન-કર્મમાં દુર્વાસાને વાર લાગી; અને દ્વાદશી પૂરી થવા અગાઉ વૈષ્ણવ વ્રતીએ પારણું કરવું જ જોઇએ, એવો વિધિ હોવાથી રાજા ગુંચાયો. **થોડી**–અલ્પ, પૂરી થવા આવેલી. ‘ તેને વિમાસણ–ચિંતા થઈ ’ ( मुहूर्तार्धावशिष्टायां द्वादश्यां पारणं प्रतिचिन्तयामास धर्मज्ञो द्विजैस्तद्धर्म-संकटे ३८ । ) અતિથિને મૂકીને ખવાય નહીં, અને બારશ પૂરી થવા આવી છે, તો એ બન્ને ય સચવાય એવો ઉત્તર (માર્ગ) ક્ષિપ્ર–ત્વરાથી આપો ( કહો ) अधर्मो वा न मां स्पृशेत् ३९ । **૧૬** ‘ સંકટમા, વિઘ્નના સમયમાં, પ્રવાસમાં, પારણું કરવાનું સાધન ઉપસ્થિત ન હોય, કે હોય છતાં કરી શકાય તેમ ન હોય, તો પાણીનો આહાર કરવાથી પારણું વળે અને તે છતાં ખાધું ન ખાધું ગણાય.’ प्राहुरब्भक्षणं विप्रा ह्यशितं नाशितं च तत् ४० । ઈસુ ( ईदृशः ) અશો, એવો. **બિસી**–બઇસઇ,

બેશીને. 'ઉદકને। આહાર કીધો.' ૧૭ તિહાં-પાણી પીધું તે ક્ષણે તેણે દુર્વાસાએ બુદ્ધિ વડે એ જાણ્યું અને અતિથિને મૂકીને રાજાએ ખાધું જાણી ક્રોધથી તેનો દેહ ધ્રુજી ઉઠયો प्रचलद्गात्रो अ. ४. ४३। મુનિ મૂળથી તો 'ક્રોધના જાળા જેવા હોઇને એ અગ્નિથી તેનું અંગ પ્રજળતું હતું ત્યાં રાજાએ પોતાને મૂકીને પારણું કર્યાના જ્ઞાનરૂપી ઘીએ એ અગ્નિને શીંચ્યો, એટલે પછી પૂછવું જ શું ? બ્રાહ્મણ ક્રોધથી સાનભાન ભૂલ્યા અને બોલ્યા: अहो...पश्यत। धर्मव्यतिक्रमं विष्णोरभक्तस्येशमानिनः अ. ४. ४४। અતિથિને મૂકીને ખાધાનું ફળ એને ચખાડું છું. ૪૫. ૧૮ પછી તેમણે રાજાનો નાશ કરવા માથાની જટામાંથી એક લટ-વાળનું ઝુમખું તોડયું. અને કૃત્યા તેમાંથી ઉત્પન્ન થઈ. कालानलोपमां ४६ ॥ ૧૯ એ કૃત્યા મનમાં અતિ ખીજ-ક્રોધ ધરીને રાજા તરફ ધસી. છતાં રાજા બેઠો હતો ત્યાંથી જરા પણ ચસ્યો કે ખસ્યો નહીં, પણ વિષ્ણુએ તેના રક્ષણ અર્થે રાખેલા ચક્રે જેમ વીજ-વિજળી પડતાં વેંત આખા ગે વૃક્ષને બાળે તેમ તેને ત્યાં જ બાળી ( ज्वलतीमसिहस्तां वेपयन्तीं ४७-४८। ૨૦ પછી એ ચક્ર કૃત્યાના ઉત્પાદક દુર્વાસાને બાળવા ગયું. ચક્ર૦-( सूर्यकोटिसमसकाशं ) ' દુર્વાસા ઋષિની દેહ એથી દાઝિ-દાઝે-દાઝવા લાગી, तदभिद्रवदुद्वीक्ष्य स्वप्रयासं च निष्फलम्...दुद्रुवे भीतो दिक्षु प्राणपरीप्सया ४९। પૂઠિ૦ જેમ પ્રચંડ શિખાઓથી પ્રજળતો દાવાગ્નિ પુંઠે પડતાં આગળ ને આગળ સાપ સડસડાટ દોડી પર્વત ગુહામાં પેસવા દોડે તેમ દુર્વાસા મેરૂ પર્વતની ગુહામાં પેસવા સોંસરા દોડયા दावाग्निरुद्धतशिखो यथाहिम्॰ ५०। ૨૧ ગહ્વર-પર્વતનાં વિવરો. કરિ-કરે. નિર્ઘાત-વિનાશકર પવનના સુસવાટા. ફિરુ-ફર્યા. લોકિ-લોકમાં ૫૧. 'તોહે-તે છતાં ( ચક્રની ) શોચના પુઠ ન છોડે.' ૨૨ કયાંઇ રક્ષણ ન મળ્યું, એટલે 'બ્રહ્મલોકમાં બ્રહ્મા પાસે પોહોત્યો.' રખાઈ-રક્ષણ ન અપય ૫૨-૫૩. ૨૩ રુદ્ર૦-૫૩-૫૯. જલથી નેત્ર ઝરે-ગળે. દુર્વાસા-વિષ્ણુસંવાદ શ્લો. ૬૧-૭૧. રાખિ-રાખો, રક્ષા કરો. ૨૪ 'હું તો ભક્તને અધીન છું, જો મારો ભક્ત રાજા

અંબરીષ એ ચક્રને પાછું વાળે તો જ તે વળે, મારાથી કાંઈ ન થાય, માટે 'પાછા વળો અને રાજાને સંતોષો' ब्रह्मंस्तद्गच्छ...क्षमापय महाभागं ततः शान्तिर्भविष्यति ७१। अहं भक्तपराधीनो ह्यस्वतन्त्र इव द्विज साधुभिर्ग्रस्तहृदयो भक्तैर्भक्तजनप्रियः ६३। **૨૫ અ. ૫. શરણિ**–હે શરણ્ય, રક્ષણ આપવાને યોગ્ય! 'શરણાગતને રક્ષ.' રાજા કહેઃ 'મારે તો હરિ અને બ્રાહ્મણ સરખા છે.' **તવી**–સ્તવી, સ્તુતિ કરી, ( ૩–૧૧ ), ચક્રને પાછું કાઢયું અને ભગવાન દુર્વાસાને ભયમુક્ત કરી સંતોષ્યા. **૨૬** અને તેણે આભાર માન્યો ૧૪–૧૬. **૨૭ હરક્ષા**–આતિથ્યથી હર્ષ પામેલા. **૨૮** 'જુઓ' 'લાગ્યો' 'અંતકાલે હરિપદ પામ્યો' ૨૬.

**પા. ૧૧૯–૧૨૦. ૨૯–૩૭. ૨૯ અ. ૬. યુવનાસ**–યુવનાશ્વ; અંબરીષના વંશના કૃશાશ્વનો પૌત્ર, તેને પુત્ર ન હતો તેથી ખેદ ધરતો સો ભાર્યાઓ સાથે વનમાં ગયો. તેને પુત્ર થાય તે માટે ઋષિઓએ ઈન્દ્રની ઇષ્ટિ કરાવી એક લોટામાં મંત્રેલું 'પુંસવન' જળ આવ્યું; અને રાતમાં તરસ્યો બેભાન રાજા એ જલ પી ગયો. આથી તેને ગર્ભ રહ્યો; ને કાળ જતાં તેની જમણી કૂખ ભેદીને ચક્રવર્તી પુત્ર જન્મ્યો ૨૫–૩૦. તેને ધાવવા માટે રોતો જોઈ ઋષિઓની ચિંતા ટાળવા ઇન્દ્રે मां धाता वत्स–પુત્ર મને ધાવ એમ કહ્યું. એથી એ '**માંધાતા**' થયો. **૩૦ આવાસ**–સપ્ત દ્વીપમાં તેનો રાજ્યનિવાસ હતો ૩૪. ત્રિણી–ત્રણ, પુરુકુત્સ, અંબરીષ અને મુચુકુંદ. 'સૌભરિ ઋષિ તેમને પરણ્યા' ૩૮. સૌભરી પરમ તપસ્વી હતા. યમુનાજલમાં મૈથુન કરતાં મત્સ્યોનું સુખ જોઈ તેમને પણ એવી વાંચ્છા થઈ, તે ઘરડા હતા છતાં માંધાતાએ ૫૦ છોકરીઓ તેને પરણાવી; તેમણે એનાથી પૂર્ણ વિલાસસુખ મેળવ્યું. પછી તપ છોડયા માટે પશ્ચાત્તાપ થયો અને સ્ત્રીઓ સાથે વનમાં ગયા, અને પરમાત્મા સાથે સંલગ્ન થયા. તેની સ્ત્રીઓ પણ તેમને અનુસરી ૪૦–૫૫. **છાંડયુ**–છાંડયો. **૩૧**

અ. ૭. ત્રિશંકુ–માંધાતાનો વંશજ. हरिश्चंद्र–હરિશ્ચન્દ્ર ૭. એણે પુરુષમેધ યજ્ઞથી વરુણાદિ દેવને પ્રસન્ન કર્યા, તેનો ઉદરવૃદ્ધિનો રોગ ટળ્યો ૧૯–૨૩. વિશ્વામિત્રે તેની સત્યમાં દઢતા જોઈ અવિનાશી ગતિ આપી. ભૂતસિદ્ધિ–પંચમહાભૂતને સાધવાની કલા. तस्मिन्ज्ञान-कलां ध्यात्वा तया ज्ञानं विनिर्दहन्–મનને પૃથ્વીમાં, પૃથ્વીને જલમાં ... અહંકારને મહત્‌માં અને તેમાં જ્ઞાનકલાનું ધ્યાન ધરી અજ્ઞાનને બાળ્યું; અને ભગવાનના પદને પામ્યો ૨૪–૨૭. ૩૨ અ. ૮. બાહુક –સુત હરિશ્ચન્દ્રનો વંશજ, વૃકનો પુત્ર બાહુક, તેનો પુત્ર સગર (ઉત્પત્તિ અને નામ ૨–૪.), સગરને સંખ્યાબંધ પુત્રો ૬૦ હજાર હતા ૧૦. સગરે અશ્વમેધ યજ્ઞો કર્યા. એક વાર તેનો ઘોડો ઇન્દ્ર હરી ગયો. સગરના પુત્રોએ તેની શોધમાં આખી પૃથ્વી ખણી કાઢી, ત્યારે ઈશાન ખૂણામાં કપિલ પાસે ઘોડાને ઉભેલો દીઠો; ઋષિને અશ્વને હરનાર લેખી તેમને વખોડયા, એટલે ઋષિની આંખના તેજથી બધા બળી ગયા. ૧૧–૧૨. ૩૩–૩૪ સગરનો માત્ર એક જ પુત્ર કેશિની જીવતો રહ્યો. તેના પૌત્ર અંશુમાને વિનવી, કપિલ પાસેથી વર મેળવ્યો કે ગંગાજી સગરના ૬૦ હજાર પુત્રોની રાખ ઉપર ફરે તો તેમની સદ્‌ગતિ થાય ૨૯. પછી અંશુમાન તપ કરતો મુઓ. તેના પુત્ર દિલીપ અને તેના પુત્ર ભગીરથે ગંગા પૃથ્વી પર આણી, અને પિતૃ-ઓને તાર્યા (અ. ૯. ૨–૧૨). જાહ્નવી–ગંગા, જહ્નુ ગંગાને પી ગયા હતા, તેણે કાનમાંથી પાછી ગંગા વહાવી, એથી તે જાહ્નવી કહેવાઈ. (રામાયણ બાલ–સર્ગ ૪૩).' કપિલ શાપ–ઇ–પે જેહ બાળ્યા ' ઉત્તરવાહિ-ની ઉત્તર દિશામાં વહેનારી (પ્રાતઃસ્નાનના સંકલ્પાદિ ઉચ્ચાર જુઓ)..૩૭ તેનો પ્રવાહ ધોળો; એ શ્વેતતા ધર્મનું જ સાત્વિકતાનું રૂપ છે. ૧ धर्मद्रवम्–ધર્મનો પ્રવાહ; ગંગાનાં નામોમાં એક નામ ' धर्मद्रवी ' છે. वैकुंठ०–' વિષ્ણુપાદોદકી ' ગંગા; મહાદેવને શિરે તેનું સ્થાન છે. કવિએ હરિશ્ચંદ્રનો વંશજ સૌદાસ વસિષ્ઠ શાપથી રાક્ષસ થયાની અને તેની સંતતિની કથા ૧૮–૪૯ કવિએ છોડી છે.

પા. ૧૨૦-૩ ૩૮-૫૦-અ. ૧૦-૧૧. આમાં કવિએ ભાગવતમાં નહીં નિરૂપેલા રામકથાના અંશો મુખ્યત્વે લીધા છે. **અજસુત**-સૌદાસના વંશજ ખટ્વાંગ, તેનો પૌત્ર રઘુ, તેનો અજ અને તેનો દશરથ. **ચ્યારિ**-ચાર, રામ, લક્ષ્મણ, ભરત અને શત્રુઘ્ન. **ગુરુ૦**-પિતાના વચને. 'પિતાએ પરમ પદ-વિષ્ણુનું નામ ઉચ્ચર્યું-મરણ પામ્યા.' જેમ 'आदौ रामतपोवनादिगमनं, એ એક શ્લોકમાં જેમ રામચરિતનાં લગભગ મુખ્ય કાર્યો વર્ણવાયાં છે તેમ ભાગવતકારે પણ આ શ્લોકમાં વર્ણવ્યાં છેઃ અ. ૧૦-૪. गुर्वर्थे त्यक्तराज्यो व्यचरदनुवनं पद्मपद्भ्यां प्रियायाः पाणिस्पर्शाक्षमाभ्यां मृजितपथरुजो यो हरीन्द्रानुजाभ्याम् । वैरूप्याच्छूर्पणख्याः प्रियविरहरुषाऽऽरोपितभ्रूविजृम्भत्रस्ताब्धिर्बद्धसेतुः खलदवदहनः कौशलेन्द्रोऽवतान्नः । ૩૯ સીતાસ્વયંવર અને વનગમનના પ્રસંગ કવિ છોડે છે ૫-૮. **ગુહ**-ગંગા તટપરના શૃંગવેરનો રાજા ( હાલનું મીરજાપુર ). **ચિત્રકૂટ**-પ્રયાગ પાસેનો ડુંગર-'લક્ષ્મણ વનમાંથી જે કંઈ આણે તે રામને સોંપે અને તેમનું આપ્યું ખાય,' 'સત્ય અને સાહસ-પરાક્રમ-ધીરતા કદિ ન છોડે.' **મરીચિ**-તાટકાનો સુંદથી થયલો મોટો પુત્ર. રામે તેના ભાઈ સુબાહુને વિશ્વામિત્રના યજ્ઞમાં હણ્યો. ( બાલકાંડ અ. ૨૫-૨૬ ). તે પછી તે રાવણને આશ્રયે ગયો. પંચવટીમાં રામ આવ્યા ત્યારે રાવણની પ્રેરણા અને ભયથી તે સોનાના દેહવાળો મૃગ બન્યો. રામે તેને હણ્યો, ત્યારે એણે 'લક્ષ્મણ ધાવ' એવો મોટો પોકાર કરી લક્ષ્મણને ત્યાં ખેંચ્યો. ( અરણ્ય અ. ૪૦-૪૧ ). 'શ્રી રામથી રણમાં તે મરાયો, હણાયો' ૧૦. ૪૦ ( રામનો વિયોગવિરહ, વનભ્રમણનો પ્રસંગ કવિએ છોડ્યો છે. ૧૧ ). **જટાયુ**-વિનતાના પુત્ર અરુણનો પુત્ર, સંપાતિનો નાનો ભાઈ. અગસ્ત્યના આશ્રમથી નીકળી પંચવટી જતો હતો ત્યાં રાવણને સીતાને હરી જતો જોયો, તેની સાથે લડ્યો, પણ પાંખ કપાવાથી હેઠો પડ્યો-( અરણ્ય૦ અ. ૪૯ ). રામ સીતાને શોધતાં ત્યાં આવ્યા ત્યારે તેણે એમને તેની ભાળ આપી (અરણ્ય૦ સ. ૬૪-૬૬). અને તેમણે

તેનાં અગ્નિસંસ્કારાદિ કર્યા ૧૨ (અરણ્ય૦ સ. ૬૮). **વાહુરિ**–વારે, બ્હારે, (સં. ર્ઞુ.) મદદે; 'ચડયો' 'પાષાણિ–પથ્થરથી પેટ ભરયું, પેટમાં પથરો વાગ્યો અને ભરાયો' (પાંખ કપાયાની કથા પ્રચલિત છે). 'પડિયુ'–પડયો. **સુધિ**–શોધ, ભાળ. નિધન–મરણ. **ધન**–ધન્ય, કૃતકૃત્ય. **૪૧ રાક્ષસી**–શૂર્પણખા, રાવણની બ્હેન. પંચવટી, દંડકારણ્યમાં રામલક્ષ્મણ રહેતા હતા ત્યાં સુંદર રૂપ ધરી રામને પરણવાની યાચના કરવા ગઈ; રામે લક્ષ્મણ પાસે તેને પાઠવી; અને તેણે તેનાં નાકકાન છેદી તેને વિરૂપ કરી (અરણ્ય૦ સ. ૧૭). આ પ્રસંગ સીતાહરણ પહેલાંનો છે, ભાગવતમાં પણ નથી, કવિએ એને હરણ પછી મૂકી ક્રમભંગ કર્યો છે. **અહલ્યા૦**–ઇન્દ્ર સાથેના સમાગમથી ગૌતમના શાપથી શિલા થઈ પડેલી અહલ્યાને રામે 'ચરણરજના સંગ' પાદસ્પર્શથી પાછી સ્ત્રી–અવતાર પમાડી (બાલ૦ સ. ૪૮–૪૯, ઉત્તર૦ સ. ૩૦). આ પ્રસંગ પણ હરણ પહેલાંનો છે. શૂર્પણખાને દંડકારણ્યનું રાજ્ય, ખર, દૂખર, ત્રિશિરા આદિ સેનાધિપતિઓ સાથે ૧૪,૦૦૦ રાક્ષસોનું સૈન્ય સોંપ્યું હતું; શૂર્પણખાને વિરૂપ કરતાં તે બ્હારે ચઢયા અને રામે તેમને હણ્યા (અરણ્ય૦ સ. ૩૪). **સપત**–સાત, સુગ્રીવ, હનુમાન, ગંધમાદન, નીલ, અંગદ, ઋક્ષ અને પનસ (૧૯). 'વાલિ વિડારયો' 'રામથી વાલિ વિડારાયો.' 'રામથી સુગ્રીવ રાજા કરાયો,' **૪૨ ઝાંપ**–જમ્પાપાત, 'દિધી' જોઇએ. મનિ૦–'ડૂબીશ એવો રજ પણ સંશય ન આણ્યો.' 'વેગથી લંકામાં પહોત્યો.' **લંકાં** (અવ્યયપ્રત્યય આં) **અસંભાવ**–અશકય આશ્ચર્ય. 'રામનામથી પામર તરે તો પછી હનુમાન જેવો સમર્થ રામભક્ત રામની વીંટી(અંગદ)થી તર્યો એમાં આશ્ચર્ય–અશકય શું?' **૪૩** 'પદ્મ અઢારહ–૧૮૦ અબજ. **ભીંછ**–પુષ્કળ વાળવાળા. **પાજ**–સેતુ ૧૫–૧૬. જિતા–જિત્યા ૧૮–૨૩. 'તારચા' નહી, 'તરયા' જોઇએ. **ગણુ**–ગણો, લેખો. **૪૪ સારિંગ**–શાર્ઙ્ગ (કૃષ્ણનું, શીંગડાનું ધનુષ્ય) **થાપઇ**–થાપે ૨૯. કવિએ રામ સીતાને લેઇને અયોધ્યા આવ્યા તે પ્રસંગે

માર્ગમાં ઋષિઓની તેમ ભરતની પણ ભેટ થયાના પ્રસંગો છોડયા છે. ૩૦-૪૬. **તલિયા**-તરિયા, ઘરઘરના ઉમ્મર પૂજતાં, ઢગલી કરી મૂકેલા કે વેરેલા ડાંગરના દાણા. **તોરણ**-ફૂલો અને આંબા આદિનાં પાંદડાંની માળા ટોડલે લટકાવે તે. **નારિ**-નારીઓ. 'ગાયે.' ૪૬ કૃતયુગમાં અકાલે તેમ મોટાં છતાં નાનાં મરે નહીં, એ મરણક્રમ જે કૃતયુગનો તે રામે ત્રેતાયુગમાં જાળવ્યો ૫૪. ૪૭ નીચ કે ઉંચો એવો ભેદ રાખી કૂતરા તેમ પક્ષી જેવાને પણ ન્યાય આપી, તેમને દંડનારને શિક્ષા કીધી ( त्रेतायां...कालः कृतसमोऽभवत् ५२ ।) પ્રજાને-ના સર્વકામ-વાંછના પૂરે' ૫૩. અગીઆરમો અધ્યાય કવિએ લગભગ છોડયો છે. ૪૮ **નિજ**-પોતાનું, પરમબ્રહ્મ રૂપ. **અગ્યાર**-ભારત શાં૦ અ. ૨૯. શ્લો. ૬૧; પણ ભાગવતમાં શું લખે છેઃ त्रयोदशाब्दसाहस्रं अ. ११-१८। ૪૯-૫૦ **તેહ**-કુશના. 'કરૂ'' જોઈએ; સહુ રાજાઓનાં સંક્ષેપમાં ચરિતો હું કેમ તારવી શકું? અ. ૧૩. **રાક્ષુ**-રાખ્યો. 'કુશે બદરિ આશ્રમ-હિમાલયમાં વિચરી બદરિકાશ્રમમાં દેહ છોડયો.' ૫૦ (અ. ૧૩.) એ ઇક્ષ્વાકુ વંશના નિમિનો પુંત્ર, એટલે સૂર્યવંશી. નિમિએ વસિષ્ઠને છોડી યજ્ઞ કર્યો, એટલે, શાપથી મરણ પામ્યો ૩-૪. નિમિએ ગુરૂને એવો શાપ આપ્યો. પછી. મિત્રાવરૂણે વશિષ્ટને જીવતા કર્યા અને મુનિઓએ દેવતાઓને પ્રસન્ન કરી નિમિને જીવતો કરાવવા મથન કર્યું. પણ નિમિને જીવતા થવાની ઇચ્છા ન હતી, તેથી તેના દેહમાંથી મથી જનકને ઉત્પન્ન કર્યા ૫-૧૨. जन्मना जनकः सोऽभूत् १३। તેણે મિથિલા રચી ૧૩. તે યજ્ઞ યાગ કરે, એકાગ્ર મનથી હરિનું ધ્યાન ધરે. 'બહુ તિરિ'-વિવિધ પ્રકારે-પુષ્કળ 'આતમ- જ્ઞાન'-આત્મજ્ઞાન પામ્યા. આ કથાબિંદુ ભાગવતમાં નથી.

**પા. ૧૨૩. ૫૧-૬૫. ૫૧** 'સંક્ષેપમાં' ૧૪-૨૪ એ ૧૧ અધ્યાય.. **૫૨. વ્યોમ**-ઇ-વ્યોમમાં. **અત્રિ**-બ્રહ્માના પુત્ર. **સોમ**-विप्रौषध्युडुगणानां पतिः ३। **૫૩ રૂપ.** 'તેહનો સબળ અને બહુ રૂપવાન પુત્ર' બુધઃ દેવગુરૂ

બૃહસ્પતિની સ્ત્રી તારાને ચન્દ્રથી જારકર્મથી થયેલો પુત્ર : ઉત્પત્તિ અને પિતા ચન્દ્રને એની સોંપણી, એ વિષે જુઓ અ. ૧૪. ૪-૧૪, બુધ-अकृतबुध इत्यभिधां बुद्ध्या गम्भीरया १४ । નિર્મલા ( બહુવચન ) વિશુદ્ધ. ઇલા-અ. ૨ માં કહેવાયલો મનુનો, પુત્ર સુદ્યુમ્ન સિંધ દેશમાં શંકરના આશ્રમમાં પેસતાં સ્ત્રી-ઇલા થયો. તેને શંકરે અનુગ્રહ કરી કહ્યું: मासं पुमान्स भविता मासं स्त्री तव गोत्रजः અ. ૧-૩૯. બુધથી તેને પુરુરવા થયો અ. ૧-૩૫. ૫૪ ઘન-ઘણા. મોહુ-'મોહ્યું' જોઇએ: ઉર્વશી સાથે પુરુરવા તરફ આકર્ષાઈ આવી ૧૫-૧૮; પણ તેણે શરત કરી: મારાં બે છોકરાંને થાપણમાં રાખો; ભોગસમય સિવાય અન્ય સમયે તમારૂં નગ્ન સ્વરૂપ હું જોઈ શકીશ નહીં; ૨૦-૨૨ આ શરત પાળશો ત્યાં સુધી હું તમારી સાથે રહીશ અને તે ભાગતાં ચાલી જઇશ. રાજા તેમાં કામાન્ધ થયો ૨૩-૨૫. દેવોને ઉર્વશીની જરૂર હતી; તેથી એક વેળા ગંધમાદન પર્વત ઉપર બન્ને પોઢયાં હતાં ત્યાં દેવો તેનાં ઘેટાં ઉપાડી ગયા, ( ૨૬-૨૭ ) રાજાને તે લઈ આવવા ઉર્વશીએ મર્મવચનોથી પ્રબોધ્યો (૨૮-૨૯); નગ્ન રાજા સફાળો ઉઠયો; દેવોએ વિજળીના ચમકારા કર્યા, એટલે ઉર્વશીની આંખે તેનું નગ્ન સ્વરૂપ પડયું અને શરત ભંગ થતાં તે સ્વર્ગે ચાલી ગઈ. ૫૫ રાજાને તેનો વિરહ સાલ્યો, પાછળ પાછળ ભટકયો અને તેને કુરૂક્ષેત્રમાં જોઈ. પુરૂરવાએ તેને પોતાની મરવાની તપ્પરતા કહી ( ૩૫ ). ઉર્વશીએ તેને મરતો અટકાવી, એક વર્ષ પછી મળવાનું જણાવ્યું. ૩૮. પછી ગંધર્વોને પ્રસન્ન કરી, પુરુરવાએ તેની સાથેનો ચિરંતન સમાગમ મેળવ્યો. એથી તેને ૭ પુત્રો થયા ( અ. ૧૫-૧૧ ). તેણે યજ્ઞોથી યજ્ઞપુરૂષ રામ-અધોક્ષજને સંતોષ્યા અને ઉત્તમ-ગંધર્વ પદ પામ્યો.' અ. ૧૪. ૪૭-૪૯.

**પા. ૧૨૪. ૫૬-૬૨. ૫૬ પરશુરામ**-પુરુરવાના વંશજ ગાધિની પુત્રી સત્યવતીથી **ભાર્ગવ** ઋચીકને જમદગ્નિ થયા, તેના સૌથી નાના પુત્ર પરશુરામ ( અ. ૧૫. ૪-૧૨ ). તે વિષ્ણુ-નારાયણના અંશ-

અવતાર હતા. **यमाहुः वासुदेवांशं १४। ૫૭ રેણુકાના** પતિવ્રતાપણા વિષે શંકા જતાં જમદગ્નિની આજ્ઞાથી પરશુરામે રેણુકાનો વધ કર્યો અને તેમને પ્રસન્ન કરી માતાને પાછી જીવતી કરી (અ. ૧૬. ૧–૮). તેમ જુઓ: ભારત વન૦ અ. ૧૧૬. **વર્જિતપાપ**–જેનું માતૃહત્યાનું પાપ ટળ્યું છે તે (માતાને જીવતી કરાવ્યાથી એ દોષનું નિવારણ થયું). **૫૮ રાજા** કાર્તવીર્ય, હૈહયોનો રાજા. **ભેલી**–સાથે, **સબલપણઈ**–બળાત્કારે (ભારત વન. ૧૧૭). ગ્યુ–ગયો. **ધેન**–કામદુગ્ધા ગાય. પરશુરામ તે વેળા તપ કરવા ગયા હતા. ત્યાંથી પાછા ફરતાં કામધેનુ હરાયાના અને પિતા જમદગ્નિને દુઃખ દેવાયાના ખબર મળતાં કાર્તવીર્યને માર્યો, તેની હૈહય જાતિનેય સમૂળગી ઉખેડી અને એક વીશ વાર નક્ષત્રી પૃથ્વી કરી. (અ. ૧૫. ૧૪). **૫૯** 'કાર્તવીર્ય–( દત્તને પ્રસન્ન કરી બળ આદિ મેળવ્યું હતું તે, તેમ તેના વૈભવાદિ માટે જુઓ ૧૭–૨૨ ). સહસ્રાર્જુન–તેના હજાર હાથ તત્કાળ છેદ્યા ( અ. ૧૫. ૨૮–૩૪ ) ( ભારત વન૦ અ. ૧૧૭ ). ડાલિ–ડાળો ( ડાલ + બહુવચનનો 'ઇ' ), શાખાઓ. **૬૦** 'તોહે રાયની રીસ–ક્રોધ ન જાય –ટળે.' 'કશ્યપને પૃથ્વીનો મધ્યભાગ આપ્યો' અ. ૧૬. ૨૨, ( અ. ૧૫. ૨૮–૩૪). **૬૧ અવતાર**: **एवं भृगुषु विश्वात्मा भगवान्हरिरीश्वरः अवतीर्य। अ. १६. २७। પૂરાણ**: (सं. पूर्ण) સમર્થ. **૬૨ હુઉ**–હુઓ, **ઋતુધ્વજ**–પુરૂરવાનો વંશજ, પ્રતર્દનનો પુત્ર, તેનો અલર્ક; અ. ૧૭. ૫–૬. ચન્દ્રવંશના વર્ણન માટે જુઓ, અ. ૧૭.

**પા. ૧૨૫–૭. ૬૪–૭૮. ૬૪ નહુષને** છ પુત્ર હતા ( અ. ૧૮. ૧ ) તેમાં યયાતિ બીજો: **અછઇ**–અછિ–છે, છે. એ દાનવગુરૂ શુક્રની પુત્રી દેવયાનીને પરણ્યો હતો. શર્મિષ્ઠા દાનવરાજની પુત્રી દાસી તરીકે સાથે આવી હતી; દ્રુહ્યુ, અનુ અને પુરુ થયા ( અ. ૧૮. ૩–૩૩, આથી દેવયાની ચીઢાઈ. આ કથા માટે જુઓ ભારત આદિ૦ અ. ૮૪–૯૩; મત્સ્ય૦ અ. ૨૪–૩૭. તેણે પુત્રો પાસે યુવાવસ્થા માગી

અને પુરુએને આપી અ. ૧૮. ૪૪ અને યયાતિએ અનેક ભોગ ભોગવ્યા. ૬૫ અંતકાલિ-મરણસમયેઃ પછી વૈરાગ્ય આવતાં પુરુને યૌવન અને રાજ્ય સોંપી પત્ની સાથે વાનપ્રસ્થ થયો. સંપતિ-(સં. સં+પત્) સંપતે,ઉત્પન્ન થાય, થયું. જુઓ અ.૧૯.૫૨-પુરુ ૬૬ દુષ્યન્ત સંબંધમાં જુઓ અ. ૨૦. ૭-૨૨. ૬૭ અનેરુ-અનોખો, અદ્ભુતઃ ભારતની કથા માટે. જુઓ અ. ૨૧. ૨૨-૩૩. ૬૮ રંતિદેવ-સંકૃતિનો પુત્રઃ અ. ૨૧. ૨-૧૮. એ વિષ્ણુભક્ત, દાનેશ્વરી અને અતિથિપૂજક હતો. તેની દાનવૃત્તિ એટલી ગાઢ હતી કે તે પોતાની પાસે શરીર ટકાવવા અર્થે પણ કશુંયે ન રાખે અને સહુ અભ્યાગતને આપી દે. એક વાર પાણી પણ પીધા વગરના ઉપવાસ ૪૮ તેણે કર્યા; પછી તેને માટે પારણામાં દુધપાકનું ભોજન આવ્યું. જેવો તે પારણું કરવા બેસે તેવા જ ત્યાં ચાંડાલો કૂતરા સાથે આવ્યા; અને ભૂખ્યા હોવાથી રાજાએ સર્વે તેમને આપ્યું ૩-૯. પછી રહેલું પાણી પીવા જતાં એક તૃષાતુર ચાંડાલે માગ્યું અને તેણે એય તેને દેઈ દીધું ૧૦-૧૪, વાહાવઇ-વાહવે, પોકાર કરે. ઉગરતૂં૦ આપતાં બાકી રહેલું. 'તેહ વડે તેણે એક અભ્યાગત પોષ્યો.' ૭૩ થોહરી-અંત્યજ (पुल्कस अ. २१. १४). ૭૪ 'વિમાસે-વિચારેઃ' 'પૂર્વે અનેક રાજાઓ ગયા, પાછળ શું મૂકી ગયા છે? માટે જે કરીશું તે જ આપણું.' 'કાયા કાચી-ખોટી છે તેનું જતન નકામુ છે, દયા એ જ સત્ય સનાતન તત્ત્વ છે. દયા-જીવોનું રક્ષણ કરવાની વૃત્તિ; દાન આદિની સમવડિ-બરોબરીમાં કાયા લેશમાત્ર પણ મહત્વની નથી.' ૭૫ 'ધર્મ દયા વિના સોહે-શોભતો નથી.' ૭૬ 'સોનું વગેરેના દાતા સંસારમાં સુલભ છે, પણ સર્વભૂતો ઉપર દયા કરવામાં તત્પર તો દુર્લભ-વિરલા હોય છે; એ જ ખરો પુરૂષોનો ધુરંધર શિરોમણિ છે. ૪ धर्मसर्वस्वं-ધર્મના સર્વસ્વ મહા સારરૂપ બોધઃ પોતાને જે પ્રતિકૂળ હોય તે પારકા સાથે ન યોજવું.' श्रुत्वा-श्रुत्वा જોઇએ. રંતિદેવની યાચનાઃ न कामयेऽहं गतिमीश्वरात्परामष्टर्द्धियुक्तामपुनर्भवं वा । आर्तिं प्रपद्येऽखिलदेहभाजामन्तःस्थितो येन भवन्त्यदुःखाः अ. २१. १२ । ૭૮

આત્મવિજ્ઞાન-પરમાત્મપદનું જ્ઞાન. કવિ તેના વંશનું પ્રતીપ પર્યન્તનું અનુકીર્તન છોડી દે છે. ( અ. ૨૧. ૧૮-૩૬; અ. ૨૨. ૧-૧૨ ).

પા. ૧૨૮-૫. ૭૯-૮૦. ૭૯ શંતનુ-દિલીપના પુત્ર-પ્રતીપનો પુત્ર, મહાભિષ તેનું બીજું નામ. તે જેને જેને અડતો તે વૃદ્ધ મટી યુવાન થતું. यं यं कराभ्यां स्पृशति जीर्ण यौवनमेति सः। अ. २२.१३। ગાંગેય શંતનુથી ગંગાને થયલો પુત્ર, ભીષ્મપિતામહ, મહાભગવદ્દભક્ત, 'તેનું દર્શન દેવના દર્શન શરણું-તુલ્ય પવિત્ર હતું.' ૫-૨૦. રામ-પરશુરામને બાહુબળ દાખવી સંતુષ્ટ કર્યો रामोऽपि युधि तोषितः २० । કવિ શંતનુના વંશનું અર્જુન પર્યંતનું તેમ ગંગાથી બાદરાયણ વ્યાસ અને શુકની ઉત્પત્તિનું અનુવર્ણન અને અર્જુનના પુત્ર, પૌત્ર અને પ્રપૌત્રનું માત્ર સૂચન કરી, બાકીનું છોડે છે. ૨૦-૩૨; ૩૩-૪૯. અભિમન્ય-અભિમન્યુ, અર્જુનથી કૃષ્ણની બેન સુભદ્રાને થયલો પુત્ર; મહાભારતમાં સાત કોઠા લડવા જનાર યુવાન ૩૩. અને તેનો પૌત્ર જનમેજય.

પા. ૧૨૭-૮. ૮૧-૮૫ યાદવવંશ, અ. ૨૩-૨૪, પુરુરવાના પુત્ર અનુનો વંશ છોડી ( અ. ૨૩. ૧-૧૭) કવિ દેવયાનીથી થયેલા યદુનો વંશ વર્ણવે છે. કુલિ-કુલમાં. જૂજૂઆ-મહામોટા અને વિવિધ આ વંશમાં પ્રભુ પોતે પુરૂષાકારે અવતર્યા હોવાથી ( ૨૦ ) સાત્વિક સત્વગુણ તેમનામાં વિશેષ હતો, હરિના દાસ, અને ભૂપાલ-રાજા-(તુલ્ય ) હતા. રામ-બલરામ. મહા-અન્ય અવતારો અંશાવતાર પણ કૃષ્ણ પૂર્ણપુરૂષોત્તમ. 'જેહની કીરતીનું ગાન-સ્તોત્ર ગાતાં કલિમલ હરે અને તતક્ષણ શુદ્ધ-શુભ વાસના ઉત્પન્ન કરે, જે સંસારના પાશ-બંધન છોડે.' ૮૪ કવિ સોમ વંશનો પોતે સંક્ષેપ કર્યાનું કારણ કહે છેઃ 'આ બે વંશનો વિસ્તાર અનંત અને અપાર છે, જે અયોધ્યાનાયક-રાજા હતાં. ૮૫ બુદ્ધિમાનઈ-મારી બુદ્ધિના પ્રમાણમાં.

# કલા ૧૧ મી, ૧૦ મો સ્કંધ, કલા ૮ મી નિરોધલીલા.

[ આમાં દશમસ્કંધના ૬ અધ્યાય પૂતનાવધ પર્યંતના સમાવ્યા છે. દશવિધ લીલામાંની ૮ મી નિરોધલીલા દશમસ્કંધના ૯૦ અધ્યયમાં વર્ણવાઈ છે. કવિ તેને ચાર ૧૪ કલામાં વહેંચે છેઃ ૧૧ મી કલામાં પૂતનાવધ પર્યંતના અધ્યાય ૬; ૧૨ મી કલામાં કંસવધ પર્યંત ૭ થી ૪૪ અધ્યાય; ૧૩ મી કલામાં દ્વારિકાનિવાસ પર્યંતના ૪૫ થી ૫૦ અધ્યાય; અને ૫૧ મો મુચકુંદસ્તુતિનો અધ્યાય છોડી દેઇ ૧૪ મી કલામાં ૫૨ થી ૯૦ અધ્યાય. નિરોધ એટલે સૃષ્ટ જીવોનો સંહાર, ધર્મની ગ્લાનિના નિમિત્તે દુષ્ટ રાજાઓનો સંહાર કરી, ભૂભાર ઉતારવો તે. એ સંહાર ચાર પ્રકારનો છેઃ ૧. નિત્ય રોજ, કાળથી થતો ભૂત માત્રનો સંક્ષય ( नित्यदा सर्वभूतानां ब्रह्मादीनां...ભાગ. ૧૨. ૪–૩૫ ). ૨ નૈમિત્તિક–ધર્મગ્લાનિ ટાળવા, દુષ્ટ રાજાઓના સંહાર માટે, અવતાર દ્વારા થનો લય. ( यदा यदा हि धर्मस्य ભગ૦ ૪. ૭ ). ૩. પ્રાકૃતિક બ્રહ્માના યુગને અંતે થતો પ્રલય અને ૪ આત્યન્તિક–મુક્તિ–બ્રહ્મનો જીવત્વ ઉપાધિવાળાં ભૂતોનો સાક્ષાત્કાર. આ ચારે સંહાર કાળની સ્વાભાવિક ગતિ ગણાય છે. ( नित्यो...लयः। कालस्य गतिरीदृशी ભાગ૦ ૧૨–૪–૩૮ ) આમાંથી નૈમિત્તિક સંહાર–નિરોધ દશમ સ્કંધમાં નિરૂપાયો છે. ભાગવતકારે કંસાદિનાં દુષ્કૃત્યોથી થયલો પૃથ્વીનો ભાર ઉતારવા શ્રી કૃષ્ણે લીધેલો અવતાર, તેની લીલા ત્રણ ભાગમાં વહેંચી છેઃ ૧ જન્મ અને ગોકુલલીલા, ૨ મથુરાલીલા, અને ૩ દ્વારકાલીલા.૩૫ અધ્યાય સુધી ૧ લી; ( ૩૬ મો.) અક્રૂરસ્તુતિ; ૨ જી ૩૭–૪૯ અધ્યાય મથુરાલીલા; અને ૫૦થી૯૦ અધ્યાય દ્વારકાલીલા. અ.૧–૪ કૃષ્ણજન્મકથાનો પ્રસંગ: અ.૬–૧૪ બાલ્યલીલા પાંચ વર્ષ પર્યંતની; અ.૧૫–૨૦ નવ વર્ષ પર્યંતની પૌગણ્ડલીલા: અ. ૨૧–૩૯ પંદર વર્ષ પર્યંતની વ્રજમંડલમાં કૈશોરલીલા; અ.૪૦ વૈષ્ણવી અદ્‌ભુત દર્શનથી અક્રૂરસ્તુતિ;અ.૪૧–૫૧ માથુરી યૌવન

લીલા: અને અ. ૫૨-૯૦ દ્વારકાલીલા. દશમસ્કંધ બે ભાગમાં વહેંચાયલો છે: પૂર્વાર્ધ ૧-૫૧; ઉત્તરાર્ધ ૫૨-૯૦. આ ૧૧ મી લીલામાં કૃષ્ણ જન્મનો ઉપક્રમ, બ્રહ્માદિ દેવોની સ્તુતિ; શ્રીકૃષ્ણજન્મ અને કંસની ગોકુલના બાલમાત્રને હણાવવાની અપશ્રેષ્ટા, વાસુદેવ-નંદનો મિલાપ અને પૂતનાવધ એમ ૭ અધ્યાય સમાવાયા છે. ]

પા. ૧૨૮-ક. ૧-૬. ૧. નિરોધ-૮ મી લીલા. ૨. ભગવાન-ષડ્ ઐશ્વર્યથી સંપન્ન : ऐश्वर्यस्य समग्रस्य धर्मस्य यशसः श्रियः । ज्ञान-वैराग्ययोश्चैव षण्णां भगमितीरणा સર્વ પ્રકાનું ઐશ્વર્ય, ધર્મ, અર્થ, શ્રી, જ્ઞાન, વૈરાગ્ય, એ ૭ ભગવાળા. "ધર્મ અને સર્વે પ્રકારનાં ઐશ્વર્યોનું આશ્રય સ્થાન" અન્ય: મચ્છ, કચ્છ, વામનઆદિ. અંશકલા-શ્રી વિષ્ણુકલાના અંશરૂપ, સોળે સોળ કલાઓનો વિકાસ નહીં. ચોક્કસ કલાનું નિયમન એમાં ખરૂં. વલ્લભી વૈષ્ણવો રામને મર્યાદાપુરૂષોત્તમ કહે છે અને કૃષ્ણને પૂર્ણપુરૂષોત્તમ, કારણ તેમાં સોળે કલા વિકસેલી. ભાગ૦ સ્કં. ૧. અ. ૩ શ્લો. ૨૮ एते चांशकलाः पुंसः कृष्णस्तुभगवान्स्वयम् । બોપદેવ તેથી કૃષ્ણાવતારને મહત્તમ જેમાં કોઇયે શક્તિ વિલુપ્ત થઇ નહતી એવો અવિલુપ્ત શક્તિવાળો પૂર્ણાવતાર કહે છે. હરિ૦, અ. ૧૦, શ્લો. ૫. ( અ. ૧ લો.) भगवान्भूतभावनः...विश्वात्मा...अ. १. ३ । ૩ બોલીઇ-કહીએ ( અકર્તરી ) ૧ यस्या० तस्यावताराः कर्त्तारो हरेस्तेषु महत्तमः । कृष्णावतारस्तस्यातश्चचरितं दशमे ततम् બોપદેવની હરિલીલાના ૧૦ મા અ. નો ૫ મો શ્લોક છે. ૪ 'શ્રવણ-કાનને સુખનું આવહ-સુખ આપનાર. 'ભવ-સંસાર પ્રપંચ રૂપી રોગનું ભેષજ-ઔષધ' 'भेषं रोगभयं जयति'-રોગના ભયને જિતે તે. જુઓ ૧. શ્લો. ૪ निवृत्तर्षैरुप-गीयमानद्भवौषधाच्छ्रोत्रमनोऽभिरामात् । क उत्तमश्लोकगुणानुवादात्पुमान्विर-ज्येत विना पशुघ्नात् ॥ ૫ કવણ-કોણ 'સાંભલે'. લાધુ-લાધ્યો. 'જો સાન ઘટમાં-દેહમાં હોય તો એવો કીયો કાનવાળો મનુષ્ય છે કે જે હરિગુણ ન સાંભળે ?' સાન-બુદ્ધિ. ૬ કહિતાં-કહેતાં. વિરમઇ-વિરમે, જે વનમાં પશુના હંતા-કસાઇ છે ( पशुघ्नात् ), હિંસાદિ

ક્લેશથી જેની બુદ્ધિ કુંઠિત થઈ ગઈ છે એવો વ્યાધ-કસાઈ જ કૃષ્ણકથા કહેતાં-ગાતાં અટકે; તેમ બીજા જે નર એવા વિષયોના ભાવને પોષતા હોય, આત્મઘાતિ હોય તે વિરમે ' બાકી તો મુક્ત, મુમુક્ષુ અને વિષયી એ ત્રણે સાધકો જો તેમના ઘટ-દેહ-માં સાન હોય તો તે કૃષ્ણકથાથી તૃપ્તિ સંતોષ પામી, આત્મતૃપ્ત થઈ, પ્રભુપદમાં સંલગ્ન થાય.' ઇશૂં-એવી રીતે 'આત્મહનનના ભાવને પોષે.' બીજું૦-' તૃપ્તિ પામે' એ સાથે પણ લેવાય છે.

પા. ૧૩૦. ૭-૧૧. ૭. ' રૂપઇ' જોઇએ. પરીક્ષિત રાજાએ પાંડવ વંશને તારનાર નૌકા રૂપી કૃષ્ણના અવતાર વિષે પૂછતાં, ( અ. ૧. ૧-૧૪, બ્રહ્માએ પોતાને શરણે આવેલી ભારાક્રાન્ત પૃથ્વી, અને અન્ય દેવતાઓ સાથે વિષ્ણુ સમીપ જઈ સ્તુતિ કરતાં વસુદેવને ત્યાં અવતરવાનું વચન મેળવ્યાનો પ્રસંગ શુકદેવ કહે છેઃ અ. ૧. ૧૫-૨૫. રાવઇ-રાવે, ફર્યાદે. ૮ દુષ્ટનુ-અત્યાચારી રાજાઓ અને અસુરોનો. ૯ પરશંસા-( તેના કર્તવ્યનાં ઉત્સાહી ) વખાણ. ૧૦ હોઇ-એ, બલરામ અને કૃષ્ણ રૂપે અવતરવાની સંજ્ઞા.

પા. ૧૩૦-૨. ૧૨-૧૯. ( અ. ૧. ૨૬-૩૬ ) ૧૩ કંસ. લગ્ન પછી સાસરે ' બેનને વળાવવા સાથે ગયો.' બિહુનનઈ ( सं. भगिनी ). ૧૪ એહનુ-દેવકીનો ( શ્લોક ૩૪ ). ૧૫ ' ફૂણ' ૧૫-૧૮ કવિનો કલ્પિત વધારો. " કંસે એ વાણી સાંભળી (નિશ્ચય કર્યોઃ) વિષના ફળ-( દેવકીના આઠમા ગર્ભ )થી મરવાનાનો ભય ઝઝૂમતો રાખવાને બદલે એ વિષના વૃક્ષ( દેવકી )ને જ હું વાઢીશ; આઠેને મારવાનું પાપ કોણ લે ? એક દેવકીને માર્યે સઘળોયે સંતાપ ટળે." ' એક મારિ'- એક મારમાં, એક વધમાં' ( ' એક' વિશેષણને વિશેષ્ય ' માર' ને લાગેલો સપ્તમીનો પ્રત્યય ' ઇ' લાગ્યો છે. સતી સપ્તમી ) ( સર૦ मूलि विणट्ठइ तुंबि णिहे सुक्कइं हेम० ૮-૪-૪૨૭ ) ૧૬ રીસ-રોષ. ' અસિ-ખડ્ગ કાઢયો.' બહુનેવીનઇ-( બેનના વરને ) વસુદેવને ' દેવકીનો જીવ જવાનો સંશય થયો.' સાલાની-કંસની.

સુખડી–લગ્ન પતતાં પીયરીયાં પુત્રીને વળાવામાં–સાસરવાસામાં ખાવાનું વગેરે આપે છે તે; 'કંસ–સાળો સાસરવાસામાં જે શિરચ્છેદ રૂપી હકશાઈ આપવા ઉઠચો તે જોઈ.' ૧૭ વિમાંસઇ–( ચિંતાતુર થઈ ) વિચારે. " કોહિંબડિ–કોહાના ઝાડને જ આગ લાગી ( કોઠાં–દેવકીના ગર્ભ–થી મરવાની આકાશવાણી, ત્યારે કોઠીને જ વાઢવાની તત્પરતા ), જુઓ આ એક કર્મ–ભાવીનો–નિષેવ–ખેલ, રમત." પરિહાસ૦–(વિધિની) મશ્કેરી કેને કહું: ' જ્યાં વાડ પોતે જ ચીભડાં ખાવા મંડી પડે, ' ત્યાં કોને ફર્યાદ કરવી રહી. ( माता यदि विषं दद्यात्–સુભાષિત ). યુક્તિ–( અહીં જડસા સાથે બળ ચાલે તેમ ન હોવાથી ) સમજાવટ, હિકમતભર્યા વચનથી. પ્રીછવૂં–સમજાવું. સામ–મીઠું મીઠું બોલી સમજાવવાની યુક્તિ. વિણુસઇ–વણુસે, નાશ પામે. ૨ આ વૃદ્ધ ચાણાક્ય નીતિશાસ્ત્રનો શ્લોક છે. प्रस्ताव०–પ્રસંગે શોભે એવું વચન; જેવો કાર્યપ્રસંગ તેવું પ્રવાહને ઉચિત વચન. सद्भाव०–ભલમનસાઈભર્યું. आत्म०–પોતાની શક્તિ મર્યાદા ને યોગ્ય ક્રોધ. હદથી જયાદા ક્રોધ કરતાં તેને ન પહોંચા વળાતાં વિમાસવું પડે. यो०–कुर्वाणो न विनश्यति એવો એક પાઠ છે.

પા. ૧૩૨. ૨૦–૨૬. ૨૦–૨૫ જુઓ અ. ૧. શ્લોક ૩૭-૪૫. ભણઈ–કહે: એણુ–ઈં જૂની ગુજરાતીમાં ' આ ' ને ' એ ' ના પર્યાય રૂપે ' એણ ' વપરાય છે; ' ઇ ' સપ્તમીનો પ્રત્યય સંસ્કૃત વાક્ય-શૈલી અનુસાર વિશેષણ ' એણ 'ને લાગ્યો છે. ઘટઇ–શોભે; श्लाघनीय-गुणः...सकथं भगिनीं हन्यात् स्त्रियमुद्वाहपर्वणि ३७ । ૨૨ છેહુ–અંત. છાંડઇ–( वासांसि जीर्णानि–ગીતા ) ૨૩ ષડમાંકડી–( व्रजंस्तिष्ठन्पदेकेन यथैवेकेन गच्छति । यथा तृणजलौकैव देही कर्मगतिं गतः ॥ ४० । ખડમાંકડી જેમ આગલા બે પગ આઘા–આગળ ( અગ્રે ) ધરે–મૂકે અને તે દૃઢ થાય ત્યાર પછી જ પાછલા બે ઉદ્ધરે–ઉપાડે અને આગલા જોડે માંડે, એમ કરીને તે આગળ વધે, તેમ જીવ એક ખોળીયું છોડવા અગાઉ બીજામાં સ્થિર થયા પછી જ પહેલું ખોળીયું છોડે.

**૨૪ માંહોમાંહિ**–અંદરઅંદરનો, એક જીવનો બીજા જીવ સાથેનો, પરસ્પર. **કૂઅડઈ**–કૂવામાં. **જાણે૦** જ્યાં સુધી કૂવામાં એક અંધ પડયો રહે છે ત્યાં સુધી કૂવાની મર્યાદા બહારની સ્થિતિને અનુભવી શકતો નથી, પણ તેને સ્વરૂપનું ભાન કરાવનાર કોઈ કૂવામાંથી બહાર કાઢે અને બંધનમાંથી છૂટે તેમ સ્વસ્વરૂપ–પોતે બ્રહ્મરૂપ હોવાનું ભાન દેહીને ન થાય ત્યાંસુધી કૂવારૂપી દેહબંધનમાં અમુંઝાતો, બંધાયલો રહે. **૨૫ સ્વપનપદારથ**–સ્વપ્નમાં જોયેલા પદાર્થો જાગતાં નાશ પામેલા જણાય છે, એમ આ સહુ સંસાર સ્વપ્નદર્શનની માયા જેવો નાશવંત અનુપયોગી છે. ' શરીર પડે, પણ જીવ–હંસ–આત્મા અવિચલ, સનાતન છે. ' **પ્રીછવીઉ**–ભાગવતકાર, કંસ આવાં વચનથી ન સમજ્યો એમ કહે છે. (અ. ૧. ૪૬) **૨૬** વસુદેવે ' બુદ્ધિબલોદય ' (૪૮)-સામનો બીજો માર્ગ કાઢયોઃ **એહ**–વસુદેવ. **સમય**–પ્રતિજ્ઞા. " આ દેવકી કાંઈ તને મારનાર નથી, એની સંતતિ તને મારે એવો ભય છે, તો હું તને તે જેમ જેમ સંતતિ જણશે તેમ તેમ તેને હણવાને સોંપતો જઈશ અને તેને તું મારતો જજે, એટલે ભય જ ટળશે (૫૪). **ઠામિ**–ઘરે, દેવકી સાથે કુશળ પહોંચ્યા.

**પા. ૧૩૨–૬. ૨૭–૫૩. ૨૭ કંત**–કાન્ત, કંથ. ૨૭–૩૨ આ સંવાદ ભાગવતમાં નથીઃ अनृतादतिविह्वलः એ વિશેષણ અને ૫૮ માના સુભાષિતનો અનુવાદ સંવાદ રૂપે કવિએ બઢાવ્યો છે. **પાછા**–ખોટા, ફોક ( પાછા ખેંચી ન લેવાય ). **૨૮ સતિ**–સત્યથી. **નાગેન્દ્ર**–વાસુકી, શેષ. **૩૦** ' સત્યસમવાય " સત્ય સાથે નિત્ય સંબંધ ધરાવનાર. **૩૧ સિધિ**–સિદ્ધિ. **૩૨** " કર્મનો નિષેવ–ખેલ, " કર્માનુસાર સુખદુઃખની પ્રાપ્તિ છે. **૩૩ ઉત્સંગિ**–ખોળા સાથે અડાડેલા બે હાથમાં. **મલપતિ**–( પુત્રાને વધ અર્થે આપવા જતા છતાં, શોક ન થતાં સત્યપાલનનો હર્ષ થાય એ સૂચવાયું છે.) **જમલુ**–સત્ય રૂપી સખાને સાથે લીધો. **૩૪ ખેવ**–ક્ષણ, સમય. **૩૫ મામાના**–કંસના ( અહીં માનવનો દયાળુ સ્વભાવ દુષ્ટમાં પણ

પ્રતીત થતો દેખાડ્યો છે. ) ૩૫ હેજ–હેત; વસુદેવની સત્ય વૃત્તિ જોઈ કંસે કહ્યું: આ પેહેલા બાલકથી ભય નથી, માત્ર ૮ માથી જ છે, માટે એને પાછો લેઈ જાઓ ( અ. ૧. શ્લો. ૬૦ ) ૩૬ હેત–હેતુ. સંકેત–નારદે દેવો–યાદવો, અને નંદ રૂપે તમો-દૈત્યો-ને મારવા અવતર્યા છે, અને તું કંસ પોતે કાલનેમી દૈત્યનો અવતાર છું, એ ‘ રહસ્ય ’ કહ્યું ( અ. ૧. ૬૨–૬૪; ૬૮ ). ૩૭ સમાધિ–મનને શાન્તિ. ‘ રોગી અને શત્રુને ડામવામાં પ્રમાદ કરાય તો વિનાશ થાય. ’ ૩૮ બેહુ–દેવકી અને વસુદેવ. ૩૯ શાપ–દેવકીના ૭ પુત્રો પૂર્વ જન્મે મરિચીથી ઉત્પન્ન થયલા ઉર્ણાના પુત્રો હતા. તેમને બ્રહ્માનો શાપ હતો ( જુઓ: સ્કં. ૧૦. અ. ૮૨. ૪૭–૫૧ ). ૪૦ દેવકીના સાતમા ગર્ભ બલરામને જીવાડવા હતા. તેથી દેવેશ–વિષ્ણુએ યોગમાયાને બોલાવી કહ્યું: ‘ ગર્ભને સંવર–રક્ષણ કર ’ ( અ. ૨. ૬–૧૩. तत्संनिकृष्य रोहिण्या उदरे संनिवेशय ८ । ). ૪૩ સંકર્ષણ–દેવકીના ગર્ભમાંથી આકર્ષાયાથી ‘સંકર્ષણ’ નામ બલરામનું પડ્યું ( અ. ૨. ૧૩ ). રોહિણી તે વેળા ગોકુળમાં હતી. તેણે બલરામને જન્મ આપ્યાથી ગૂડી–ગોળ ઉછળ્યો, વહેંચાયો. ૪૪ ‘ સાતમો ગર્ભ ગળ્યો, પડ્યો. ’ ( અ. ૨. ૧૫ ). ૪૪–૫૩ કવિએ ઉપજાવેલો વિસ્તાર. કંસના મનની નિવૃત્તિ, નિશ્ચિતતાને બદલે ભાગવતકાર તેને દેવકીને તેજસ્વી જોતાં અહર્નિશ ચિંતાતુર વર્ણવે છે. ( અ. ૨. ૧૮–૨૪ ) ૪૬ નચીંત–નિશ્ચિતપણે. ૪૭ “ કંસ રૂપી કપોત આમ મોતથી ઉગર્યાનો વિચાર કરે છે ” ત્યાં કવિ કહે છે કે ‘ શ્રીપતિ કૃષ્ણ રૂપી જેને માથે ભયનો સેન ( સ્યેન–સીંચાણો ) ઝઝુમે છે તે કહે છે કે એ કેમ ઉગરે છે તે જોઉં છું. ” ઝંખઇ–ભાસ થતાં ભડકે, આલિ–નકામું. ૪૮ વિસમિ–વિષમ–વસમી. “ દૈવ આગળ બલ, બુદ્ધિ કે પ્રપંચ–યુક્તિ શા કામનાં ? ” જીવી–જીવન. ‘ જીવવાનો ઉધારો, ઉધારે આપેલાં નાણાં જેવું પરવશ–ફેક–ખોટું થવાના સંભવવાળું, પણ મૃત્યુએ તો ગાંઠડી બાંધેલી રોકડ જેવું, નિશ્ચિત. ૪૯ યમને(ની) મચ્છીમારની જાળમાં

પડેલું મીન–માછલું પાણીમાં જાળ હોય ત્યાંસુધી મરણ આવ્યા છતાં સમજી શકતું નથી તેમ. ૫૦ સાંચેલું રક્ષેલું ધન, પુત્ર વગેરે કર્મમાં નહીં રહેવાનું હોય તો દેવતાથી બળી જાય. ( सुरक्षितं दैवहतं विनश्यति, ) જો કર્મમાં રહેવાનું હશે તો ભર માર્ગમાં પડયા છતાં કોઈ ઉપાડી નહીં શકે અને મળશે ( अरक्षितं० ) વનથુ–વનમાં વગર રક્ષણે રહ્યો થકો. ઘરથુ–ઘરમાં રક્ષણ, સારવાર પામતો થકો. ૫૧ કોમળ નલિનીએ –કમલે અગ્નિથી બચવાને વન–જલમાં નિવાસ કર્યો, છતાં ત્યાંય હિમના, દાહ–અગ્નિ–થી તે બળ્યું.'

પા. ૧૩૬–૯. ૫૪–૬૮. ૫૪ 'દેવોના સાથને સંગાથે લેઈ ભૂમિ ઉપર જગનાથ અવતર્યા.' આપણપઇ–સ્વયં. ૫૫–૫૭ કવિકલ્પિતવિસ્તાર. સંદેહ–શંકા, સંશય: 'અલ્પ ઉદરમાં महतो महीयान् ગણાતા પ્રભુ કેમ સમાણા–સમાયા ?' ઉત્તર: 'એક રતનમાં પુષ્કળ ધનનિધિ સંચિત થયો છે, વડના બીજમાં વડ રહ્યો છે તેમ.' રાખિ–રાખ–ભસ્મ–થી. ૫૮ દેવકીને તેજવતી જોતાં કંસ ચમકયો ( અ. ૨. ૨૦–૨૪ ). ૫૯ અતિ ઉતાવળો થયો, ગર્ભાવસ્થામાં જ ગર્ભને હણવા આકળવિકળ થયો.' ૬૦ પણ 'ગર્ભને મારતાં બેન હણાશે, અને એવું નૃશંસ–મનુષ્યહત્યાનું દારુણ કર્મ મને ન ઘટે,' એ વિચારે પાછો આવ્યો ( वधोऽयं यशः श्रियं हन्ति...२१ ). ૬૧ દેવાદિની સ્તુતિ માટે જુઓ અ. ૨. ૨૫–૪૧. ૬૨ અંધારી–કૃષ્ણ પક્ષ. રોહિણી–જેમાં અશ્વિની આદિ નક્ષત્રો, ગૃહો અને તારકો શાન્ત થયાં હોય છે તે નક્ષત્ર, ચન્દ્રનું પ્રિયમાં પ્રિય ( ऋक्षं शान्तर्क्षग्रहतारकम् अ. ३–१ ). તિથિ, કરણ, વાર ભાગવતમાં આપ્યાં નથી. ૬૩ ઊજડી–( ઉત્ + જડ ) જડ ઉખડી ગઈ, ટૂટી પડી. અહીં કવિએ અ. ૨ નો ૪૯ મો શ્લોક વચ્ચે પૂર્યો છે. ૬૪ ચતુર્ભુજ કૃષ્ણસ્વરૂપ–વર્ણન જુઓ तमद्भुतं...અ. ૩. ૯–૧૦. ૬૫ બાપ–વસુદેવે અને મા–દેવકીએ કરેલી સ્તુતિ ( અ. ૩. ૧૩–૨૩; ૨૪–૩૧ ) તથા દેવકીને ભગવાને

તેમ પૂર્વ અવતારની અને પોતે તેને પેટે કેમ અવતર્યા તેની કહેલી કથા ( ૩૨–૪૫ ) અને ગોકુલમાં નંદને ઘેર મૂકી આવવા કરેલી સૂચના ( ૪૬ ) એ ભાગ કવિ છોડી દે છે. **બાલિક૦**–ચતુર્ભુજ સ્વરૂપે અવતરી બાલક થયા ( ૪૭ ). ૬૬ **બેટી**–યશોદાથી પુત્રી રૂપે અવતરેલી યોગમાયાને કૃષ્ણ સાથે ઉલટપાલટ–અદલાબદલી કરી. **પાહરી**–(सं प्रहरिन्, પ્રહર ઉપરથી ) કેદખાનાનો પહેરો ભરનારા. ૬૭ ' પગ તળે પગ મૂકી, દબાવી બીજા પગથી ચીરવા જતાં કન્યા છટકી આકાશે પહોંચી.' ભાગવતમાં દેવકી પુત્રીને બચાવવા કંસને આર્જવ કરે છે ( અ. ૪. ૪–૬ ), પણ કંસ તે ન ગણકારતાં તેને ખેંચી લઈ ચીરવા ધાય છે ( ૭–૮ ). ૬૮ " હે મૂષક–ઉંદર ! હરિ રૂપી વ્યાલ–અજગર તાહરો કાળ આ ભૂમિમાં કયારનોયે અવતર્યો છે."

**પા. ૧૩૯–૪૧. ૬૯–૭૭** " લોહડાં--બેડી ભાંગી વસુદેવ–દેવકીને છોડી મૂક્યાં." ' દેવકીને પાયે લાગ્યો.' **ક્ષમિ**-ક્ષમા કર (આજ્ઞાર્થ). क्षमध्वं मम दौरात्म्यम અ. ૪. ૧૫–૨૩. ૭૦ **ધર્મ**–ધર્મશાસ્ત્રનાં મનની સમાધાનીનાં વચનો. ( અ. ૪. ૨૫–૨૭ ) ૭૧ કંસની ચિંતા માટે જુઓ અ. ૪. ૧૯–૨૪. " અંગૂઠે મૂકેલી આગ–ઉડેલો દારુ જેમ રોમેરોમ પ્રસરે તેમ વેરી ઉત્પન્ન થયાનું ભયવચન અંશમાત્ર હોવા છતાં ભડભડ કાયાને અચિંતિત રીતે બાળવા લાગ્યું." ૭૨ "વ્યાધિ-ગ્રસ્ત મનુષ્ય નિદ્રા ગુમાવે તેમ ભય આધિત્રસ્ત કંસ નિદ્રાથી રહિત થયો." ૭૩ **તેલ**–ઉત્સાહ રૂપી તેલ ખૂટતાં આત્મદીપ પ્રતિક્ષણે ઝાંખો થવા લાગ્યો.' ૭૪ **કલા**–અવયવો ક્ષીણ, નિરુત્સાહી થાય તે. ૭૫ **કાલમુહુ**–કાળમોઢો, કાળના મોંમાં સપડાયો. ૭૭ કંસને દૈત્યોની ઉશ્કેરણી: અ. ૪. ૩૦–૪૨. અને કંસની પ્રેરણાથી બ્રહ્મહિંસા અને સાધુ પુરૂષોના નિકંદન અર્થે દૈત્યોનું દિશાઓમાં પ્રયાણ ( અ. ૪. ૪૩–૪૬ ).

**પા. ૧૪૧–૨. ૭૮ મંદ**–મંદ બુદ્ધિવાળો. **જાધલા**–( મરાઠી સંસ્કાર ) જોયો, ફેલાયો. **અંતરિ**–અંતરિક્ષમાંથી. **શૃંગારિ** ( બહુ

વચન. શૃંગાર+ઇ ) શણગારો. સારી ( સં. સૃ. સજી. ) જુઓ અધ્યાય ૫ મોઃ નંદને પુત્રજન્મથી આનંદ અને માણેલો મહાઉત્સવ; તેમ વસુદેવની નંદને કંસથી ચેતતા રહેવાની ચેતવણી.

પા. ૧૪૨-૮ ૭૮-૧૦૮ અ. ૬ જુઓ. બકી-પૂતના ( ભાગવતમાં તે કંસની બેન તેમ બકની પુત્રી વા બેન હોવાનો ઉલ્લેખ નથી. 'દેવકીના પુત્રને વિઘ્ન-હાનિ કરવા.' ૮૦ રૂપ૦ આકર્ષનારૂં સુંદરીનું રૂપ અ. ૬. ૪-૬. લીલાં ( અવ્યય ) લીલાથી. મરિવા-અહીં કવિ પૂતના મરવા આવ્યાનું સૂચવે છે. ૮૨ બોલાવા-જોવા અને રમાડવા. ૮૩ રલીઆત-રલી-પ્રસન્નતાભર્યું. ૬. कर्तरी કાતી કરવત કે છરી. ૮૩ માસી-યશોદાને 'બેન' કહેતી આવ્યાથી માશી. મન-હણવાનો દુષ્ટ હેતુ. ઊલખ્યૂં-ઓળખ્યું, કળ્યું. હરખ્યા-હાથે કરીને વધ કરવા યોગ્ય દુષ્ટ હાથમાં આવ્યાથી ખુશી થયા. આસના-આસન્ન, નિકટ. ૮૫ 'વિરાંસઇ-ભરોંસે, વિશ્વાસમાં દોરડો જાણી સાપને ખોળામાં લીધો.' ૮૬ 'વદન-ઇ-માં મોંમાં પગનો અંગુઠો ઘાલેલા કૃષ્ણ.' પરહુણુ-પ્રાઘૂર્ણ, પરોણો. જાણે-જેમ. ૮૭ હાલાહલ વિષથી ભરેલા સ્તનની દીંટડી. ૮૮ જાણે ઘટમાં-શરીરમાં શાકિની-પિશાચિની વળગી હોય અને વછોડતાં નવ છૂટે તેમ કૃષ્ણે તેને એવી તો સજ્જડ બાહુપાશમાં લીધા કે જેથી પુતનાએ ઘણા ઘણા પ્રયાસો તેને વછોડવાને કર્યા પણ ન જ છૂટયો. 'મૂક, મૂક' (આજ્ઞાર્થ) ૮૯ વિરાંસી-વિશ્વાસમાં ભૂલી. ઉપાયૂ-ઉપજાવ્યું. મારણુ-મારણ-ઈ, મારણ અર્થે, મારવાને. ૯૦ શોકી-શોષી. સાત-ઈ-અસ્થિ, માંસ, વગેરે સાત, જીવને ટકાવનારા મુખ્ય અંશો, ધાતુઓ. "જેમ કોઠું આખુંયે ગળનારો હાથી વિષ્ટાભેળું કોઠું આખુંયે પાછું કાઢે છે, પણ તેનો અંદરનો ગર્ભ શોષી લે છે, તેમ પૂતના જો કે દેહે આખી રહી, પણ તેનું અંતઃકરણરૂપી સત્વ કૃષ્ણે ચૂસી તેને નિઃસત્વ કરી. ૯૧ પૂતનાએ મરતાં દેહ મોટો મસ વધાર્યો, તેની છાતી ઉપર જાણે ગિરિ

ઉપર શિવલિંગ શોભે તેમ કૃષ્ણ વિના ડગ્યે–ચસ્યે સોહી રહ્યા. ૯૩ અહીં ' ગોપાલોએ ઉંચા ચડી બાલ–કૃષ્ણને ઊતાર્યાં ' એમ છે, પણ ભાગવતકારે પૂતનાની દેહવૃદ્ધિ વર્ણવી નથી, અને गोप्यस्तूर्णं... जगृहुर्जातसंभ्रमाः અ. ૬. ૧૮ કહે છે. પછી યશોદાને રોહિણીએ તેનાં બારમાંના પ્રત્યેક અંગમાં તેમ ગતિ આદિમાં રક્ષા અર્થે, દેવોની પ્રતિષ્ઠા કરી અ. ૬. ૧૯–૨૯. ૯૪–૯૫ કવિકલ્પિત મનુષ્યપ્રકૃતિવર્ણન. ' નંદનો પોતાનો ધર્મ સબળો કે જેથી આ બાળક મહા ઘાતમાંથી ઊગર્યો. ' ખડી૦–એક ગોપી રાખ, વાળ વગેરે વસ્તુઓની 'ચાપડી' નાની શીક પોટલી કરી રાખડી ( રક્ષા કરનાર ) હાથે બાંધે, અને બોલેઃ ' જગનાથ આપણને તૂઠયો કે જેથી વિઘ્નની, અંતરે–મધ્યે પણ આડો હાથ દીધો અને બાલકને ઊગાર્યો. ' ૯૬ ઉવેખ્યુ–( જેના દેહમાંથી નીકળેલા પરિમલે સુગંધિએ ) અગરને ય ભૂલાવ્યો. ( અ. ૬. ૨૪ ); ૯૭ સરખાવોઃ " જેના સ્તનનું પાન કૃષ્ણે કર્યું એ રાક્ષસી માતાને યોગ્ય મોક્ષગતિ પામી તો જેના સ્તનનું કે દૂધનું પાન તેઓ નિત્ય કરતા તે ગોપીઓ કે ગાયોને મોક્ષ મળે તેમાં શું આશ્ચર્ય ? જે કૃષ્ણને જોવાથી જેનાં સ્તનમાંથી દૂધની શેર ફૂટતી અને તે પુષ્કળ પીતા, એવી પુત્ર રૂપે જોનારી ગોપીઓને સંસારમાં પુનઃ આગમન સંભવતું નથી. " અ. ૬. ૩૩–૪૦. ૯૮ ૯૮ થી ૧૦૭ ( શ્લો. ૭–૮ ) એ અંશ કવિએ સ્વયં બઢાવી, ભગવાનની ભક્ત પ્રત્યેની પ્રીતિ ઉંડા અંતરથી વર્ણવી છે. ' ભક્તનું ઉચ્ચ કુલ છે કે તે ક્રિયા–કર્મનું પાલન કરે છે કે નહીં, ' એ ભગવાન જોતા–વિચારતા નથી, તેની ઉત્કૃષ્ટ ભક્તિ જોઈ ઉચ્ચ ગતિ સત્વર દે છે. ' રાક્ષસ રાવણને રેંહેંસીને વાઢીને. ' ૯૯ સારે–પૂરાં કરે. " પ્રલ્હાદ ભક્ત હતા, એટલે તે અસુર છે, ઉતરતા કે દુષ્ટ વર્ગનો છે એમ ગણી તેને ઉવેખ્યો ( અવગણ્યો ) નહીં, પણ સદા સ્થિર પદે થાપ્યો. " ૧૦૦ પરિભવ–યાતના, સંતાપ ( મરણ પછીના ). જે ભક્ત ભગવાન સાથે ખાસ વૈર આદરે તે, મોક્ષ સત્વર પામે છે. ( જુઓ સ્કં. ૩.

અ. ૧૬. ૨૬ જયવિજય પોળીઆને શાપવાને ભગવાને કહેલું વચન: तावः संरम्भसंभृतसमाध्यनुबद्धयोगौ भूयः सकाशमुपयास्यत आशु–વેરથી પ્રેરાયલાના–ક્રોધના વેગથી વૃદ્ધિ પામેલી ચિત્તની એકાગ્રતાથી જેણે દઢ યોગ માર્ગ સાધ્યો છે, એવા તેઓ સત્વર મારી પાસે આવશે. ) ૭ क्रोधो वि. 'ભગવાનનો ક્રોધ એ વર–વરદાનના જેટલો જ શક્તિ-વાળો છે.' ૧૦૪ 'સંતને ( મોક્ષનો દેનારો ) દાતાર;' 'દીન અને અનાથને ઉદ્ધારનાર નાથ, આધાર' શરણ્ય–જે દીનોને શરણે રાખે તે. અનંત–વિષ્ણુ, અગર જેના ગુણોનો અંત ન જણાય તે. "મઝ–મને ( કવિને પોતાને ) સમ્યક્ જોતાં-વિચારતાં એ સહી નિશ્ચિત લાગે છે કે હરિના સમોવડ-ઇ-બરોબરી-માં, અન્ય કોઇયે સમર્થ–શક્તિ-શાલી નથી." ૧૦૬ આયાસ–શ્રમ, અફળ મહેનત; ભક્તિ કરતાં જે મહેનત પડે તે, કદિ અફળ જાય જ નહીં. ૧૦૭ ઉલગુ–ઓળખો. અનેરા–અન્યન્ય અસાધારણ. ૮ विगत० જેનો રાગ પ્રીતિ–મમતા જતો રહ્યો છે તેવા; परज्ञा–પરબ્રહ્મને જાણનારા. हत० જેનાં કિલ્મિષ–પાપ હણાતાં, ચેતનાને પામ્યા છે તે. તેને માનું સ્તન-પાન ફરીથી પીવાનો વારો, જન્મવાનો સમય નહીં આવે.

## કલા ૧૨ મી, દશમ અ. ૭ થી ૪૪;૮ મી નિરોધ લીલા

[ આમાં પાંચ પ્રકરણોનો સંક્ષેપ છે: શ્રીકૃષ્ણની બાળલીલા અને તેમાં વિઘ્નો નાંખનારાં દાનવદાનવીઓના સંહાર, ગોપકુમારીઓ અને ગોપીઓ સાથે ખેલેલા બાલખેલ અને રાસલીલા, કંસના નિમંત્રણથી ધનુર્ભંગ મખ માટે મથુરાપ્રયાણ, માર્ગમાં અક્રૂરને અદ્ભુત પ્રભુ-દર્શન અને મથુરામાં ધનુર્ભંગ મખને અંગે મલ્લાદિ અને અંતે કંસનો સંહાર. આમાં કુલ ૩૯ અધ્યાયો સમાવાયલા છે, જેમાંના ૭ થી ૩૯ ગોકુળનિવાસના, ૪૦ મો અક્રૂરસ્તુતિનો અને ૪૧–૪૪ મથુરા-લીલાના છે. આમાં રાસપંચાધ્યાયી ૨૮–૩૩ મનહર અને અદ્ભુત છે.]

પા. ૧૪૮-૯. ૧-૪. અ. ૭-૮. ૨ સૂતઢ-બાલકિ-સૂતેલા બાલકે. આલિ-તોફાન. શકટભંગઃ અ. ૭. ૪-૧૬. ૨ કૃષ્ણને વર્ષગાંઠે સ્નાનાદિ કરાવી ગાડા હેઠળ બાંધેલી ઝોળીમાં સૂવાડી, જશોદા આઘાં ગયાં, એટલે સ્તનપાનના નિમિત્તે પગ પછાડી તેણે ગાડું જ ઉથલાવ્યું, એટલે કે તેમાં રહેલા શકટાસુરને હણ્યો. બાળકનું આ પરાક્રમ કોઈ કળી ન શક્યું અને પીડા ટળવા માટે દેવાર્ચનાદિ કરાયાં. તૃણાવર્ત ( तृणवत सकलं विश्वं आवर्त्तयति ) ચક્રાકારે ઘૂમતો વંટોળીઓ. જશોદાએ ભાર લાગવાથી કૃષ્ણને ભોંયે મૂક્યા; એટલામાં તૃણાવર્ત દૈત્ય આવી પવનના સપાટામાં તેમને ઉપાડી હરી ગયો; કૃષ્ણે તેને ગળેથી જ ઝાલ્યો અને હેઠો પટક્યો. કૃષ્ણ પુનઃ નિર્વિઘ્ને ઊગરતાં ગોપગોપીઓ આશ્ચર્યચકિત જ થયાં. અ. ૭. ૧૮-૩૭. ૩ અ. ૮ વસુદેવે રામકૃષ્ણના નામકરણસંસ્કાર અર્થે યાદવોના પુરોહિત ગર્ગાચાર્યને નંદઘેર મોકલ્યા. તેમણે ખૂબીથી કૃષ્ણ વસુદેવનો પુત્ર છે એમ કહ્યું, પણ નંદ તે સમજ્યો નહીં. ગર્ગે બલરામનું નામ પાડતાં કહ્યુંઃ रमयन् सुहृदो गुणैः आख्यास्यति राम इति बलाधिक्याद्बलं विदुः। અ. ૮. ૧૨; અને કૃષ્ણ નામ પાડતાં કહ્યુંઃ 'સત્ય, ત્રેતા અને દ્વાપર એ યુગોમાં આના ત્રણ, ( શુક્લ રાતો અને પીળો ) વર્ણ થઈ ગયા गृह्णतो अनुयुगं तनूः...इदानीं कृष्णतां गतः १३ ) હવે કલિયુગમાં કાળો વર્ણ થયો છે; અને તે વાસુદેવ કહેવાશે ( प्रागयं वसुदेवस्य क्वचिज्जातस्तवात्मजः १४ ) જુઓ અ. ૮. ૧-૨૦. બલરામ અને કૃષ્ણના વાછડાં સાથેના ખેલ, ગોપીઓનાં ગોરસો ભાગવાની, દહીંદુધ વાંદરાં અને છોકરાંને ખવડાવી દેવાની અને ડાહ્યાડમરા થઈ નિર્દોષભાવ દાખવવાની રમત, એ ભાગ ( અ. ૮. ૨૧-૩૧ ) કવિ છોડી દે છે. ૪ આલિ-તોફાન. ગોપબાલકોએ એક દિવસ કૃષ્ણે માટી ખાધાની ફર્યાદ જશોદાને કરી; કૃષ્ણે પોતે તે ન ખાધાનું કહ્યું. માએ મોં ઉઘડાવી જોતાં વિશ્વરૂપનું તેમાં દર્શન થયું અને આભી થઈ થંભી જ ગઈ ( અ. ૮. ૩૨-૪૩ ). આઠ વસુમાંનો દ્રોણ વસુ નંદરૂપે અવતર્યાની ઉપકથા ૪૭-૫૨ કવિએ છોડી છે.

પા. ૧૪૯–૫૦. ૫–૧૨ ૫ સૂખડાં–આનંદ. 'ઘૃત અને માખણથી માંકડાને પોષે.' ૬ માચ૦–'મહી વિરોલિ' (જોઇએ). મહા-દહીં (સં. मथित) વિરોલિ–વિલોલઇ, વલોવે. ૫–૯ એક વાર દહીં વલોવતાં કૃષ્ણે આવી ગોળીનો રવૈયો પકડયો, યશોદાને પ્રેમ આવ્યો અને સ્તનપાન કરાવવા છાતીએ લગાડયો; ત્યાં દૂધ ઉભરાતું જોયું, એટલે હેઠો મૂકી ચૂલા પાસે ગઈ, કૃષ્ણ ચીડાયા અને પાસે પડેલા પથ્થર વડે દહીંનું માટલું ફોડયું, અને નાઠા (અ. ૯. ૧–૯). જશોદા ચીઢાઈ, દોડતી દોડતી પાછળ જઈ તેને દામ–દોરડાં વતી ખાણીયા સાથે બાંધવા મથન કર્યું, પણ તે ન બંધાયા, અને દોરડાં ગમે તેટલાંયે લીધાં પણ પૂરતાં ન થયાં. આખરે તે માની દયામણી સ્થિતિ જોઈ બંધાયા, ને ભક્ત-વત્સલતા સિદ્ધ કરી, (અ. ૯. ૯–૨૧). ૭ દામણાં–દોરડાં. બાંધણમાનઇ (સં. बध्यमाने) જેમ જેમ બાંધતા જાય તેમ તેમ માપમાં વધતા જાય. ૮ આપણપૂં–પોતાનો દેહ. ૧૦ કૂબેરના બે યમલ જોડિયા-પુત્રો અર્જુન કૈલાસના ઉપવનની ગંગા નદીમાં વારુણી પી સ્ત્રીઓ સાથે નિર્વસ્ત્ર જલક્રીડા કરતા હતા; નારદે એ અંધ અને લજ્જા-રહિત ગુહ્યકોને જોયા, (અ. ૧૦. ૨–૮) અને તેમણે શાપ દીધોઃ 'તમે દુર્મદ અંધકારમાં ડૂબી પોતાનું નિર્વસ્ત્રપણું દેખતા નથી, માટે સ્થાવરતા–વૃક્ષપણું પ્રાપ્ત કરો. સો દિવ્ય શરદ ઋતુઓ વીતતાં શ્રી વાસુદેવની સાનિધ્યમાં તરત સ્વર્લોકતા મેળવી વસો (અ. ૧૦–૮–૨૧). શ્રીકૃષ્ણ ગોકુળમાં વૃક્ષ થયલા આ બે 'યમલાર્જુનો'ને છોડવવા એ બે વૃક્ષો વચ્ચેથી બાંધેલા ખાણીયા સાથે દોડતા દોડતા પસાર થયા અને ખાંણીયો અડફટમાં આવતાં એ બેય વૃક્ષો કડકડાટ તૂટયાં અને ગુહ્યકો સ્વસ્વરૂપ( માનવ રૂપ )ને પામતા કૃષ્ણને વંદન કરી કૈલાશે સંચર્યા (અ. ૧૦. ૨૨–૪૩). ૧૦ લીલાં–રમતમાં. તવઇ-સ્તવે. ૧૨ દામોદર–દામન–થી જેનું ઉદર બંધાયલું તે.

પા. ૧૫૦–૧. ૧૩–૧૯. ૧૩ વત્સક (અ. ૧૧) શ્રીકૃષ્ણ અને બલરામં વિવિધ બાલચષ્ટાઓથી માતા અને ગોપીઓનાં મન-

રંજન કરતા હતા, પરંતુ ઉત્પાતો થતાં ભય આવતાં, એ નિવારવા ઉપનંદન ગોપની સૂચનાથી નંદાદિ ગોવાળો ને ગોવાળણીઓ સાથે વ્રજમાં રહેવા ગયા. ત્યાં એકદા રામકૃષ્ણ યમુનાતટે ગોવાળોને ઉચિત વૃષભખેલ ખેલતા હતા તેવામાં વત્સાસુર વાછડો બની આવ્યો, કૃષ્ણે તેને સંહાર્યો (અ. ૧૧. ૪૧-૪૪) બગ-બક. પછી એકદા જલાશયમાં રામકૃષ્ણ ક્રીડા કરતા હતા ત્યાં બક-બગલો બની એક અસુર આવ્યો, ચાંચથી કૃષ્ણને ઉપાડયા અને એક શિખરવતી મારવા તત્પર થયો. તેને પણ કૃષ્ણે યમધામ પુગાડયો ( ૪૬-૫૧ ). અઘાસુરવધ ( અ. ૧૨. ૧૪-૩૩ ) કવિ છોડે છે. **૧૪-૧૬ કપટઈ**-છૂપા વેષથી ( અ. ૧૩. ૫-૧૩ ) એકદા મધ્યાહ્ને નદીની રેતી પર ગુંછળાં વળી, પરસ્પર ગોષ્ટી કરતા અને સાથેનું ભાથું આપલે કરીને ગોવાળો ખાતા હતા, ત્યાં તેમનાં વાછડાં દૂર જંગલમાં ચાલ્યાં ગયાં અને અઘાસુરના વધનું પરાક્રમ જોઈ વિસ્મય પામેલા બ્રહ્મા કપટવેષ લઈ ત્યાં આવ્યા અને કૃષ્ણનાં વધુ પરાક્રમ જાણવા વાછડાંને પહેલાં અને પછી ગોવાળોને અછક કર્યાં. **નીપાયાં**-નીપજાવ્યાં. કૃષ્ણે આ સહુની ખોટ તેના માલિક અને માબાપોને ન લાગે તે માટે બ્રહ્મા જેવાં લેઈ ગયા હતા તેવાં જ વાછડાં અને ગોવાળો સરજ્યાં, અને તે સાથે વ્રજમાં આવ્યા ( અ. ૧૩. ૧૮-૨૦ ) અને ગાયો અને ગોપીઓએ જાણે આ નવાં વાછડાં અને ગોવાળા પોતાનાં જ હોય તેમ અધિક સ્નેહથી જોવા-વર્તવા લાગી (૨૦-૨૧); તેમ કૃષ્ણે તેમની સાથે પૂર્વવત્ બાલખેલ ચાલુ રાખ્યા (૨૨-૨૭). **વરસ**-આમ વર્ષમાં પાંચ છ દિવસ ઓછા હતા તે પર્યંત ચાલ્યું (पञ्चषासु अ. १३. २८ ) એકદા બલરામે ગોવર્ધન પર્વતનાં શિખરો ઉપર ગાયો અને ગોવાળાના સમૂહને જોયાં. તેમને જોતાં જ એ સમૂહ તેમની પાસે પૂર સ્નેહથી ધાઈ આવ્યો. બલરામ આ નવા જ માયા-દર્શનથી આશ્ચર્યચકિત થયા અને કૃષ્ણને તેનું કારણ પૂછ્યું-( ૨૮-૪૨ ). બ્રહ્માએ પણ નવાં વાછડાં અને ગોવાળો કૃષ્ણ સાથે ખેલતાં જોયાં તેમ જ તેમને સર્વ ગોવાળો વિષ્ણુ રૂપ દેખાયા ( ૪૩-

૫૪ ); આવી હરિલીલાથી વિસ્મયસ્તબ્ધ થયા ( અ. ૧૩. ૫૫–૫૬ ) અને નીચે ઉતરી, કૃષ્ણને પગે પડયા અને સ્તુતિ કરવા મંડયા (૫૭–૬૪). ૧૭–૨૧ ( અ. ૧૪. ૧–૪૦ ) ઉદર–( उत्क्षेपणं गर्भगतस्य पादयोः किं कल्पते मातुरधोक्षजागसे । किमस्ति नास्ति व्यपदेशभूषितं तवास्ति कुक्षेः कियदप्यनन्तः अ. १४. १२ ॥ ) ૧૮ ક્યાંહું૦–( क्वाहं तमो महदहंखचराग्निवार्भू संवेष्टिताण्डघटसप्तवितस्तिकायः ११ । તમસ્, મહત્, અહંકાર, આકાશ, વાયુ, અગ્નિ, જળ અને પૃથ્વીથી વીંટાયલાં સાત તત્ત્વોમાં વિસ્તાર પામેલો અંડ રૂપી ઘડો, એવા શરીરવાળો હું તે કોણ ? અને केदृग्विधाऽविगणिताण्ड पराणुचर्या वाताध्वरोमविवरस्य च ते महित्वम् ११ ). હું૦– બ્રહ્મા કહે છેઃ किंत्वीश्वर त्वत्र विनिर्गतोऽस्मि १३ ) ૧૯ તૂં–હરિ ( अजानतां [illegible] त्मन्यात्मात्मना भासि वितत्य मायाम् अ. १४. १८. જેણે તારૂં રૂપ જાણ્યું નહી તેના આત્મામાં તારી પદવીને નહીં જાણનારાઓના અનાત્મામાં રહેલો તું આત્મા 'આતમપણુઇ પોતાની મેળે માયાને વિસ્તારતો ભાસે છે.' ) ૨૦ ૨૦–૨૧ માં કવિએ બ્રહ્માની સ્તુતિમાંથી પોતે તારવેલો સાર છે. કેરૂં–' મુક્તિ રૂપી પંથનું એક પગથિયું–ક્રમ તે તારી ભક્તિ છે, ને ભક્તિથી જીવ અજ્ઞાનને ત્યજે.' તારી ભક્તિ ન કરનારા ' સાલિ–ડાંગરના કુકસા ( કુશકા ) ખાંડે છે, પણ તારી ભક્તિ કરતાં માયા–સંસારજાળમાં પડી કુશકા ખાંડવાનો એક ક્લેશ–મિથ્યા શ્રમ, ઉગરે બચે છે. ૨૧ અણુસરઇ– અનુસરે. ' હેલાં–ત્વરાથી તરે.'

પા. ૧૫૧–૨. ૨૨–૨૩ ( અ. ૧૫) ૨૨ ધેનુક૦ એકદા કૃષ્ણ ને રામ વૃંદાવનમાં રમણ કરવાની ઇચ્છાથી ગયા ( ૧–૨ ) ને ત્યાં વિવિધ આનંદભરી ક્રીડાઓ કરવા લાગ્યા. ( ૩–૮; ૯–૧૯ ), તેવામાં તાલવનમાં ધેનુક ( ગર્દભવેષે ) અસુર આવ્યો અને તાલફલ લેનારા ગોવાળોને પીડવા મંડયો. બલદેવે તેમની વ્હારે ધાઈ, ધેનુકને પગથી ઉંચકી, માથા પાછળ ફેરવી, હણ્યો, અને સૌએ આનંદથી તાલફલ ખાધાં ( ૨૦–૪૧ ) કાલી–( અ. ૧૬ અને ૧૭ માના

૧-૨૦ ) યમુનાતટે ગેડીદડે રમતાં દડો ઉંડા દ્રહમાં પડયો. કૃષ્ણ લેવા તેમાં પડયા. એ કાલીનાગનો નિવાસ હતો. નાગણીઓએ વાર્યા છતાં બાલકૃષ્ણે તે નાગને દમી માર્યો. આ પ્રસંગ નાગદમણ નામે ઓળખાય છે, અને કવિ તેને એક જ પંક્તિમાં પતવે છે **૨૩ ગોકુલ**-કાલીનાગને દમ્યા પછી રાત્રિ સહુ સુખથી રહ્યા. એ ગ્રીષ્મ ઋતુ હતી. એથી એકાએક દાવાગ્નિ પ્રકટયો અને કૃષ્ણે તે શમાવ્યો ( અ. ૧૭. ૨૧-૨૫ ). **પ્રલંબ**-( અ. ૧૮ ) એકદા કૃષ્ણ ને બલરામ ભેરૂબંધ બાંધી ' હારે તે ઘોડો અને જિતે તે અસ્વાર થાય ( અ. ૧૮. ૨૧ ) એ શરતે રમવા લાગ્યા. પ્રલંબ રાક્ષસ તેમાં ગોવાળ રૂપે ભળ્યો ( ૧૭ ). પ્રલંબ કૃષ્ણપક્ષે હતો તે હાર્યો, અને તેને ઘોડો કરી બલરામ ચઢયા. પ્રલંબ રામને વધ અર્થે ઘણે દૂર લઈ ગયો, રામે તેને ખભે મુક્કા મારી હણ્યો (અ. ૧૮. ૨૮-૯). **દવ**-(અ. ૧૯) વનમાં દવાગ્નિ લાગતાં કૃષ્ણે તેનું પાન કર્યું भगवानग्निमुल्बणम् पीत्वा मुखेन तान्कृच्छ्र्योगाधीशो व्यमोचयत् ૧૨) **રાખી**-રક્ષી. **ઋતુ૦**-આનંદ-વિલાસકારી શરદ ઋતુનું મનહર વર્ણન અને કૃષ્ણક્રીડા (અ. ૨૦.) **૨૪ વંશ૦**-શરદ ઋતુમાં વનમાં વંશ-વેણુ-મુરલી વજાડતાં, ગીતો ગાતાં, ગાયો ચારતાં કૃષ્ણે ગોપીઓનાં મન હરી લીધાં. વનમાં પશુ, પક્ષીઓ, પર્વતાદિ, દેવદેવી, ગોપગોપીઓ સહુ વેણુનાદથી મોહમુગ્ધ થયાં ( અ. ૨૧ આખોયે બહુ જ સુંદર ભાવથી ભરેલો છે. ) **૨૫-૨૬** વસ્ત્રહરણપ્રસંગનું રહસ્ય મૂળ ભાગવત વાંચ્યાથી વિશેષ સમજાશે, અને એથી કૃષ્ણમાં અનિદ્ય શૃંગારવાસના અને શૃંગારરમણનું કરાતું આરોપણ દૂર થશે. **ગોપી**-(અ. ૨૨) ભાગવતમાં ' કુમારિકા' છે, ઉમ્મરે આવેલી ગોપી નથી. ( नन्दव्रजकुमारिकाः। चेरुर्हविष्यम् भुञ्जानाः ।१। ) અંબિકા-कात्यायन्यर्चनव्रतम् અ. ૨૨. ૧ ) **વર**-પતિ ( नन्दगोपसुतं देवि पतिं मे कुरु ते नमः। इति मन्त्रं जपन्त्यस्ताः पूजां चक्रुः कुमारिकाः ૪ ) આ ભાવનાથી વ્રત આદરી, એક માસ પર્યંત એ કુમારિકાઓ રોજ પ્રભાતમાં યમુનાસ્નાને જતી ( ૫-૬ ). **તેહશૂં**-

એ ગોપકુમારીઓ સાથે. પરિહાસ-મશ્કરી. કૃષ્ણ તેમનાં કીનારે મૂકેલાં વસ્ત્ર ઉપાડી કદંબની ડાળે ચઢી ગયા. તે એકલા ન હતા, પણ हसद्भिः प्रहसन्बालैः परिहासमुवाच ह ९ ) ૨૬ વસ્ત્ર માગતાં કૃષ્ણે કહ્યું: कामं स्वं स्वं वासः । १० । एकैकशः प्रतिच्छध्वं ॥ ૧૧ ગોપીઓ શરમાઇને બોલી माऽनयं भोः कृथास्त्वां...प्रियम् जानीमोऽङ्ग व्रजश्लाघ्यं १४ અનીતિ મા કરો. श्यामसुंदर ते दास्यः करवाम तवोदितम् । देहि वासांसि धर्मज्ञ नोचेद्राज्ञे ब्रुवामहे १५ । નહીં તો રાજાને ફર્યાદ કરીશું. ત્યારે કૃષ્ણે કહ્યું: भवत्यो यदि मे दास्यो...अत्रागत्य स्ववासांसि प्रतिच्छन्तु...१६ એટલે તે શરમાતી તેની પાસે નવસ્ત્રી ગઈ. शुद्धभावप्रसादितः ભગવાને તેમને કહ્યું: यूयं विवस्त्रा...તમે વસ્ત્ર કાઢી નાગાં થઈ સ્નાન કર્યું અને તેથી देवहेलनम् વરૂણનો ગુન્હો કર્યો છે, માટે બે અંજલિ જોડી, તેને પગે લાગો અને પોતાનાં વસ્ત્રો લેઇ લ્યો ૧૯. તેઓ પણ विवस्त्राप्लवनं व्रतच्युतिम् નાગાં નાહ્યાથી વ્રતચ્યુત થવાય, એ રહસ્ય સમજી, અને કૃષ્ણને જ ભગવાન લેખી તેમને નમી. ( ૨-૩ ) પૂરશિ-કું કામ-વાંચ્છના પૂરીશ ( संकल्पो...मयानुमोदितः...सोऽसौ सत्यो भवितुमर्हति २५ ॥ न मय्यावेशितधियां कामः कामाय कल्पते । भर्जिताः क्वथिता धानाः प्रायो बीजाय नेष्यते २६ ॥ याताबला व्रजं सिद्धा मयेमा रंस्यथ क्षपाः २७ ॥ ૨૭-૨૮ ( અ. ૨૩ ) એક વાર ગોવાળ વનમાં રમતા હતા ત્યાં ભૂખાળવા થયા અને કૃષ્ણ પાસે ખાવાનું માગ્યું. પરીક્ષા લેવા યજ્ઞ યજતા બ્રહ્મવાદી બ્રાહ્મણો પાસે પોતાને નામે ભાત માગવા તેમને મોકલ્યા. ( અ. ૨૩. ૧-૪ ) ગોવાળોએ રામ-કૃષ્ણને નામે યાચના કરી ( ૭-૮ ). ધૂમ્રધીય-યજ્ઞના ધૂમાડાથી જેની ધૂમાકુલ-સારાસાર ન સમજનારી ધી-બુદ્ધિ થઈ છે તે. ' કૃષ્ણ જ યજ્ઞપુરૂષ છે ' એ રહસ્ય કર્મઠ યાજ્ઞિકો ન સમજ્યા અને તેમને માત્ર માનવ લેખ્યા. ( ૯-૧૧ ) વ્રતધારી-યજ્ઞની દીક્ષા લીધાથી માંન ગ્રહી, તેમણે યાચક ગોવાળોને હા કે ના ન કહી, તેમ અન્ન પણ ન દીધું, અને ગોવાળો નિરાશ થઈ પાછા

ફર્યાં (૧૨). પછી અંતર્યામી કૃષ્ણે એ યાજ્ઞિકોની સ્ત્રીઓનાં હૃદયમાં અન્ન આપવાની પ્રેરણા કરી, ગોવાળોને તેમની કને મોકલ્યા. **સંવાદ-** પાકવ્યંજન, મશાલા આદિનો સુમેળ. એ સ્ત્રીઓ તો કૃષ્ણનું નામ સાંભળી, રાંધેલી અન્નસામગ્રી લેઇ તે સ્થળે ધાઈ (૧૪–૩૦). કૃષ્ણે તેમને કહ્યું: ' અમે પરાયા પુરૂષ તમને તે શું કરીએ ' (૨૫) ? તમે દેવયજનમાં જાઓ અને તમારા પતિ પાસે જઈ તેમનાં યજ્ઞકર્મ પાર ઉતરાવો ( ૨૮ ). તેમને શંકા પડી કે તેમના પતિ કૃષ્ણ પાસે પોતે જઈ આવ્યાથી તેમને સંઘરશે ? (૨૮–૩૦) એ શંકા નિવારતાં કૃષ્ણે તેમને કહ્યું: " યજ્ઞપ્રેરણાથી તમારા પિતા, ભાઈ, પતિ, પુત્ર તમારો ત્યાગ નહીં કરે." વગેરે ૩૧–૩૨. " એ સ્ત્રીઓ આમ કૃષ્ણનો પ્રસાદ-કૃપા પામી." **૩૦–૩૨** ગોવર્ધનમહોત્સવ અ. ૨૪–૨૭. ઇન્દ્રયાગ કરતાં નંદને વારી કૃષ્ણે ગોવર્ધન પૂજા કરાવી. ( અ. ૨૪ ) એથી ઇન્દ્ર ચીઢાયો અને પારાવાર વર્ષાદ વરસાવ્યો; ટચલી આંગળાથી ગોવર્ધનનું શિખર ઉપાડી તે ગુફામાં ગોપગોપીઓ અને ગાયોનું કૃષ્ણે સંરક્ષણ કર્યું ( અ. ૨૫). ઇન્દ્રે સ્તુતિ કરી (અ. ૨૭). **પલાવ્યું૦-** ' ગોકુલ ગામ પલાવુ ' જોઇએ, ( સં. પ્લુ. ) પલાવો, પ્લાવોઃ (આજ્ઞાર્થ) " ડુબાડો ગોકુલ ગામને વેગથી." લીલાં–રમતમાં **૩૨ મર્મ-**કૃષ્ણ મનુષ્ય નથી પણ દેવ છે, એ રહસ્ય જાણ્યું–સમજ્યા. **૩૩ ગાઈ-** ગાયો. સહુએ ગોવર્ધનશિખરે કૃષ્ણને અભિષેક કર્યો. **વરૂણપાશિ** વરૂણની પાશમાંથી. ( અ. ૨૮ ) એકદા સંધ્યાકાળે વરૂણનો સેવક અસુર નંદને ઉપાડી વરૂણ પાસે લેઈ ગયો; કૃષ્ણે વરૂણ પાસે જઈ નંદને પાછા આણ્યા; એથી ગોકુલમાં આનંદ હુઓ–થયો. '

**પા. ૧૫૩–૫.** આ રાસપંચાધ્યાયીને નામે સુપ્રસિદ્ધ, સર્વોત્તમ, સર્વરસોત્કૃષ્ટ, રાસલીલાનો પ્રસંગ છે. અ. ૨૯ થી ૩૩ એ પાંચ અધ્યાયનો સાર, અતિસંક્ષિપ્ત નિચોડ આમાં સમાવેલો છે. આ રાસલીલાનો પ્રસંગ સાહિત્યની દૃષ્ટિએ જેમ ઉત્કૃષ્ટ લેખાય છે, અતિશુદ્ધિ વા ચોખ્ખલીયા ( પ્યુરીટ )ની નીતિની દૃષ્ટિએ કંઇક નિકૃષ્ટ મનાય

છે. પણ એ દષ્ટિભેદ છે. શરદ્ ઋતુ અને આસો માસની શરદ પૂર્ણિમા જેવો આહ્લાદક તેમ રસોત્તેજક સમય, રસસ્વામી શ્રીકૃષ્ણનો બંસરીનાદ અને પ્રણયરસમૂર્તિ ગોપીઓ, એ ત્રણેનો એકરસ સમાગમ જ્યાં થાય અને જેમાં વર્ણવાય તેની અલૌકિકતા, અદ્દ્ભુતતા પ્રાયઃ અગમ્ય છે. કવિએ આમાંનું એટલું બધું છોડી દીધું છે કે તેનું તારણ આપતાં યે પાનાં ને પાનાં ભરાઈ જાય. આ આખોયે રસભર પ્રસંગ શ્રીમદ્દભાગવતમાંથી જ વાંચી વિચારી લેવા યોગ્ય છે.

૩૪. 'યોગામાયાનો ઉપાશ્રય' (योगमायामुपाश्रितः अ. २९. १) કરનારા ભગવાન શ્રી કૃષ્ણે શરદ્દની ઉત્ફુલ્લ મલ્લિકાવાળી રાસલીલાઓમાં રમવાનું મન કર્યું. તેઓ વૃંદાવનમાં મન હરનારૂં, અનંગ-વર્ધન વેણુગીત ગાવા મંડયા. 'અલક્ષિત ઉદ્યમ'–શું કરવું તેનું ભાન ભૂલેલી–ગોપીઓ ઘરકામ, પતિસેવા, બાલકોપચાર આદિ ત્યજી તે સ્થળે ધાઇ આવી. તે કૃષ્ણને 'પરકાન્ત' સર્વોત્કૃષ્ટ પ્રિયતમ ગણતી હતી, નહી કે બ્રહ્મભાવભર્યા દેવ (૧૧–૧૨). કૃષ્ણે તેમની પરા ભક્તિ જોઈ તેમને ઇષ્ટ સિદ્ધિ પ્રાપ્ત કરાવી. પ્રથમ તોએ નાણવા વિરહાતુર ગોપીઓને કૃષ્ણે પોતપોતાને ઘેર પાછા જવા કહ્યું (અ. ૨૯૧૮–૨૭). પણ તેઓનું મન ન માન્યું, અને પોતાની પાસે રાખવા કૃષ્ણને વીનવ્યા. (૩૦–૪૧) એટલે કૃષ્ણ તેમની સાથે રમવા લાગ્યા प्रहस्य सदयं गोपी आत्मारामोऽप्यरीरमत। ४२ ॥ व्रजसुन्दरीणामुत्तम्भयन्रतिपतिं रमयांचकार। अ. २९. ४६ ॥ આથી ગોપીઓને પોતાના શ્રેષ્ઠત્વનો અહંકાર થયો (૪૭) અને તે શમાવવા કૃષ્ણ અદૃશ્ય થયા (૪૮). ૩૫. (અ. ૩૦) કૃષ્ણને અદૃશ્ય થયા જોઈ ગોપીઓનો વિરહ ઉત્કટ થયો અને વનમાં ગાંડી થઈ ફરવા લાગી, પશુ, પક્ષી, વૃક્ષને કૃષ્ણની ભાળ પૂછી રહી. કૃષ્ણ જે રમતો, ક્રીડાઓ તેમની સાથે રમતા હતા, તે સહુયે જાણે પોતે કૃષ્ણ હોય તેમ પરસ્પર રમી રહી. તેમ કૃષ્ણને અન્ય કોઇ ગોપીના પ્રેમમાં પડી તેમને રખડતાં રાખ્યા માટે **ઓલંભા**–(સં. ઉપ + आ + लम्भ् એક અર્થ રાવ પણ છે.)–મહેણાંટોણાનાં વચનો ઉચ્ચારવા લાગી.

૩૬. તેણે છંદે–તેને–તેના નાદને અનુવર્તીને. **પાખલિ**–પાછળ, આસપાસ. **શ્યામ-લ-વંન**–'શ્યામ વર્ણ–કૃષ્ણ ભગવાન' **લય**–એકતાનતા. ૩૭ ઘેલાતુર ગોપીઓની કૃષ્ણશોધ. **વિરહઇ**–વિરહો (બહુવચન); જૂજૂઆ–વિવિધ પ્રકારના વિરહો (તાદૃશ) કરે, અનુભવે. ૩૮ **સિદ્ધિ**–'શુદ્ધિ' (જોઇએ)–ખબર. ૩૯ થોડઇં૦–જેમ આછા જલમાં માછલી તરફડે તેમ. તાલોવેલ–આકળવિકળતા. **કેલિ**–કેલના વૃક્ષ. ૪૦ કૃષ્ણે તેમના વિરહની પરાકાષ્ઠા દેહ છોડવા પર્યંતની વિચારી, દેખા દીધી (અ. ૩૨–૧૨). કવિ સુંદર અને રસાળ ગોપીકાગીત (અ. ૩૧–૧–૧૯) છાંડી દે છે. ૪૧ **રલી**–આનંદ. ૪૨ કૃષ્ણે પછી સહુને આશ્વાસન દીધું (અ. ૩૨). કવિ આ ભાગ પણ છોડી દે છે. પછી કૃષ્ણે ગોપીઓનો વિરહતાપ શમાવી રાસક્રીડા ખેલી (અ. ૩૩). કવિ ભાગવતના ૩૩ મા અધ્યાયના વર્ણનને છોડી દઈ માત્ર હરિવંશના વિષ્ણુ પર્વના અ. ૨. ના શ્લો. ૧૮–૩૪ નો સાર લે છે, ને શૃંગારભાવની ઉત્કટતાવાળો આમાનોયે ભાગ પણ તે મૂકી દે છે. ૪૨ સરખાવો: अंगना-मंगनामंतरे माधवो माधवं माधवं चांतरे चांगना । इत्थमाकल्पिते मंडले मध्यगः संजगुः वेणुना देवकीनन्दनः **માંડિલઇ**–આરંભ્યો (सं. मण्ड्) (કંઇક મરાઠી ભૂતકાળના ક્રિયાપદની છાયા છે) **સરસાં**–સાથે. **ફૂલી**–પૂર રંગ–વૃદ્ધભરી. **બાલિ** (બહુ૦)–બાલાઓ, ષોડશવર્ષી. **વાઅંતી** વગાડતી. **લીણી**–લીન થયલી. **ભીમચઇ** કૃષ્ણ–ઇ–ભીમ–ચે–ના કૃષ્ણે.

પા. ૬૫૫–૬ ૪૩–૪૮. ૪૩ આંબકાના યાત્રાએ ગોવાળો ગયા હતા ત્યાં એક અજગર નંદને ગળી ગયો. કૃષ્ણે તેને સંહાર્યો અને એ અજગર સુદર્શન વિદ્યાધર બન્યો, અને પોતાના શાપની કથા કહી, સ્વર્ગે સાધાર્યો (અ. ૩૪. ૧–૧૮). **ગ્રાહિઉ**–ગ્રહ્યો. **અહિ**–સાપ. **પરશન**–સ્પર્શનથી. ૪૪ **શંખચૂડ**–એકદા રાત્રે કૃષ્ણ રાસ રમતા હતા ત્યા કુબેરના સેવક શંખચૂડ આવ્યો અને પ્રમદાઓને ઉપાડી જવા લાગ્યો, કૃષ્ણે માથામાં મૂકી મારી તેના માથાનો

અણિ લઈ લીધો ( અ. ૩૪. ૨૦–૩૨ ). ૪૫ યુગલગીતનો પ્રસંગ ( અ. ૩૫ ) કવિ માત્ર ૧ કડીથી પતાવે છે. વ્રજનાં પશુ, પક્ષી, અને ગોપગોપીઓ, એ સહુના મનની એકતાર સ્થિતિ આ અધ્યાયમાં વર્ણવાઈ છે. ૪૬ કસ્યુ-' કરયૂં ' જોઇએ. **અરિષ્ટ**–સંતાપ. **વૃષભાસુર**-વધ ( અ. ૩૬. ૧–૧૫ ). ' કંસને મન અપાર–શોક ' થયા. **અપારિ** ( બહુવચન ). **કંસનો** શોક નારદે આવી કંસને કૃષ્ણનો જન્મ અને તેનાં પરાક્રમો કહી સચેત કર્યો ( અ. ૩૬. ૧૬–૧૮ ). ' કંસે પાછાં વસુ-દેવદેવકીને કારાગૃહે નાંખ્યાં ' પછી કેશી અને વ્યોમાસુરને ગોકુલ કૃષ્ણબલરામનો વધ કરવા મોકલ્યા ( ૧૯ ).

**પા. ૧૫૬–૬૦. ૪૯–૬૦. ૪૯**–વળી મલ્લકુસ્તીની વ્યવસ્થા કરી ( ૨૧–૨૨ ). ૪૯–૫૦ પછી અક્રૂરને કેશવરામને મલ્લ અખાડામાં ભાગ લેવા બોલાવવા ગોકુલ પાઠવ્યા ( અ. ૩૬. ૨૮–૪૦ ). **કહિયો**–કહેજો. **૫૨** અક્રૂરનું મન ન હતું, છતાં રાજાજ્ઞાથી સીધાર્યા ( અ. ૩૮ ) **૫૨ આથિમતિમે** આથમતામાં. અક્રૂરનો માર્ગમાં મનોરથ ( અ. ૩૮. ૨–૩૦ ). ' તમે દેવેશ વેગથી તેડ્યા છો '–( निमंत्रितः वेगेन સંસ્કૃત શૈલી ). **૫૪** ' નંદ કહે ગોકુલ, ગામ, સર્વ આપું, પણ રામકૃષ્ણને ન આપું." **૫૬** ગોપીવિરહઃ (અ. ૩૯. ૧૩–૩૧) 'અક્રૂર –દયાવાન નથી, પણ ક્રૂર છે ( मैतद्विधस्याकरुणस્ય नामभूदक्रूरः २६ । **૫૭ આંખિ**–(બહુ૦) આંખો. **૫૯**–પલવટ, કાછોટો ભીંડી.

**પા. ૧૫૮. ૬૧–૬૪** મથુરાં જતાં યમુનામાં અક્રૂર નાહ્યા અને પાણીની અંદર વિષ્ણુનું અદ્‌ભુત દર્શન થયું, પણ બહાર નજર કીધી તો રથમાં કૃષ્ણને જોયા. આમ એકી વખતે તેનાં બે સ્વરૂપ જોઇને તે ચમક્યા અને વિષ્ણુને સ્તવ્યા ( અ. ૪૦ ). **૬૩** ' મથુરામાં મારે ઘેર આપે પધારવું.' ( અ. ૪૧. ૯–૧૬ ). કૃષ્ણે કંસને હણ્યા પછી તેને ઘેર આવવાનું વચન દીધું ( ૧૭ ).

**પા. ૧૫૮–૯ ૬૪–૭૧. ૬૪** પુરપ્રવેશ અને લોકો–સ્ત્રીઓની ઉત્સુકતા ( અ. ૪૧. ૧૯–૩૧ ). **૬૭ પરિયટ**–સં. (परि+अट्) ધોબી.

( रंजकं कंचिदायान्तं ३२ ) **માગ્યાં** ( ૩૩–૩૪ ) ધોબીએ ગાળ દીધી ( ૩૫–૩૬ ) **ખૂશટ**–થાપટ. **લૂસઈ**–( સં. लुष् ) લુસે ( રંગરેજ–ધોબીનાં કપડાં ગોપાળે લૂંટચાં. ૩૮–૩૯). **ભલે૦**–ભેળ–ભંગાણ પડયું. અને સથવારો લૂંટાયો. **સંઘાત**–સંગીઓને. ૭૦ દરજીની વાત પડતી મૂકાઈ છે. ( ૪૦ ), **સુદામા** (૪૧–૫૨) ૭૧ કંસની સૈરંધ્રી કુબ્જાનું ચંદન સ્વીકારી તેનાં અંગ સીધાં કર્યાં. **બાવનિ**–બાવના ચંદનથી ( અ. ૪૨. ૧–૧૪ ).

**પા. ૧૫૯–૬૦. ૭૨–૭૬ શાલ**–શાળા. **માગ દેવરાવ્યા**–માગ મૂકાવ્યા. ' જેમ કુકરોના ઘર–ગુફામાં વાઘ જાય અને તેમની અવદશા થાય તેવી કંસના સુભટોની અવદશા કરી ( ૧૫–૨૦ ) ' ડાબે હાથે '. ૭૪ **આપણપ્ઇ**–આપણે પોતાને ( ૨૧–૨૫ ). રાત્રે કંસને સ્વપ્નમાં થનારા મરણના અપશુકન જણાયા ( ૨૭–૨૮ ). **કાતિ**–ખડગ અને ખપ્પર હાથમાં લેઇ યમના સ્વારો એકઠા મળી (કંસને) પોતાને ગધેડે બેસાડી લેઈ જતા હોવાનો ભાસ થયો. **દક્ષિણ**–યમની દિશામાં. **શર**–શિર. ' પ્રાતઃકાલ થયો અને આદિત–સૂર્ય ઊગ્યો. '

**પા. ૧૬૦–૫. ૭૭–૮૮. ૯૮ આયસ**—આજ્ઞા. **બાકરી**–( અ. બાકર ) શત્રુવટ. **વાસે**–વગાડે; શત્રુવટનું શિંગઈ વગાડે.' **ટોડર**–ફૂલના ગજરા. ૭૯ ( ૧ ) મ લાઉ–મા લાવો, ન કરો. ( ૨ ) **માઉલા**–( સં. मातुल ) મામાને. **હેજ**–સ્નેહ. ( અ. ૪૩ ) **પોલિ**–દરવાજા ( ગેટ ). ' ગજેન્દ્ર ગોવિંદને મૂકે–છોડે નહીં ' ' પુંતારઈ–માહવતે હાથીને આડો–માર્ગમાં ધર્યો–મૂકયો. ટૂડ–ટૂટ, છળ, (૨) ૭૯ 'મને માગ–અખાડામાં જવાનો રસ્તો આપો.' ( અ. ૪૩–૪ ) **નાગ**–હાથી. **અણુઝ**–અણુદ્ધ્ય, અજ્ઞાન ' કાલ ( મરણ ) આવી પહોંત્યો. ' " બાલ જાણી છોકરા છો માટે દયા અણાવી નહીં છૂટો," માટે હવે તો મર્યે જ છૂટકો. **અંબુષ્ટ** ( સં अंबष्ठ ) બ્રાહ્મણ અને વૈશ્ય સ્ત્રીથી થયેલો મહાવત. ( મનુ. ૧૦. ૮; ૧૦–૪૭ ) **મોડીઉ**–મોડયો, ધસાવ્યો. **પૂછિ**–પુછડા વડે. **ધનુષ્ય**–ચાર હાથનું અંતર. **કરિ**–હાથી. **ચાલિયા**–

અખાડા ભણી ધાયા. ( અ. ૪૩. ૧–૧૬ ) ૮૩ સરખાવોઃ मल्लाना-मशनिर्नृणां नरवरः स्त्रीणां स्मरो मूर्तिमान् અ. ૪૩. ૧૭. બાલક–પુત્ર જેવા ( ભાગ૰ स्मरः ). 'દેવતાઓએ ત્રિભુવનને છાવરતી કાયાવાળા વિરાટ્ રૂપે જોયા.' આત્મહંસ–( तत्त्वं परं )' કાલ વેષે મુરારિના રૂપને જોઈ કંસ કંપ્યો' ( ઉદ્વેગ કરવા લાગ્યો ૧૮. ) રંગ–રંગવાટ, અખાડામાં . રામકૃષ્ણ બન્નેના દેખાવ અને લોકોના ભાવ માટે જુઓ અ. ૪૩. ૧૭–૩૦. ૭૯ (૩) માલ–મલ્લો. ચાલિ–આગળ આવ ( આજ્ઞાર્થ ). કૃષ્ણ મલ્લયુદ્ધ તો સરખા જોડે હોય એમ કહે છે અને મલ્લો પ્રતિવાદ કરે છે ( ૩૨–૪૦ ). ઝુઝાર–( योद्धारः ) કૂરમ–કૂર્મ–બરડે. ધમધમિ–ધમધમે. યુદ્ધવર્ણનઃ ( અ. ૪૪. ) ધરણિ વ્યાલ–ધરણીને ધરનાર શેષનાગ. ખેહનઇ–અખાડાની ઉડતી ધૂળને લીધે. નીસાહણી–નિશાન ( ત્રંબાલુ વાજે ) તૂર–તૂરી, વિનાણ–ચિહ્નો 'ઉસ્કેરણીનાં સાધનોનો ઉપયોગ કરે.' 'જડમાંથી સંધાણ–અવયવોના સાંધા ઉજેડે, ઉપાડે. ઊરધારોમ–ઊર્ધ્વરોમ, રોમેરોમ ઉંચા ટટાર થયાં. કિહાંઃ क्व वज्रसारसर्वाङ्गौ...क्व चातिसुकुमाराङ्गौ । અ. ૪૪. ૬–૧૬ ॥ ભાજઇ–ભાજે, પાછો ભાગે ૮૧ કાંઇ–અનહદ. કંસના મનમાં ( રોષભાવે ) કૃષ્ણે ઘર કર્યું, પણ ચામડાના કોસને સોનું ( સોનાનો કાંઠલો ) શોભે નહીં તેમ એ જમાવટ દીપી નહીં. કલાહુ–કલહ. ૮૩ કંસઃ ( અ. ૪૪. ૩૧–૩૩ ) લોહડે–બેડીઓ. લૂસુ–લુંટો. મંચકિ–રાજગાદીવાળા મંડપે. ૮૫ હેલાં–ત્વરાથી ( અવ્યય ) ૮૬ કંસને માર્યા પછી કૃષ્ણે બંધનથી માબાપને મુક્ત કર્યાં. ( અ. ૪૪. ૫૦–૫૧ ) પછી તેમના મનનું આર્જવપૂર્વક સાંત્વન કર્યું ( અ. ૪૫. ૨–૯ ) અને તેમણે સામાં લાડ લડાવ્યાં ( ૧૦–૧૨ ). ૮૭ ઉગ્રસેનને યાદવોનો રાજા કર્યો ( ૧૩–૧૪ ) નંદ આદિને સમજાવીને ગોકુળ પાછા વાળ્યા ( ૨૦–૨૫ ). વસુદેવે દ્વિજસંસ્કાર એ એને કરાવ્યા. કવિ આ ભાગ છોડે છે. ( ૨૬ )

---

# કલા ૧૩ મી, સ્કંધ ૧૦ મો, અ. ૪૫-૫૨; લીલા ૮મી-નિરોધ



[ આમાં મથુરામાંની કૃષ્ણની લીલા વર્ણવી છે અને કૃષ્ણને યાદવો સાથે કંસના સસરા જરાસંધ અને તેના સહાયક કાલયવનના વારંવારના વિનાશી હુમલાના કંટાળાથી મથુરાં છોડવું પડ્યું તે પર્યંતનો ભાગ સમાવ્યો છે. ]

**પા. ૧૬૬. ૧-૫. મથુરાં**-મથુરામાં (અવ્યય). **કિંચિત્**-અલ્પ અંશે. વસુદેવની અનુજ્ઞા મેળવી રામ-કૃષ્ણ વિદ્યાગ્રહણાર્થે અવંતી ગયા (અ. ૪૫. ૩૦-૩૬). **૩ દેહ૦** ગુરૂશુશ્રૂષા કરે અને બહાર ભિક્ષા કે વ્યવહાર અર્થે ટાઢ તડકો વેઠી જાય. ( આ વર્ણન સુદામાચરિત્રમાં આવે છે, ભાગવતમાં આ પ્રસંગમાં આવું નથી નિરૂપ્યું. ) **ચૌદઈ વિદ્યા૦**-ચાર વેદ, વેદાંગ, ષડ્દર્શન, ઉપનિષદ ( ૩૩-૩૪ ) 'દિન ૬૪ માં ચૌદ વિદ્યા અને ૬૪ કળા શિખ્યા' ( ૩૬ ). 'જાણે આગઇ-પૂર્વ જન્મમાંથી શિખીને આવેલા હોય તેમ આવડી-પાઠે થઇ.' **૫** દ્વિજ સાંદીપનીનો પુત્ર પ્રભાસમાં એકલો સ્નાન કરતો હતો ત્યાંથી સાગર ખેંચી ગયો હતો, તેથી ત્યાં જઈ પંચજન રાક્ષસને હણી, યમની સંયમનીપુરી પહોંચી, પાછો આણી, ગુરૂને સોંપ્યો ( અ. ૪૫. ૩૮-૪૬ ) અને મથુરાં આવ્યા (૪૭).

**પા. ૧૬૬-૮. ૬-૨૩.** ૬ (અ. ૪૬) **ઉદ્ધવ**-કૃષ્ણના દયિત -વાહાલા સખા, બુદ્ધિસત્તમ પરમ ભક્ત હતા (૧). **જાઇ**-જાઓ. **કહિ**-કહેોઃ पित्रोर्नो प्रीतिमावह, गोपीनामद्वियोगाधिं मत्संदेशैर्विमोचय २-६। ૭ ઉદ્ધવગમન અને તેનું ગોકુલદર્શનઃ ૭-૧૩. નંદની રામકૃષ્ણ વિષે પૃચ્છાઃ ૧૬-૨૬, ઉદ્ધવનું કૃષ્ણમાહાત્મ્યવર્ણન અને વૈરાગ્યોપદેશઃ ૩૦-૪૩. **૮** ઉદ્ધવનો રથ જોઈ શું અક્રૂર ફરી આવ્યો છે, એવી આશંકાથી ત્યાં ગોપીઓ દોડી આવી અને કૃષ્ણને ઉદ્દેશીને

તેમ ઉદ્ધવને પણ અનેક ઓળંભા-ઉપાલંભનાં અનેક વચનો કહેવા લાગી ( અ. ૪૬. ૪૮-૪૯; અને અ. ૪૭. ૪-૮; ૧૧-૨૧; ૩૮-૫૨ ). ગોપીઓના આ ઉપાલંભ અને ઉદ્ધવના સાંત્વનના સંવાદને **ભ્રમરગીતા** એ નામ સામાન્યરીતે અપાયું છે અને ઘણાક કવિઓએ આ ગીતા રસછલછલતી વાણીયે ગાઇ છે. જેમ ભમરો સુગંધીવાળા એક પુષ્પમાંથી મધુ ચૂસીને બીજા ઉપર અને પછી ત્રીજા ઉપર એમ અનેક પુષ્પોનાં મધુનો આસ્વાદ લેતો ફરે છે, તેમ ગોપીઓ મથુરાં ગયલા કૃષ્ણને પણ ભમરો લેખે છે અને તેના મિત્ર ઉદ્ધવને પણ ભમરો લેખી તેની એવી જ ચેષ્ટાળી કરે છે. કવિઓએ ભમરાને પ્રિયતમ-પ્રિયાનો પ્રેમસંદેશવાહક ગણેલો છે. એ ઉદ્ધવ-ભમરાએ ગોપીઓના વિરહ અને ઊંડા પ્રેમની ( ભક્તિના ઉદ્રેકની શ્લો. ૫૯ ) કૃષ્ણસમીપ ગાયેલી કથની, તેમ કૃષ્ણ તથા ઉદ્ધવને ભમરારૂપે ઉદ્દેશી ગોપીઓએ કહેલા ઉપલંભોની કથની ( મુખ્યત્વે ૧૧-૧૪ ) એ બે જેમાં સમાયલાં છે તે **ભ્રમરગીતા**ને નામે પ્રસિદ્ધ છે. ( काचिन्मधुकरं दृष्ट्वा ध्यायन्ती कृष्णसंगमम् प्रियप्रस्थापितं दूतं कल्पयित्वेदमब्रवीत् अ. ४७-१० । सुमनष्विव षट्पदैः ६ । हे मधुप ! कितवबंधो ११ । षडंघ्रे १४ । ૯ કાંઈ-ક્યાં. સાર-સહાયતા. 'તું અમને ક્યાં સહાયતા દે છે, સંભાળ લે છે ?' 'નગુણો' ૧૦ " આવી અવગતિ-દુઃખ સહેવાની અવદશા-કેટલા દિન રહેશે ?" ૧૧ (૧૧-૧૪-૧ કડી ઉદ્ધવમાં વચન ) કપટ-છલભર્યું; વલ્લભઃ न मे द्वेष्योऽस्ति न प्रियः । ૧૨ ' ચૂકે '-વામે, છૂટે. સુખ-આભાસ, દેખવા પૂરતાં સુખ. ૧૩ જીર્ણ-પુરાણ. મૂરછીઇ-મન મૂર્ચ્છા પામે, સ્તબ્ધ, વિસ્મયમૂઢ થાય. ઘરિ-સંસારમાં; 'પ્રભુપદમાં જ નિવર્ણુ પામે.' ૧૪ મનિ-(માયાવી-નાં મન. બહુવચન-ઇ ) ઉદ્ધવનાં આધ્યાત્મિક તત્ત્વથી ભરેલાં વચનો વિચારો: અ.૪૭. ૨૩-૩૭; ને ૫૮-૬૩. ' નગર તણીય નારિ-નારોથી મોહ્યુ ' સંસ્કૃત વાક્યશૈલી. નારિ-નારિ." જોઇએ. ૧૫ ' કુલ કે ક્રિયાનો વિચાર જેને નથી એવો પીંડાર-અમારાં યૌવનનો લુંટનાર, સ્વસંતોષમાં જ મૂઢ-નિમગ્ન. એહનઈ-એણે. આલતિ-આલપિ, જુઓ પા. ૨૩૮.

૧૭ કરિ–કરો. ૧૯ ભૃંગ–ઉદ્ધવ. સંદેશાઃ અ. ૪૭–૫૧. સિંચિ–સિંચો. ૨૧ જો કૃષ્ણકથારસનો વિચાર નહીં હોય તો ઉત્તમ–બ્રાહ્મણજન્મ મળ્યો તોયે શા કામનો? किं ब्रह्मजन्मभिरनन्तकथारसस्य ૫૮। ૨૨ क्वेमाः स्त्रियो वनचरीर्व्यभिचारदुष्टाः। कृष्णे क्व चैष परमात्मनि रूढभावः સાક્ષાત્ ઇશ્વર ભક્તજન અવિદ્વાન હોય તોયે ઉપયુક્ત વૈદ્યની પેઠે તેનું શ્રેય જ કરે છે. ૫૯. આ આખોયે પ્રસંગ ઉત્કૃષ્ટ અને રસની ખાણ જેવો છે.

પા. ૧૬૬. ૨૪–૨૫. કુબ્જાને ત્યાં (અ. ૪૨–૧૨) વચન આપ્યા પ્રમાણે ગયા. (અ. ૪૮. ૧–૧૦) 'અક્રૂરને ઘેર': ૧૨–૩૬. પસાઈ–પ્રસાદ, કૃપા. ફોઈના છોકરા યુધિષ્ઠિરને સંદેશઃ (અ. ૪૮. ૩૯–૩૫). હસ્તિનાપુરમાં કુંતા આદિનાં હર્ષવચનો કવિ છોડી દે છે (અ. ૪૯).

પા. ૧૬૯–૭૦. ૨૬–૨૯. (અ. ૫૦) જરાસંધ–મગધ દેશનો રાજા, કંસનો સસરો, તેની રાણી અસ્તિ અને પ્રાપ્તિનો પિતા. દલ મેલી–સૈન્ય જમાવીને. '૨૩ અક્ષૌહિણી' (અ. ૫૦. ૩) દુહુ–દશે દિશાએ ભગાડયું. ૨૯ કૃષ્ણે સત્તર વાર જરાસંધને નસાડયો एवं सप्तदश कृत्वः ૪૨। 'વીસમાં ત્રણ ઓછાં' જાત્યંધ–જન્મથી અંધ.

પા. ૧૭૦–૧ ૩૦–૩૭ અઢારમા સંગ્રામ વેળા કાલયવન ચઢી આવ્યો तिसृभिर्म्लेच्छकोटिभिः અ. ૫૦. ૪૫. મધપુડાને માખી વીંટાઈ વળે તેમ. ૩૧ કૃષ્ણે સામું યુદ્ધ ન કરતાં બીજી જ રીતે તેના વધનો વિચાર કરી (निरायुधः) એકલા નગર બહાર નીકળી દોડયા ગયા (૫૮). કાલયવન પાછળ દોડયો (અ. ૫૧. ૧–૬). ૩૨–૩૩ ગુફા –अद्रिकंदरं ૭. કાળયવન એ ગુફામાં પેઠો. પણ કૃષ્ણ તો અંતર્ધ્યાન થયા હતા, અને મુચકુંદ રાજર્ષિ ત્યાં સૂતા હતા. તેને જ ઢોંગ કરીને સૂતેલા કૃષ્ણ સમજી (૯) તેણે લાત મારી (૧૦) અને મુચકુંદે આંખની જ્યોતિ નાંખી કે તે એથી ભસ્મ થઈ ગયો (૧૧–૧૨). સ્તવઇ–સ્તવે, સ્તુતિ કરેઃ આ સ્તુતિ હૃદયસ્પર્શી અને અર્થવાહી છે.

૨૮–૩૬; ને ૪૭–૫૯. ૩૪ 'માયાથી જન મોહ પામ્યા.' विमोहितोऽयं जन ईशमायया त्वदीयया त्वां न भजत्यनर्थदृक् । सुखाय दुःखप्रभवेषु सज्जते गृहेषु योषित्पुरूषश्च वञ्चितः ४७ । વિષયા–વિષયો. 'એવી રીતે તેમને તેમને પોષે." અંધારા કૂપમાં પશુઓ જેમ પડયા પડયા સંતોષ માની જીવન ગાળે તેમ न भजत्यसन्मतिर्गृहान्धकूपे पतितो यथा पशुः ४८ । ૩૫ અનર્થ–જૂઠા. મૂક્૦–शरणद समुपेतस्त्वत्पदाब्जं परात्मन्नभयमृतमशोकं पाहि मापन्नमीश ५६ । ૩૬ વરદાન અ. ૫૧. ૬૦–૬૪. ૩૭ દ્વારકાં પ્રતિ નિર્યાણઃ અ. ૫૨. ૫–૧૩.

પા. ૧૯૧. ૩૮–૪૩. ૩૮ વિશ્વકર્મા૦–ભાગવતમાં, કાલયવનને મરાવ્યા પહેલાં દ્વારકાનું નિર્માણ કૃષ્ણે કરાવ્યાનું જણાવ્યું છે; જુઓ દ્વારકાવર્ણન અ. ૫૦. ૪૯–૫૭. નિપાઇઉ–'નિપાવઉ' જોઇએ. નિપાવો, નિપજાવો. ૪૧ પર્વત–પ્રવર્ષણ, મથુરાની દક્ષિણે ઘણે દૂર; હરિવંશમાં 'ગોમાંતક' છે (અ. ૫૨–૧૦). ૪૨ દ્વારાવતી પ્રવેશ (૧૩).

## કલા ૧૪ મી; સ્કંધ ૧૦ મો; અ. ૫૨–૯૦; ૮ મી લીલા–નિરોધ.

[ આમાં વાસ્તવિક રીતે ૫૨ થી ૯૦ એ ૩૯ અધ્યાયનો શ્રીકૃષ્ણની દ્વારકાલીલાનો સંક્ષેપ સમાવેલો છે. રૂક્મિણીહરણ, રૂક્મિણીનો સંસાર, સુદામાચરિત્ર, અન્ય કૌટુમ્બિક પ્રસંગો અને ત્રિમૂર્તિમાં વિષ્ણુની શ્રેષ્ઠતા, એ પ્રસંગો મુખ્યત્વે છે. ]

પા. ૧૭૨–૪. ૧–૧૩. ૧. ઊગરતા–બાકી, 'ચ્યાલીસમાં એક ઘટતો–૩૯.' ૨–૧૩ દ્વારકાવર્ણન ભાગવત, હરિવંશ તથા સ્કંદ પુરાણના દ્વારાવતીમાહાત્મ્યમાંથી મેળવીને તારવ્યું છે. ભાગવતમાં ૫૦ મા અધ્યાયમાં માત્ર ૮ શ્લોક (૪૯–૫૭) છે. શ્લોક ૩ દ્વારકામાહાત્મ્યના છે. ૨ જોઅણ–યોજન (द्वादशयोजन् અ.

૫૦. ૫૧ ), **પાખલિ**–'પક્ષલ' આસપાસ. 'સાગર રૂપી પ્રકાર–કિલ્લો' ( अन्तः समुद्रे ). **૩ પાવડી**–પાળ. **પીરોજે**–પીળા રંગના હીરા. વડે. 'જલકઇ–જલકે'. 'ચંદ્રકળશ'. **૫ રંભ**–રંભા અપ્સરા. **૮ તલહાર**–( तल्पहार ) રક્ષક, પોળીઆ. **ચુસઠિ**–ચોસઠ. **૯** 'જાણે પૃથ્વી ઉપરનું બીજું વૈકુંઠ હોયની'. **૧૩ રામ**–બલરામ. **રેવતી**–આનર્તના અધિપતિ રૈવત રાજાની પુત્રી.

**પા. ૧૯૫–૮૦** આ ભાગ ઘણો જ ઉત્કૃષ્ટ ભાવદર્શી, પ્રાસાદિક તેમ રસિક છે. હરિવંશમાં આ પ્રસંગ પણ કંઇક વિસ્તારયુક્ત છે. જુઓ વિષ્ણુ અ. ભાગવતમાં અ. ૫૨. ૧૬–૪૪; અ. ૫૩, અને ૫૪. **૧૪ ભીમક**–ભીષ્મક, વિદર્ભ દેશનો રાજા, એની કુંડિનપુર રાજધાની. એને ચાર પુત્ર, રૂકિમ, રૂકમરથ, રૂકમબાહુ અને રૂકમકેશ, તેમાં રૂકિમ મોટો ( મહા. ઉદ્યોગ. અ. ૧૫૮. હરિવંશ–વિષ્ણુ અ. ) **રૂકમઇઇ**–રૂકિમએ. **ઉવેખિયા**–( કૃષ્ણની ) ઉપેક્ષા કરી, અવગણ્યા. **શિશુપાલ**–ચેદિ દેશનો રાજા ( મહા. સભા. અ. ૪૫; હરિવંશ વિષ્ણુ. અ.; ભાગ સ્કં. ૧૦. ૭૪. ). **ઝાંખી**–ઝંખવાણી પડી, મન કરમાયું. 'બ્રાહ્મણને પ્રેમપત્રિકા સાથે દ્વારકા મોકલ્યો ( અ. ૫૨–૨૬ ). **સંદેશડા**–સંદેશની પત્રિકા ( જો કે કવિ મુખસંદેશ સૂચવે છે, પણ ભાગવતાદિમાં તે પત્રિકા આપે છે. ) અ. ૫૨. ૩૭–૪૪. બ્રાહ્મણનાં લક્ષણ ભાગવતકારે કેવાં વર્ણવ્યાં છે તે જુઓ; ૩૦–૩૩. **૧૫ સાંભલિ**–સાંભળો. **દમઘોષ૦**–( શિશુપાલ ) मा वीरभागमभिमर्शतु चैद्य आराद्गोमायुवन्मृगपतेर्बलिमम्बुजाक्ष ३६ । **સીતાય**–સીતાના ( 'ય' વચ્ચે પૂરક છે. ) કરિ–કરોને. **સાય**–સહાયના. **તત્કાલ૦**–आरुह्य स्यन्दनं शौरिर्द्विजमारोप्य तूर्णगैः । आनर्तादेकरात्रेण विदर्भानगमद्धयैः अ. ५३. ६ । ભીમકનો સત્કાર, અ. ૫૩. શ્લો. ૩૨–૩૪. **૧૫ ઘટઇ**–ગ્યોગ્ય, પાત્ર છે. **ડાહલિઉ**–ડાહલ દેશનો રાજા શિશુપાલ. સુરનર,–(ભાગવતમાં વિદર્ભ નગરનાં રહેવાસીઓ બોલે છે) अस्यैव भार्या भवितुं रुक्मिण्यर्हति नापरः । ३७ । અમારાં પૂર્વ જન્મનાં સુકૃતોનાં પુણ્ય એને દઇએ

છીએ, જેથી એ કૃષ્ણને વરે ૩૮. ફોક-મિથ્યા, નકામો. 'વર્યો-વિવાહથી સંબદ્ધ થયો છે.' **સાહાણ**-સાહજન, રાજપુત્રાદિ ( राजभटैः शूरैः ४१ ) **અંબિકા**-કુલદેવી, ગિરિજા ( અ. ૫૨-૪૨; ૫૩-૩૯ ). **વાડવ**-કૃષ્ણને બોલાવવા મોકલેલો વિપ્ર પાછો ફર્યો અને શો સંદેશો લાવ્યો તે જાણવા અતિ ઉત્કંઠિત થતી, અને હરેક પ્રકારની આશંકા સેવતી : અ.૰ ૫૩. ૨૦-૨૪. વામ-ડાબો હાથ અને અંગ : આ ફરકે એ શુભ શુકનસૂચક છે; वाम ऊरुर्भुजो नेत्रमस्फुरन्प्रियभाषिणः २७ । **દેઉલી૦**-દેવળના. **ઉમિયા**-ઉમા, ગિરિજા, શંકરપત્ની ( रुद्राणी, गिरिजा २५ भवानी ४० ) **જુહાર૦** માતાને પગે લાગતી માગે : भूयात्पतिर्मे भगवान् कृष्णस्तदनुमोदताम् ४६ । **વિશ્વાવાસ**-કૃષ્ણને જોયા અને તેમણે તરત જ ઉપાડી ( ૫૫ ). **દલ૦**-શત્રુનાં સૈન્યમાં ત્રાસ પડયો, પ્રવર્ત્યો. **૧૬ રાય**-રાજાઓ. કરઈ-'કહઈ' જોઇએ. **ઊતાવલા**-(उत्तारं, उत्तालं) મોટે સાદે; 'રૂક્મિણિ મંદિરથી વહેલી પાછી નહીં ફરતાં અધીરા થયલા.' **ગોવાલ**-આપણ-રાજાઓને છેતરીને એ ભરવાડો હરી ગયા ( अहोधिगस्मान्यश आत्तधन्वनां गोपैर्हृतं केसरिणां मृगैरिव ५७ । 'જેમ ગરૂડ દ્વિજરાજ-સર્પરાજના મુખમાંથી અમૃત છીનવી લે તેમ રૂક્મિણીને ઉપાડી ગયા.' **વિણઠું**-વિનષ્ટ થયું, વણસ્યું. **હસઈ**-હસે, મશ્કરી કરે, આપણા આવા શૌર્યનો ઉપહાસ કરે. (૩) 'કહઇ.' યુદ્ધખેલ; અ. ૫૪. **વાહરઇ**-વાહારે, મદદે ( सं. वृ-સંકટનું નિવારણ કરવું ). **પીંડાર**-પીંઢારો, લુંટારો ( सं. पिण्ड+हार પિંડને લઈ જનારો; તે ઉપરથી કાગડો, લુંટારો. ) **આયુધ**-( અ. ૫૪. ૮ ). જરાસંધનાં ગર્વવચનોઃ પણ ભાગવતમાં પરાજય પછીનાં શોચવચનો છેઃ અ. ૫૪. ૧૦-૧૬. **લાજિયુ**-લાજ્યો ( हृतदारमिवातुरं, नष्टत्विषं गतोत्साहं १० । ) **૧૭** 'ભલો -સારો વિશેષ શૂરો રાઉત, રાજા.' શિશુપાલ, જરાસંધાદિ નાશી ગયા, પણ રૂક્મિ બેનને પાછી લાવવાની પ્રતિજ્ઞા કરી કૃષ્ણની પુંઠે ધાયો ( ૧૭-૧૯; ૨૦; ૨૧-૨૨ ). **ગાલિ**-ગાળો ( यदूनां कुलपांसन

૨૩-૨૬ । **માઉલ**-मातुलः માંમા, કંસ. **કાહૂડ**-તુચ્છકારભર્યો ઉદ્ગાર. **શિરકુંચ**-માથાના વાળની જટા ( सं. कूर्चः ) બન્નેનું યુદ્ધ: ૨૨-૩૧. **કાપરયાં**-કાપ્યાં ( હે. દે. कप्परिअं ) વસ્ત્ર વડે બાંધીને તેનાં કાન અને કેશ કાપી વિરૂપ કર્યો (૩૫). રૂકિમણીએ, ગમે તેવો પણ એ પોતાનો ભાઈ હોવાથી તેને ન હણવાની આર્જવપૂર્વક વિનતિ કરતાં ( ૩૨-૩૪ ) કૃષ્ણે વિરૂપ કરી છોડયો ૩૫. 'માન માગે'-વિનવે; 'એ ગમે તેટલો પણ તમારો ભાઈ એટલે બાલક કહેવાય માટે તેના બંધ છોડો' **ક્ષમિ**-ક્ષમો. 'મારશો તો તમને સાળો માર્યોની ખોડિ-કલંકો લાગશે' બલભદ્ર૦: કૃષ્ણને બોધ ( ૩૬-૩૯; ૪૧ ): રૂકિમને પ્રબોધ ( ૪૦ ); રુકિમણીને અનુશોચ નહીં કરવાની અને મમત્વ નિવારવાની શિખામણ ( ૪૨-૪૯ ) **સંધિ**-( બળરામે બન્ને વચ્ચે, સમાધાની કરાવી. **નૈયર**-નયર, નગર. **ગણનાથ**-લશ્કરી ટુકડીનો સેનાપતિ. **૧૭-૧૮** 'હાથ મેલાવો થયો,' પરણ્યા ( विधि-वदुपयेमे ૫૩ ॥ **ભવ-ભાર૦** સંસાર રૂપી બોજાનાં બંધન છોડયાં.

**પા. ૧૮૧-૨. ૧૯-૩૦ ૧૯** ( અ. ૫૬ ) 'રૂકિમણીએ પ્રદ્યુમ્ન પ્રસવ્યો, જન્મ્યો.' શંકરે બાળેલો કામદેવ પ્રદ્યુમ્ન રૂપે જન્મ્યો ( ૧ ). **અસુર**-' કાળરૂપી શંબર.' તે એને જન્મ્યાને દશ દિવસ થયા ન હતા તેટલામાં ઉપાડી ગયો. માર્ગમાં તેના બલથી થાકી શંબરે એને સમુદ્રમાં નાંખી દીધો, મચ્છે તેને ગળ્યો, ઢીમરહાથે એ મચ્છ ચડયો, મચ્છ વિદારી પ્રદ્યુમ્નને કાઢી, શંબરની રસોયણ માયાવતીને સોંપ્યો. પૂર્વ જન્મની તે રતિ હતી, તેથી તેણે એને ઉછેર્યો અને મોટો થતાં પરણી. તેણે શંબરને મારવાનો ઉપાય દાખવતાં પ્રદ્યુમ્ને તેને હણ્યો અને એને સ્ત્રી કરી તેની સાથે દ્વારાવતી આવ્યો, અને સત્કાર પામ્યો ( અ. ૫૫. ૧-૪૦ ). **૨૦ જાંબુવંત**--જાંબુવાન, રીંછ રામ અવતારમાં સીતા ખાતર રાવણ સામે ઝુઝનાર. **ભીંછ**-ભડવીર. સૂર્યના ભક્ત યાદવ સત્રાજિતે સૂર્યોપાસનાથી સ્યમંતક મણિ મેળવ્યો. તેનો ભાઈ પ્રસેનજિત એ મણિ કંઠે ઘાલી જંગલમાં ગયો. સિંહે

તેને ફાડી ખાધો, જાંબુવાન રીંછ એ સિંહને મારી સ્યમંતક મણિ ગુફામાં લેઈ ગયો અને એને પોતાની પુત્રી સત્યભામાના પારણે લટકાવ્યો. આ પાસ સહુને કૃષ્ણે પ્રસેનજિતને મારી મણિ ચોર્યાનો વ્હેમ ગયો. તે રાખવા કૃષ્ણે તપાસ કરી અને શોધતાં શોધતાં જાંબુવાનની ગુફાની ભાળ લાધી અને તેમાં પેસી યુદ્ધ કરી, તેને હરાવી, તેની પુત્રી જાંબુવતી અને મણિ બન્ને લેઈ દ્વારકા આવ્યા અને સત્રાજિતની કન્યા સત્યભામાને પણ પરણ્યા. આ સ્યમંતક આખ્યાન આખુંયે કવિએ છોડયું છે ( અ. ૬૭ ). **૨૧** અ. ૫૮ અષ્ટ પટરાણીઓ સાથે લગ્ન : ૬ અહીં આપી છે તે, ૬ઠ્ઠી રુકિમણી ૭મી જાંબુવતી, ૮મી સત્યભામા. કૃષ્ણ યુધિષ્ઠિરાદિને મળવા ઇન્દ્રપ્રસ્થ ગયા. ત્યાં સૌએ તેમને સત્કાર્યા અને ચાતુર્માસ રહ્યા (અ. ૫૮. ૧–૧૨). પછી ખાંડવ વન અર્જુન પાસે બળાવ્યું ( ૧૩–૧૬ ). યમુનાતટે અર્જુને **કાલિંદી**ને જોઈ, કૃષ્ણ તેને પરણ્યા ( ૧૭–૨૩ ). **મિત્રવૃંદા** ( ૩૭–૩૧ ) અવંતીના રાજા વિન્દ અને અનુવિન્દની બેન, સ્વયંવરમાં અપહરણ. **નાગવતી**–નાગ્નજિતી (૩૨–૫૨ ) કોશલ દેશના રાજાની પુત્રી, સાત ઉછૃંખલ બળદોને એક સાથે હંફાવી પણ પાળી પરણ્યા; **ભદ્રા** ( ૫૬ ) પોતાની માશી શ્રુતકીર્તિની પુત્રી કૈકેયી. **લક્ષ્મણા** ( ૫૭ ) મદ્ર દેશના રાજાની પુત્રીને સ્વયંવરમાં પરણ્યા. **૨૨–૩** નરકાસુરે કેદ કરેલી સોળ સહસ્ર સુંદરીઓ. ( શ્લોક ૫૮ ) નરકાસુરવધનો પ્રસંગ ( અ. **૫૯**. ૧–૬૫ ) આમ એક જ પંક્તિમાં કવિ પતાવે છે, **પારિજાતકહરણ** ( અ. ૫૮ દેવમાતા અદિતિના કાનનાં કુંડલ ભૌમાસુર ( ભૂમિપુત્ર ) નરક હરી ગયો હતો, એ કુંડલ નરકાસુરને મારતાં હાથ આવ્યાં, એટલે તે લેઈ કૃષ્ણ સ્વર્ગે ગયા અને દેવમાતાને સોંપ્યાં ( ૩૭–૩૮ ). સત્યભામા સાથે હતાં તેને નંદન વનનું પારિજાતિક વૃક્ષ દ્વારકા લેવાનું મન થતાં દેવસૈન્ય સાથે લઢી, દ્વારકાં આણ્યું અને સત્યભામાના પ્રાસાદની વાડીમાં રોપ્યું ( ૩૯ ). '**ઘણુઈ બલઈ**'–ઘણે બલે. **૨૪** '**એક** વાર એકાન્તમાં શ્રીકાન્તે ( કાન્ત + ઈ ) **હસૂં**–મસ્કરી કરી :' અ.

૬૦ મો આખોયે રસોત્કર્ષી છે. આ, કૃષ્ણે રૂક્મિણીને ચીઢવી તેનો અનુનય કર્યાનો પ્રસંગ છે. આમાં ગૃહસ્થાને શોભાવતો માનુષી ભાવ નીતરે છે. **અહું૦**–**निष्किञ्चना वयं शश्वन्निष्किञ्चनजनप्रियाः । तस्मात्प्रायेण नह्याढ्या मां भजन्ति सुमध्यमे । अ. ६०. १४ ।** કૃષ્ણનર્મવચનઃ ૯–૨૦. **वृता वयं गुणैर्हीना भिक्षुभिः श्लाघिता मुधा १६ । उदासीना वयं नूनं न स्त्र्यपत्यार्थकामुकाः । आत्मलब्ध्यास्महे पूर्णा गेहयोर्ज्योतिरक्रियाः २० । २५** "રાજેન્દ્ર (જરાસંધના ભયથી ભાગીને દ્વારકા નાઠો આવ્યો અને સમુદ્રના રક્ષણરૂપી સમ્યક્ શરણને પામ્યો." **राजभ्यः बीभ्यतः सुभ्रूः समुद्रं शरणं गतान्**–અમને ૧૨. **સમવડિ** ( સમવડ્ય )–બરોબરી–માં **૨૬** કૃષ્ણવચનથી રુકિમણીનું દુઃખ ૨૧–૨૪; **૨૭** કૃષ્ણનો અનુનય ૨૫–૨૮ અને સાંત્વનનાં વચન; ૨૯–૩૨. આ પછીનો પરસ્પર સંવાદ પણ રસભર અને આધ્યાત્મિક તત્ત્વથી નિર્ભર છે. **૨૮ વિરુદ્ધ**–રુકિમણીના ભાઈ સાથે કૃષ્ણને થયલો વિરોધ ટાળવા–મીટાવવા તેની પુત્રી રોચના ( ૨૧ ) પ્રદ્યુમ્નના પુત્ર અનિરૂદ્ધને પરણાવી ( અ. ૬૧. ૧૯–૨૬ ). આ લગ્નપ્રસંગે ચોપટ ખેલતાં બલરામ અને રુકિમ વઢી પડયા અને બલરામે તેને હણ્યો ( ૩૨ ). **હસિયુ**–મશ્કરીનાં વચન બોલ્યો. **૨૯ ઉષાહરણ**: અનિરૂદ્ધઆનયનઃ અ. ૬૨ અને ૬૩. શોણિતપુરના રાજા બાણાસુરની પુત્રી ઉષાએ સ્વપ્નમાં કૃષ્ણપૌત્ર અનિરૂદ્ધ સાથે સમાગમ અનુભવ્યો અને તેની સખી અનિરૂદ્ધને દ્વારકાથી અદ્ધર લઈ આવી, બાણના સૈનિકો ન જાણે તેમ એ બન્નેને રાખ્યાં. પણ થવા કાળ તે બાણને જાણ થઈ અને તેણે અનિરૂદ્ધને **બાંધ્યો**–કેદમાં ઘાલ્યો. નારદ દ્વારા કૃષ્ણને ખબર પડતાં યાદવસૈન્ય સાથે કૃષ્ણ ત્યાં આવ્યા, રુદ્ર અને કૃષ્ણ વચ્ચે ઘોર સંગ્રામ આરંભાયો; બાણ હાર્યો અને અનિરૂદ્ધને ઉષા પરણાવી અને દ્વારકા સંઘ પાછો આવ્યો. **આગઇ**–આગળ, હરિલીલાના રચનકાળ પૂર્વે કવિએ ઉષાહરણ લખ્યાનું આ સૂચન દીસે છે. **અપાર**–સવિસ્તર; **બોલીઊ**–કહેલું છે.

**પા. ૧૮૨ ૩. ૩૧–૩૭. ૩૧** નૃગ રાજા, બ્રાહ્મણને દાનમાં આપેલી ગાયનું ભૂલમાં પુનઃ દાન કર્યાથી, 'કૃકલાશ'–કાચંડો થઈ અવતર્યો હતો; તે દ્વારકાના ઉપવનના કૂવામાં પડ્યો હતો, તેને કૃષ્ણે કાઢી, દુઃખપાશથી મુક્ત કરી સ્વધામ પહોંચાડ્યો ( અ. ૬૪ ). **યમુના૦**–બલરામ એકદા ગોકુલ ગયા. ત્યાં ગોપીઓ સાથે વિનોદ કરતાં, યમુનાને ક્રીડાર્થે બોલાવી, તે ગર્વથી તેમની પાસે ન ગઈ, એટલે તેના પટમાં હળ નાંખી તેને અનેક શાખાઓમાં વહેવડાવવા તત્પર થયા. પણ તેણે ક્ષમા માગી (અ. ૬૫). **૩૨ કાશીશ**–કાશીનો ઈશ રાજા, એ પોતાને વાસુદેવ કૃષ્ણ મનાવતો, તેથી તેનો ગર્વ કૃષ્ણે તોડ્યો. (અ. ૬૬ ). **દ્વિવિદ**–રૈવત પર્વતમાં લલનાઓને પજવતો હતો. તેને બલરામે હણ્યો. ( અ. ૬૭ ). **શ્રીહરિ**–કવિ બલરામના આ કૃત્યને કૃષ્ણમાં આરોપણ કરે છે. **૩૩** દુર્યોધનની પુત્રી લક્ષ્મણાના સ્વયંવરમાં વગર નિમંત્રણે કૃષ્ણપુત્ર સાંબ જઈ ચડ્યો અને તેણે તેનું હરણ કર્યું, પણ કૌરવોએ તેને હરાવ્યો. બલરામ તેની વ્હારે ચડ્યા, દુર્યોધન તેમનો ગદાશિક્ષામાં શિષ્ય હતો, પણ ઉદ્ધતાઈથી બલરામને તેણે કહેવા ન કહેવાનાં વેણ કહ્યાં. એટલે હસ્તિનાપુર હલ વડે ઉંધું વાળવા તે તૈયાર થયા અને દુર્યોધને નમી કન્યા સાંબને પરણાવી ( અ. ૬૮ ). **૩૪** કૃષ્ણનો ગૃહસ્થાશ્રમવૈભવ અ. ૬૯. અનેક પત્નીઓના ઘરમાં એકી વેળા કૃષ્ણને જોતાં નારદ વિસ્મયસ્તંભિત થયા. (૩૮–૩૯) **૩૫–૩૬** જરાસંધ રાજાઓને કેદમાં ઘાલી સતાવતો હતો, તેથી તેમને છોડાવવા એક દૂત વિજ્ઞપ્તિ લઈ કૃષ્ણ પાસે આવ્યો ( અ. ૭૦. ૨૨; ૨૪–૩૦). એટલામાં નારદ આવ્યા અને કૃષ્ણને પાંડવોના રાજસૂય યજ્ઞને સહાય આપવા વિનવ્યા ( ૩૭–૪૬ ). 'એક પંથ ને દો કાજ' એમ ધારી, રાજસૂયયજ્ઞ નિમિત્તે જરાસંધનો વધ ભીમ પાસે કરાવવાના નિર્ધારની ઉદ્ધવ સાથે મંત્રણા કરી ( અ. ૭૧. ૧–૧૦ ) કૃષ્ણ ઈન્દ્રપ્રસ્થ ગયા. ત્યાંથી કૃષ્ણ, અર્જુન અને ભીમ બ્રાહ્મણવેશે જરાસંધના નગરમાં ( મગધ દેશમાં ) ગયા, અને ભીમે દ્વંદ્વયુદ્ધમાં

મુશ્કેલીથી જરાસંધને માર્યો. ( અ. ૭૨-૭૨ ) કેદ થયલા રાજાઓને કૃષ્ણે છોડયા અને રાજઋદ્ધિ સાથે ઇન્દ્રપ્રસ્થ આવ્યા ( અ. ૭૩ ). **સીમ**-અર્જુને, પોતાના રાજ્યની સઘળી સીમાઓ જિતી. રાજાઓનું જેને એકચક્રવે સમ્રાટ્પદ મળે તે રાજસૂય યજ્ઞ કરે, એટલે અર્જુને સહુને હરાવ્યા. યજ્ઞમાં પૂજ્યતમની પૂજા કરવાનો પ્રસંગ આવતાં ભીષ્મે કૃષ્ણપૂ-જન કરવા કહ્યું. શિશુપાલ સામો થયો અને કૃષ્ણે તેને હણ્યો (અ. ૭૪) **પરિભવ**-માનખંડનઃ મય દાનવે બનાવેલી રાજ્યસભામાં જલને સ્થળે ભૂમિ અને ભૂમિને સ્થળે જલ જોતાં સંભ્રમમાં પડયો, ભીમ અને સ્ત્રીઓ હસી પડયાં. અને વૈર લેવાની પ્રતિજ્ઞા લેઈ ચીઢાયલો દુર્યોધન હસ્તિનાપુર ગયો ( અ. ૭૫ ). **૩૭ શાલ્વિ**-શાલ્વે; જરાસંધ અને શિશુપાલનો મિત્ર; સૌભ દેશનો રાજા. એ નગર મોહમય હતું ( અ. ૭૬-૭. ); તેણે વિમાનમાં જઈ દ્વારકાને ઘેર્યું (૯) તેને કૃષ્ણે હણ્યો ( અ. ૭૭ ). દંતવક્ત્ર કરૂષ દેશનો રાજા, શાલ્વ હણાયો જાણી વઢવા આવ્યો, તેને કૃષ્ણે માર્યો ( અ. ૭૮. ૧-૧૩ ). **વ્યાસ**-રોમહર્ષણ, વ્યાસ શિષ્ય ( ૨૨ ) બલરામ તીર્થાટન કરતા નૈમિષા-રણ્યમાં ગયા ત્યાં રોમહર્ષણે તેમને ન સત્કાર્યા, એટલે બલરામે તેમને હણ્યા. ( ૨૦-૨૮ ) અને કૃષ્ણે બલરામને એ વધના પ્રાયશ્ચિત્તથી મુક્ત કર્યા ( ૨૯-૩૪). **વલ્કુ**-બલ્વલ, ઇલ્વલનો પુત્ર. બ્રાહ્મણના યજ્ઞ રંજાડતો તેને બલરામે માર્યો ( અ. ૭૮. ૩૭-૪૦ ). અ. ૭૯ મો કવિએ છોડયો છે.

**પા. ૧૮૩-૫. ૩૮-૫૧.** ( અ. ૮૦-૮૧ ) ૩૮ 'ક્ષુધાથી જે પીડિત-પીડાતો હતો તે.' **ક્ષામ**-સુકલકડી ( ભાગવતમાં આ બે વિશેષણો સુદામાની પત્નીને લગાડેલાં છે. ( અ. ૮૦-૭ ) **કણીષ**-રોજનું કણકણ ( આછુંપાતળું ) અનાજ. 'માત્ર ભોજન પૂરતું અન્ન પણ આમ-આ રીતિથી ન **મિલે** મળે' **૩૯ કાં**-શા કારણ-ઈ-આ પીડા **સહુ**-સહો છો? **૪૦ કાં**-શા કારણ-ઈ-આ દુખરૂપી **વૃત્તિ**-જીવન વ્યવહાર તું **આચરઇ**-આચરે છે. છતો પતિતપાવની

ગંગાનો કાંઠો નિકટ છે અને તરસે શા માટે મરે (છે)?' ૪૧ 'જગનાથને કેમ મળાય?' મિલિઈ–(અકર્તરી) મળાય (મારાથી). ૪૨ સૂખડી–મીઠાઈ. ૪૩ 'મિલ્યુસ '–(હું) મળીશ, મારાથી કેમ મળાશે? જેમ 'સોનાના અંબાર મેરુને ત્યાં અલ્પ સોનું ભેટે, મળવા જાય તેમ.' ૪૫ શ્રી રંગ(ઇ)–ગે. ૪૯ સરખાવો. पत्रं पुष्पं फलं तोयं योमे भक्त्या प्रयच्छति–વિ. ૫૦ જસિ–જેવી. દેવી–ઇ–એ.

પા. ૧૮૫–૬. ૫૨–૫૫ (અ. ૮૨–૮૩) સુહુત–'સુહૃદ' જોઇએ એમ લાગે છે. કુરુક્ષેત્ર–સ્યમંત પંચક ક્ષેત્ર. સૂર્યગ્રહણવેળા કૃષ્ણ યાદવો સાથે પવિત્ર કુરુક્ષેત્રે ગયા; વ્રજમાંથી નંદ–યશોદા અને ગોપ–ગોપીઓને પણ બોલાવ્યાં. આનંદાદિ ગોપ, અને ગોપીઓનાં મનનું સમાધાન કર્યું. અ. ૮૨. ૧૪–૧૭; અને ૩૦–૪૯૩ બેન પૃથા–કુંતી અને ભાઈ વસુદેવ મળ્યાં (૧૯–૬૧). કવિ અ. ૮૨ મો અને ૮૩ ના ૧–૫ છોડી દે છે. ભાગવતમાં સ્રીસમાજ મળતાં દ્રૌપદી કૃષ્ણની અષ્ટ પટરાણીઓ અને બીજી રાણીઓને તેમણે કૃષ્ણ સાથે તેના શા ગુણથી મોહીને વિવાહ–લગ્ન કર્યું એ પૂછે છે, અને પ્રત્યેક પોતપોતાનું મોહકારણ કહે છે (અ. ૮૩. ૫–૪૩). ૫૩. (અ. ૮૪) ત્યાં નારદાદિ મુનિ આવ્યા; આ પ્રસંગનો કૃષ્ણ અને નારદનો સંવાદ વિચારણીય છે. (અ. ૮૪. ૯–૨૭). વસુદેવે મુનિઓને કર્મનાશનો ઉપાય પૂછ્યો. (૨૯) નારદનું વચન શ્રવણીય છે. (૩૦–૪૧). પછી તેમની મદદથી વસુદેવે યજ્ઞ કર્યો. પછી નંદને ત્રણ મહીનાના સમાગમ પછી વ્રજમાં પાછા મોકલ્યા (૬૬). ૫૩ દેવકીને તેના પહેલા છ પુત્રોને પાતાળમાંથી આણી દાખવ્યા (અ. ૮૫). ૫૪ (અ. ૮૬) મૈથિલમાં બે વિષ્ણુ ભક્ત હતાઃ રાજા બહુલાશ્વ (જનકના વંશનો) અને બ્રાહ્મણ શ્રુતદેવ. બન્નેય સમાન કક્ષાના વૈષ્ણવ હતાઃ એક રાજા અને બીજો રંક. કૃષ્ણ બળરામ આદિ સાથે ત્યાં ગયા; બન્નેએ સત્કાર્યા અને (द्वयोः प्रियचिकीर्षया। उभयोराविशेग्द्रेहमुभाभ्यां तदलक्षितः ૨૬) બન્નેને ઘેર એકીવેળા ઉતર્યા. (અ. ૮૬. ૧૩–૫૯ આમાં આ પ્રસંગ જોવો). ૫૫ સુભદ્રાહરણ; અ. ૮૬. ૧–૧૨. ઠામ–વૈકુંઠ.

પા. ૧૮૭-ઇ. ૫૬-૬૧. ૫૬ ( અ. ૮૭ ) પરીક્ષિતે પ્રશ્ન કર્યો कथं चरन्ति श्रुतयः साक्षात्सदसतः परे ૧। આ સંબંધમાં નારદ અને નારાયણનો સંવાદ નિરૂપી, સનન્દને શ્વેતદ્વીપના બ્રહ્મવાદીઓને શ્રુતિનું જનહિતકાર્ય અને બ્રહ્મસ્તુતિ સમજાવેલાં તેનું વ્યાખ્યાન ભાગવત-કારે કરેલું છે. ૫૭-૫૮ રુદ્રમોક્ષનો ૮૭ મો અધ્યાય કવિ છોડે છે. ( અ. ૮૯ ) સરસ્વતીતટે સત્રમાં ભેગા થયલાં ઋષિઓને પ્રશ્ન થયોઃ वितर्कः समभूत्तेषां त्रीष्वधीशेषु को महान् ૧। બ્રહ્મા, રુદ્ર અને વિષ્ણુમાં મોટો કોણ ? આની ખાતરી કરવા તેમણે બ્રહ્માપુત્ર ભૃગુને મોકલ્યા. તે પહેલાં બ્રહ્માને ત્યાં ગયા, તેમને વંદન ન કર્યું, એટલે તે ક્રોધે ભરાયા. તેમને શાન્ત કરી ભૃગુ રુદ્રની પાસે ગયા; તેમને કટુ વેણ કહ્યાં, તે ક્રોધાન્વિત થયા. તેમને શાન્ત કરી ભૃગુ પરભાર્યા વૈકુંઠ ગયા. વિષ્ણુ સૂતા હતા, તેમની છાતીમાં લાત મારી, તે ગુસ્સે ન થયા, પણ ઉલટા શાન્તિથી ભૃગુને તમારા પગને તો નથી વાગ્યું એવી પૃચ્છા કરી તેમનો પગ ચાંપવા લાગ્યા. આમ વિષ્ણુ મોટા એ સિદ્ધ કરી ભૃગુ પાછા બ્રાહ્મણો પાસે આવ્યા. ( અ. ૮૯. ૧-૨૦ ). હૈઈ-હૈયે, છાતી ઉપર. પસાઇ-કૃપા. ‘ બ્રહ્મા અને રુદ્રનો ભૂપ, તેમનાથી ચઢી-યાતા વિષ્ણુ છે.’ ૬૦ ( અ. ૮૯ ) અર્જુનનો ગર્વ ઉતારનારો આ પ્રસંગ છે. દ્વારકાના એક બ્રાહ્મણના પુત્રો જન્મતાં વેંત જ મરતા; આમ આઠ પુત્રો મુઆ, એટલે તેણે કૃષ્ણની સભામાં આવી, આક્રંદ કરી, યાદવોનાં બલને હીણ્યાં. અર્જુન ત્યાં હતો, જેણે દશમા પુત્રને તેના જન્મવેળા તેને ત્યાં હાજર રહી, ઉગારવાની પ્રતિજ્ઞા કરી. પ્રસંગ આવતાં અર્જુન ત્યાં ગયો પણ તેના પુત્રને ઉગારી ન શક્યો. બ્રાહ્મણે તેની ઘણી નિર્ભત્સના કરી, અર્જુન બળવા તૈયાર થયો. કૃષ્ણ તેને રથમાં સાથે લેઈ અનેક લોકાલોક વટાવી, વિષ્ણુલોકમાં લેઈ ગયા; જ્યાં અર્જુનનો ગર્વ ઉતાર્યો અને બ્રાહ્મણપુત્રોને પાછા આણ્યા. **પ્રજાપાલ** અ. ૯૦. ૬૧ નિઉ-નેવુ. પ્રમેહ-આનંદકર વૃદ્ધિ.

## કલા ૧૫ મી, નવમી લીલા મુક્તિ, સ્કંધ ૧૧ મો.

( આમાં ૧૧ સ્કંધના ૩૧ અધ્યાયનો સંક્ષેપ છે. ભાગવત ધર્મ વા ભક્તિસંપ્રદાયનું રહસ્ય વા નિષ્કર્ષ આ સ્કંધમાં નિરૂપાયાથી આ અધ્યાય ભાગવતના સુવર્ણ કળશ રૂપ લેખાય છે; પરમ ભાગવત ઉદ્ધવને શ્રીકૃષ્ણે સ્વધામ સીધારવા પૂર્વે તેનાં આતુરતા અને અધિકાર જોઈ આ રહસ્ય સરસ અને સુંદર રીતે સમજાવ્યું છે. ૨૧ અધ્યાય આ નિરૂપણ તથા સંવાદે રોકેલા છે; તેમાં ઉદ્ધવના ૨૨ મુખ્ય પ્રશ્નોનું નિરાકરણ થયું છે. આ સ્કંધમાં નવમી લીલા મુક્તિ, આત્યંતિક(absolute)મોક્ષ નિરૂપાયલો છે. તેનાં બે પ્રકરણો છેઃ કર્મનિષ્ઠા અને જ્ઞાનનિષ્ઠા. પહેલા અધ્યાયમાં યદુકુલનો સ્વતઃ સંહાર થાય એવો એકસામટા વિનાશનો ઉપાય શાપ દ્વારા ચિંતવી, શ્રી કૃષ્ણ યાદવો દ્વારા જ એ ઉપાય યોજાવે છે; બીજાથી પાંચમા સુધી વાસુદેવ નારદ પાસેથી નવ પ્રશ્નોનું સમાધાન (કર્મનિષ્ઠા અને પ્રભુ-પ્રાપ્તિનો સંબંધ ) જનક–યોગેશ્વર સંવાદ દ્વારા મેળવે છે. છ ઠ્ઠામાં દેવો શ્રી કૃષ્ણને સ્વધામ આવવા વિનવે છે. ઉદ્ધવનું હૃદય આ સમાચારથી કળકળે છે, પણ તેને સાથે નહીં લઈ જતાં સંસારમાં રહી હજી વિશેષ ચિત્ત–શુદ્ધિ અને યોગ્યતા સંપાદવા શ્રી કૃષ્ણ તેને દત્તાત્રેય આખ્યાન–ચોવીસ ગુરુપ્રાપ્તિનું કથાનક ( અ. ૭ ), પિંગલાખ્યાન આદિ ( અ. ૮. ૯. કહી પ્રબોધે છે. પછી મુમુક્ષુની જીજ્ઞાસાને ઉત્કટ કરનારા, આધ્યાત્મિક તેમ જ તાત્ત્વિક ૨૨ પ્રશ્નો પૂછી ઉદ્ધવ પોતાના મનની શંકાઓનું સંપૂર્ણ સમાધાન કરી લે છે. ( અ. ૧૦ થી અ. ૨૯ ) આ ૨૯ મા અધ્યાયમાં ભાગવત ધર્મનું રહસ્ય સંક્ષેપમાં શ્રી ભગવાને પુનઃ નિરૂપ્યું છે. તે પછી ઉદ્ધવ બદરીકેદાર જઈ વસે છે. ૩૦ મામાં યદુ-કુળનો સંહાર અને ૩૧ મામા શ્રી કૃષ્ણનું સ્વધામગમન વર્ણવાયેલ છે. )

પા. ૧૮૭–૯. ૧–. ૧. **બોલીઇ**–કહેવાય ( અકર્તરી ). **દેવેશ**–શ્રીકૃષ્ણ. ૨. **ઉભા**–સજ્જ રહેલા મન્યેઽવનેર્નનુ ગતોઽપ્યગતં હિ भारं यद्यादवं कुलमहो अविषह्यमास्ते अ. १–३ । ૩. **ભુજ**–**આસરિયા**–

ભુજથી આશ્રય પામેલા ( मत्संश्रयस्य ४ ) મારા આશ્રયે વિભવ ભોગવતા, સ્વચ્છંદપણે વર્તતા યાદવોને પરાજય અન્યથી ના થાય, એ તો વાંસનું વન જેમ સ્વસંઘર્ષથી ઉઠતા અગ્નિથી બળે છે તેમ અંદરઅંદરના કલહથી જ તેનો એકસામટો સંહાર થવો ઘટે છે. ( અ. ૧–૪ ). **મશિં**–મિષે, નિમિત્તે. ૪. **અબુઝ**–( सं अ + बुध् ) બુઝ–કદર વિનાના, મશ્કરી કે નર્મહાસ્યથી અજાંણ. 'બ્રાહ્મણ શાપ દે કે હણે તોયે તે પૂજ્ય લેખાવા જોઇએ છે.' ૫. **પિંડારક** ('પિંડતારક' ભૂલ છે) પિતૃઓને પિંડ આપવાનું તીર્થ, પ્રભાસ. કાણ્વ, દુર્વાસાદિ ઋષિમુનિઓ ( અ. ૧ ૧૧–૨ ) **શુદ્ધિ**–વિવેકાદિ આચાર ( अवि- नीता विनीतवत् ૧૩ ) ૬. 'આ વારે આ સ્ત્રી શું છોરૂં ( છોકરી કે છોકરો ) જણશે; તે વિચાર કરી કહો.' **જણિશિ**–( જણ + ઈ + શિ; ભવિષ્ય તૃતીય પુરૂષ ) ૭. **કારણ**–મશ્કરી ( जनयिष्यति वो मन्दा मुसलं कुलनाशनम् ૧૬ ) ૮. જાંબુવતીના પુત્ર સાંબને સગર્ભા સ્ત્રીનો વેષ પહેરાવી યાદવોએ મુનિઓ પાસે તેને લેઈ જઈ આ પ્રશ્ન પૂછયો અને ઉત્તર મળતાં વેષ ઉતાર્યો તો ખરે જ મુસલ નીકળ્યું. 'અવધારી.' ૯. 'મચ્છ મુસલના ચૂર્ણને ગળી ગયો, અને વધેલ લોહી કીનારે આવતાં' તેમાંથી વનસ્પતી ઉગી. મત્સ્યને પારધીએ પકડયો અને પેટ ચીરતાં વધેલા મુસલનો કટકો પણ નીકળ્યો, તેનું તેણે શલ્ય બનાવ્યું (૨૧–૨૩) **વિદારી**–પેટ ચીરી **વ્યાધિ**–વ્યાધે, પારધીએ.

**પા. ૧૮૯–૯૦. ૧૦–૧૮.** ( અ. ૨ ) **રિષિ**–નારદ. **કર્મિં**–કર્મ વડે. વસુદેવઃ 'દેવોને જેઓ જેવી રીતે ભજે છે તેવી રીતે દેવો તેમને ભજે છેઃ' 'देवाः। छायेव कर्मसचिवाः साधवो दीनवत्सलाः ६ પણ સાધુઓ તો દીનવત્સલ છે.' पृच्छामो धर्मान् भागवतांस्तव ७। વસુદેવે કે નિમિ રાજાએ 'કર્મ યા કર્મનો નાશ' કેમ થાય એવો સીધો સવાલ પૂછયો નથી. પણ અ. ૩જાના શ્લો. ૬ થી ૧૭ માંથી તેને કવિએ, સંદેહ રૂપે ઉપથવ્યો છે! कर्माणि कर्मभिः कुर्वन् सनिमित्तानि देहभृत्।

तत्कर्मफलं गृह्णन्भ्रमतीह सुखेतरम् अ. ३. ६ । यथैतामैश्वरीं मायाम् दुस्तरां अकृतात्मभिः । तरन्त्यञ्जः स्थूलधियो महर्ष इदमुच्यताम् अ. ३. १७। ११ નારદ પોતાની બુદ્ધિથી વસુદેવની શંકાનો નિરાસ ન કરતાં ઋષભદેવજીના, પુત્રો નવ યોગેશ્વરો અને વિદેહ **નિમિ**, જનક વચ્ચે આવા જ **નવ** પ્રશ્ન સંબંધમાં થયલો સંવાદ સવિસ્તર કહી તેની શંકા નિવારે છેઃ ( અ. ૨. ૧૩થી અ. ૫. ૪૯ ).આ ગહન.વનમાં કવિ અટવાતો નથી, માત્ર તેનું તારણ-નવ-નીત ( ક. ૧૨ ) તારવી તેનો નિચોડ ૧૩–૧૬ માં કહે છે. **૧૧ નિમિ**– અજનાભ ખંડનો રાજા, વિદેહ જનક ( અ. ૨–૨૪ ). **પૂછ્યા**–पृष्टीः નવ– ( અ. ૨–૨૧ ) કવિ, હરિ, પિપ્લાયન આદિ. **૧૨–૧૬–કેરું**–'કેરૂં' જોઇએ, કવિ નવ યોગેશ્વરોમાંના એક નિમિની બે શંકાના નિરાસ કરે છેઃ ( ૧ ) અ. ૨. ૩૨–૩૬ સુધીમાં ભાગવત ધર્મનું રહસ્યઃ करोति-यद्यत्सकलं परस्मै नारायणायेति समर्पयेत्तत् अ. २. ३६ । વાસુદેવને સર્વ કર્મ અર્પણ કરવાં. ( ૨ ) ભગવત્પ્રબોધ અને વૈષ્ણવ ભાગવતનાં લક્ષણ ૩૭–૫૫. प्रणयरशनया धृताङ्घ्रिपद्मः स भवति भागवतप्रधान उक्तः ।अ. २. ५५। ( ૩ ) અ. ૩ જોઃ ૧–૧૬–માયાસ્વરૂપ, ખોટું દર્શન વસ્તુનું થાય તે માયા. ( ૪ ) મોહને તરવાનો ઉપાય; અ. ૩. ૧૭–૩૩ જીજ્ઞાસુ મુમુક્ષુએ સદ્ગુરૂને શરણે જઈ વસ્તુવિવેક સમજવો. ( ૫ ) બ્રહ્મનું સ્વરૂપ–પિપ્લાયન કહે છેઃ અ. ૩. ૩૪–૪૦. ( ૬ ) કર્મયોગ; ૪૨–૫૫ વેદાગમમાં વિહિત કરેલા પ્રકારે પૂજન કરવું पिण्डं विशोध्य संन्यासकृत-रक्षोऽर्चयेद्धरिम् ४९। वेदोक्तमेव कुर्वाणो...नैष्कर्म्यां लभते सिद्धिं ४६ । ( ૭ ) અ. ૪. ૧–૨૩ ભગવાને લીધેલા મત્સ્ય, કચ્છપ, નૃસિંહ, રામ આદિ અવતારો. ( ૮ ) અ. ૫. ૧–૧૮–અભક્તિ–હરિનું ભજન ન કરે તેને સંસારની રહેંટમાળમાં ચાલવું અને જવું એટલે तमो विशन्त्य निच्छन्तो वासुदेवपराङ्मुखाः ૧૮ । અને ( ૯ ) અ. ૫. ૧૯–૪૨– હરિપૂજાના યુગાનુકૂલ વિધિઓઃ एवं युगानुरूपाभ्यां भगवान्युगवर्तिभिः । मनुजैरिज्यते ३५ । સત્યમાં ધ્યાન,–तपसा...२२ ।; ત્રેતામાં યાગ ( ૨૬ ) દ્વાપરમાં અર્ચન यजन्ति वेदतन्त्राभ्यां परं जिज्ञासवो २८ ।; અને કલિમાં

સંકીર્તન कलिं सभाजयन्त्यार्या गुणज्ञाः सारभागिनः । यत्र संकीर्तनेनैव सर्वः स्वार्थोऽभिलभ्यते ३६ । **૧૩ કરચા**–कृताः **૧૭** 'આપણે ઠામે નારદ પહોંચ્યા' **પંચ**–અગીઆરમા સ્કંધના પહેલા પ્રકરણ કર્મનિષ્ઠાના પહેલા પાંચ અધ્યાય. **૧૮ આરોહુ**–(સ્વધામે ઊર્ધ્વ લોકમાં) स्वधामं विशस्व ૨૭. ચઢો (અ. ૬. ૧–૨૭). શ્રી કૃષ્ણનો એ વચનનો સ્વીકાર. (૨૮–૩૧) કવિ છોડે છે.

પા. ૧૯૦–૩. ૧૯–૩૯. બીજું પ્રકરણ અહીંથી **જ્ઞાનનિષ્ઠા** આરંભાય છે. **૧૯ છઠિ**–છટ્ઠા અધ્યાયમાં **પૂછિ**–ઉદ્ધવ પૂછે (મનની, જીવભાવની શાન્તિનું કારણ શ્લો. ૪૨–૪૭): કૃષ્ણે યાદવોને દ્વારકાથી પ્રભાસ તીર્થમાં જવા પ્રબોધ્યા અને સૌ સજ્જ થઇ ચાલ્યા ત્યારે ઉદ્ધવે પૂછ્યું: स्वधाम नय मामपि ४३ । कथं त्वां प्रियमात्मानं वयं भक्तास्त्यजेमहि ४५ । **૨૦.** (અ. ૭). **એકમનુ**–એક જ મન–નિશ્ચયવાળો; શ્રી કૃષ્ણે ઉદ્ધવને ભૂતલ ઉપર ફરવા આજ્ઞા કરી: मय्यावेश्य मनः सम्यक् समदृग्विचरस्व गाम् ६ । જુઓ ૧–૧૨. ઉદ્ધવ કહે છે: (૧૩–૧૮) વિષયાત્મ પુરુષોથી કામનાનો ત્યાગ દુષ્કર છે માટે तत्त्वञ्जसा निगदितं भवता यथाऽहं संसाधयामि भगवन्ननु शाधि भृत्यम् १६ । **૨૧** ત્યારે કૃષ્ણ કહે છે: (૧૯–૨૩) आत्मनो गुरुरात्मैव पुरुषस्य विशेषतः २० । 'મને (જે) જાણે (તે) જગદીશ કહે (છે).' **૨૨ મિથ્યા**–ખોટો આભાસ ૩૫. **કલ્પિત**–જીવે પોતાના મનથી કલ્પેલો. 'સંસાર–પ્રપંચ, જે આકારમાં દીસે છે તે કલ્પિત છે, 'દેખવા માત્ર છે,' એનો સાચો આધાર તો નિત્ય અવિકારી સર્વવ્યાપી વિષ્ણુ છે.' **૨૩ સમીપિ**–સમીપે, દરેક જીવના હૃદયમાં. **ચિંતવિ**–(આજ્ઞાર્થ) ચિંતન કર. **પ્રતીતિ૦**–એ સમજાય તે માટે તેના પ્રમાણરૂપે દત્તાત્રયે ચોવીસ ગુરુઓ કર્યા હતા તેનું આખ્યાન ભગવાન કહે (છે) (અ. ૭ના શ્લો. ૨૪થી અ. ૧૦).**૨૪** યાદવોના પૂર્વજ યદુ વનમાં ફરતા હતા ત્યાં એક (अवधूतं द्विजं) બ્રાહ્મણ(દત્તાત્રેય)ને જોયા અને પૂછ્યું: (અ. ૭.૨૬–૩૧) कुतो बुद्धिरियं ब्रह्मन्नकर्तुः सुविशारदा । यामासाद्य भवाल्लोकं विद्वांश्चरति बालवत्–જેના

વડે વિદ્વાન હોવા છતાં નિર્દોષ બાળક પેરે આપ આ લોકમાં વિચરી શકો છો, એવી સુવિશારદ બુદ્ધિ આપે શી રીતે મેળવી ? ૨૬ ત્યારે 'અવધૂત કહે': सन्ति मे गुरवो राजन्बहवो बुद्ध्युपाश्रिताः । यतो बुद्धिमुपादाय मुक्तोऽटामीह तान्श्रुणु ३२ । ૨૫. પછી દત્તાત્રેય પ્રત્યેક ગુરુ પાસેથી પોતે શું શું શીખ્યા તે નિવેદે છે'. **સરીસ**–સાથે **ચોવીસઃ** (શ્લો. ૩૩) **૨૬. ૧** પૃથ્વીઃ નિષ્કંપ–ક્ષમાઃ ઇષ્ટ માર્ગથી, ભૂતોનાં આક્રમણ–છલ છતાં ન ચળાય એવું ધૈર્ય–(૩૭–૩૯). ૨. વાયુઃ નિઃસંગ; નાના પ્રકારના વિષયોમાં ફરવા છતાં નિરાસક્તિઃ (૪૦–૪૪) '**નઇસંગ**' 'નિઃસંગ' જોઇએ. ૩ આકાશઃ ઉદાસીનપણું: નિર્લેપઃ સ્થાવરજંગમ સૃષ્ટિમાં વ્યાપક હોવા છતાં તેના ખીલાવ કે નાશથી તટસ્થ લાગણી રહિત–અસંગ રહેવું તે (૪૨–૪૩). ૪ જલઃ નિર્મલતાઃ જેમ જલ સ્વચ્છ, સ્નિગ્ધ, અને મધુર છે અને તે મૈત્રી, ઉપસ્પર્શ અને કીર્તનથી પવિત્ર કરે છે, તેમ વિશોધક થવું તે. (૪૪) **૫** પાવક, અગ્નિઃ મલત્યાગઃ સર્વભક્ષી હોવા છતાં મલને ન સ્વીકારવાનો–પોતાનામાં ન રાખવાનો ગુણ (૪૫–૪૭). ૬ શશિ–ચંદ્ર. **શિશિ તયા**–'શશિ તયા' જોઇએ. **તયા**–(સં. તજ્) ક્ષયઃ વિક્રિયાનું વર્જનઃ કલાઓના હ્રાસ–ક્ષય, વૃદ્ધિ થવા છતાં, એ દેહના ધર્મ છે, આત્માના નથી, તેથી ચન્દ્ર એ વિક્રિયા જાણે ન જ થતી હોય તેવા ભાવથી વર્તે છે, તેમ મુનિએ દેહસંસ્કારોથી વિરક્ત રહેવાનું. (૪૮) **૨૭–૭** રવિઃ અભેદઃ ભેદશૂન્યતાઃ જેમ કાલવશાત્ ગો(કિરણ)પતિ સૂર્ય ગો(કિરણો) વડે ગા(જલ)ને શોષે છે અને પછી તેને આકાશમાં છોડી દે છે તેમ યોગી, ગુણો (ઇન્દ્રિય ધર્મો) વડે ગુણો(વિષયો)ને સ્વીકારે છે અને છોડે છે, પરંતુ તેમાં લપટાયલા રહેતા નથી. એટલે કે ઉપાધિથી ભિન્ન (ભેદવાન્) દેખાય છે, પણ વસ્તુતઃ અભિન્ન–ભેદ-શૂન્ય છે. (૪૯–૫૧). ૮ કપોતઃ કબૂતરઃ નિઃસ્નેહતાઃ (જુઓ આખ્યાન અ. ૭. ૫૨–૭૪) એક અરણ્યમાં કપોતકપોતિની સ્નેહથી નિબદ્ધ રહેતાં, અમનચમન ઉડાવતાં હતાં. પછી તેમને સંતતિ થઈ અને

અને આનંદકલ્લોલ કરવા લાગ્યાં. એક વેળા પારધીએ જાળ નાંખી તેમનાં બચ્ચાં પકડયાં. કપોતિનીએ બહારથી આવતાં તે જોયું અને બેભાન બની પોતે જ એ જાળમાં સપડાઈ. પછી કપોત આવ્યો. કુટુંબવિહોણો થતાં સંતાપગ્રસ્ત થતાં તે પણ તેમાં પડયો. આથી ગૃહસ્થાશ્રમી અતિસ્નેહ વા આસક્તિ રાખે તો સંતાપ સહેવો પડે, માટે નિઃસ્નેહ થવું. આ આઠ હીન–કનિષ્ઠ ગુરુઓ. ૯ અજગરઃ દૈવથી જેટલું અને જેવું પ્રાપ્ત થાય તેટલાથી અને તેવાથી સંતોષઃ અરણ્યમાં અજગરને ભાગ્યવશાત્ શિકાર મળી રહે છે, શોધવા ભટકવું પડતું નથી, જે વેળા જે મળ્યું તેથી સંતોષ માને છે ( અ. ૮. ૧–૪. ). ૧૦. સમુદ્રઃ છલકાઈ ન જવું તે; અનેક અનેક નદીઓનાં પાણી આવે છે, છતાં તે સ્વમર્યાદા ત્યજતો નથી; તેમ સૂર્યાદિના તાપથી શોષાય છે છતાં સૂકાઈ જતો નથીઃ ન ઉદ્ધત થવું, તેમ ન વિષાદી થવું (૫–૭). ૧૧ પતંગ–પતંગીઉ; રૂપથી ન લોભાવું તે; પતંગીઉં રૂપથી લોભાતાં દીવામાં પડી જળી મરે છે, માટે ગૃહસ્થાશ્રમીએ માયાવાળાં, વનિતા, સંપત્તિ આદિમાં લોભાઈ ગુંથાઈ સ્વનાશ ન કરવો. ૨૮. ૧૨. મધુકરઃ ભમરોઃ મધુકરી વૃત્તિ, જે પુષ્પમાંથી મધ મળ્યું તે લેઇ, બીજા ઉપર જવું, એકમાં જ સપડાઈ ન રહેવું, પણ સર્વમાંથી સાર સાર સંગ્રહવો; તેમ મુનિએ નાનાંમોટાં શાસ્ત્રાદિમાંથી સાર સંગ્રહવો; વળી માખીની પેઠે મધપૂડો ન કરવો, નહીં તો મધલોભી પારધી મારીને સંગ્રહેલું મધ લેઈ જાય; સરખાવો; સાંખ્ય ૬. ૪–૧૩ ( સૂત્ર ) बहुशास्त्रगुरूपासनेऽपि सारादानं षट्पदवत् । વળી મુનિએ ભિક્ષા અર્થે અન્નાદિ ન સંગ્રહવાં અને દેહ ટકે તે પૂરતું જ ખાવું, તેને તો હાથ એ જ પાત્ર અને ઉદર એ જ સંગ્રહસ્થાન હોવું જોઇએ. (૯–૧૨). ૧૩ હાથી; સ્પર્શ, અંગસંગ ન કરવો તે; હાથીને પકડનારાઓ ખાડામાં કૃત્રિમ હાથિણી ઉભી કરી તેને તેમાં આકર્ષી પકડે છે, માટે મુનિએ સ્પર્શ વા અંગસંગનોયે લોભ ન રાખવો (૧૩–૧૪). ૧૪ મધુહાઃ સંચિતત્યાગ; નિર્લોભ; પારધી મધપૂડો માખીએ સાંચેલું મધ લેવાના લોભથી તેને તોડી મધ હરે છે, પણ તે તો માત્ર વેચી પૈસા

કરવા પૂરતો મધનો ગ્રાહક હોઇને તેનો ભોગ તો બીજાઓ લે છે. માટે યતિએ કાંઈ જ સાંચવું કે સાટવું નહીં (૧૫–૧૬) **૧૫ હરિણ**–મૃગ: શ્રવણમોહ: ગીતમાં મુગ્ધ કરી પારધી મારે છે, માટે યતિએ સ્ત્રીનૃત્યાદિથી દૂર રહેવું (૧૭–૧૮). **૧૫** મીન: માછલું: રસમોહત્યાગ; જિતેન્દ્રિયપણું: ઢીમર આદિ ખાવાની ચીજવાળા 'બડિશ' (લોઢાના કાંટા) વડે માછલાંને પકડે છે, એથી મુનિએ જીવ્હારસ ન રાખવો (૧૯–૨૧). કહેવત:–'રસ એટલી વ્યાધિ અને સ્વાદ એટલો વટાળ.' **૨૯** તાં૦ (જીવ્હારસ) तावज्जितेन्द्रियो न स्याद्विजितान्येन्द्रियः पुमान् । न जयेद्रसनं यावज्जितं सर्वं रसे जिते २१ । પંડિત–વિદ્વાન ગર્વ માં ધરશો: કાંઈ વિદ્યાપ્રાપ્તિથી ઇન્દ્રિયજય નથી થતો, જીવ્હારસ જ્યાં સુધી જિતાયો નથી, ત્યાં સુધી કાંઈ જિતાયું જ નથી. આ આઠ **મધ્યમ. ૩૦. ૧૭.** પિંગલા; નિરાશપણું, આશારહિતપણું. જુઓ આખ્યાન અ. ૮. ૨૨–૪૪. વિદેહ નગરમાં એક વેશ્યા પિંગલા રહેતી. તે નિત્ય શણગરાઈ ધનલોભને અર્થે પુરૂષોને લલચાવતી. તેને એકદા મધ્ય રાત્રિ વીત્યા છતાં કોઈ કામુક ન મળ્યો, એટલે તીવ્ર વૈરાગ્ય થયો, અને આશા છોડી સુખેથી શયન કરી ગઈ: आशा हि परमं दुःखं नैराश्यं परमं सुखम् ४४ । સરખાવો: સાંખ્યદર્શન ૪–૧૧ निराशी सुखी पिङ्गलावत् । **પૂરા**–પૂર્વે. **૧૮.** ટીટોડું–પક્ષી, અપરિગ્રહ: મનુષ્યને જે અતિ પ્રિય વસ્તુ હોય છે તેનો પરિગ્રહ આવંદે દુ:ખને અર્થે છે, માટે અકિંચન, અપરિગ્રહવાળો અનન્ત સુખ મેળવે છે: જેમ ટીટોડાએ એક માંસનો ટુકડો પકડયો હતો, તે એના મુખમાંથી પડાવવાને ગીધ આદિ બલવાનોએ મથન કર્યું, અને ટીટોડો એ કટકો પડતો મૂકતાં સુખી થયો (અ. ૯. ૧–૨). સરખાવો: "श्येनवत् सुखी दुःखी त्यागवियोगाभ्याम्" સાંખ્ય: ૪–૫. **૧૯** બાલક–નિરભિમાન–બાલકને ચિંતા નથી હોતી તેમ માન કે અપમાનની લાગણી ટકી રહેતી નથી; એથી અવધૂત કહે છે: आत्मक्रीड आत्मरतिर्विचरामीह बालवत् । વિમુગ્ધ અને જડ બાલક ગુણોથી પર ગયો હોય છે.

( અ. ૯. ૩–૪ ) **૩૧.** આ પંક્તિ આમ જોઇએ: ' કુમારી નઇ' શરકારેણ એકાકી, એકમના તેણ ' ૨૦ કુમારીકંકણ: એકાકી-પણું; બંધુઓને ત્યાં એક કુમારી રહેતી હતી. તેનું માગું કરવા પરોણાઓ આવ્યા. તેમના આતિથ્ય માટે કુમારી ડાંગર છડવા બેઠી. મુસળ ઉપાડતાં મૂકતાં હાથનાં કંકણ ( શંખ–બંગડી ) ખખડયાં, એટલે એક પછી એક કાઢી નાંખી, અકેકું રાખતાં વગર અવાજે સુખેથી કામ કરી શકી. તેમ યોગીએ એકલા રહેવું ( અ. ૯. ૫–૧૦ ) સરખાવો : बहुर्भियोगे विरोधो रागादिभिः कुमारी शङ्खवत् । સાંખ્ય ૪–૯ તેમ **૨૧ શરકાર**–( શરકારેણ–શરકાર પાસેથી ) એકચિત્તઃ બાણ બનાવનારો તેમાં જ ચિત્ત પરોવાતાં રાજા પાસે આવ્યો હોય છતાં તે તરફ અલક્ષ્ય રહે છે તેમ એક જ ભગવાનમાં મન રોકી અન્ય વસ્તુમાં લક્ષ ન રાખવું ( ૧૧–૧૪ ). **તેણ**–તેની પેઠે. **૨૨** સાપ: ઘરબારની કડાકૂટના આરંભ–પ્રયત્નનો અભાવ: સાપ જેમ ઉંદર વગેરેએ રચેલા દરમાં સુખથી રહે છે, તેમ ગૃહ, દેહ આદિ નાશવંત હોઈ તેની બાંધણી કે દદારાનો પ્રયત્ન તેમ આદર મમત્વ નહીં કરવાનાં ( ૧૫ ). સરખાવો: अनारम्भेऽपि परगृहे सुखी सर्पवत् સાંખ્ય. ૪–૧૨. **૨૩** ઊરણનાભ–( નાભીમાંથી તંતુની લાળ–જાળ કાઢનાર કરોળીઓ ) કરોળીઓ પોતાની નાભીમાંથી લાળ મુખ વાટે કાઢી જાળ પ્રસારે, રચે છે અને પાછી સંકેલી લે છે તેમ મહેશ્વર પણ જગતને પોતાના-માંથી સર્જી, તેમાં રમી રહ્યા પછી પાછું તેનો ગ્રાસ કરી જાય છે. યોગીએ નિશ્ચયપૂર્વક આ ભાવથી એક જ બ્રહ્મ ઈશની આ સહુ કૃતિ છે એ ભાવ સેવવો ( ૧૬–૨૧ ). **૨૪** ઇયિલ: તદાકારવૃત્તિ ધ્યાતાએ ધ્યેય રૂપ થવું તે. ભમરી કીડાને પકડી દરમાં પૂરે છે, પછી તે કીડાને એકદમ ન મારતાં જતી આવતી તેને ટોચ્યાં જ કરે છે, આખરે એ કીડો, ' એ ભમરી આવી ' એવા એક જ ધ્યાનમાં પડી પોતે ભમરી બની જાય છે, તેમ જીવે ધ્યેય બ્રહ્મ રૂપ થવું (૧૭–૨૩). આ આઠ **ઉત્તમ. પચીસમો** ગુરુ તે આ દેહ. **અથિર**–અસ્થિર. એની પાસેથી ' નશ્વર

ભાવ' શીખવે। (૨૪–૩૦) એ શ્રેષ્ઠ ગુરૂ છે, માટે તેને। પૃથક્ ઉદ્દેશ કરાવ્યે। છે. અવધૂત અંતે કહે છે: "એક ગુરુથી સુસ્થિર પુષ્કળ જ્ઞાન થતું નથી." ૩૩ 'હિત–કલ્યાણ સાધવાનું કારણ–હેતુ જાણી–સમજી.' ૩૩–૩૭ માં કવિ અ. ૧૦–૧૧ ને। સાર તારવે છે અને અ. ૧૨ મે। છોડી દે છે; જેમાં સત્સંગ અને નિઃસંગને। ઉપદેશ છે. અ. ૧૦–૧૧ માં વર્ણાશ્રમ, ને કુલાચાર, વૈષ્ણવ ભક્તે વિચારવા અને આચરવા યોગ્ય અધ્યાત્મ જ્ઞાન, પરમાર્થતત્ત્વ અને વિજ્ઞાન–એ સહુ વર્ણવેલું છે. "સંસારનું અનાદિપણું, અને પરમાર્થ તત્ત્વ તથા વિજ્ઞાનના વિવેક સંબંધી કથા ભગવાન બોલે છે." ૩૪ **શ્રદ્ધાવંત**–अवहितः स्वधर्मेषु मदाश्रयः वर्णाश्रमकुलाचारमकामात्मा समाचरेत् अ. १०–१ । કામનાવર્જિત–ફલની આશા વગર કર્તવ્ય કરનાર **જોઇ**–સમજે. જેમ જેમ એક ક્રમ સધાય તેમ તેમ એ નીચો ક્રમ છોડે અને ઉંચે ક્રમે આરોહે–ચઢે. 'આરોહિ–આરોહ–ઇ' જોઈએ. **૩૫** ગુણ એ જ માયાનું મૂલ છે. બંધ અને મોક્ષ એ બિહુનુ કારણ ગુણ છે, કારણ ગુણ વડે જ એ બે ભાવ બંધાય છે. (गुणैविरचितो देहोऽयं...संसारस्यनिबंधः...३ विद्याच्छिदात्मनः १० । આત્મ૦–અતિ નિર્મલબુદ્ધિ ગુણથી પ્રસૂત–ઉત્પન્ન માયાને ધૂએ છે, આ વિશ્વ જેનું રૂપ છે એ ગુણોને બાળે છે, અને કાષ્ઠ રહિત અગ્નિની પેઠે પોતે જ શાન્ત થઈ જાય છે." અ. ૧૦–૧૩. (દશમો અધ્યાય વિચારવો) 'બંધ અને મોક્ષ એ બન્ને ભ્રમ છે અને મૂલ રહિત છે.' જુઓ અ. ૧૧–૧. गुणस्य मायामूलत्वान्न मे मोक्षो न बन्धनम् । **યંત્રારૂઢ**–સરખાવો ભગવદ્ગીતા: भ्रामयन्सर्वभूतानि यन्त्रारूढानि मायया । ઉપાઇ–ઉપાય. જુઓ અ. ૧૧. ૧–૪૧, તથા ૩૩–૪૧. **૩૭ પૂજા૦** सूर्योऽग्निर्ब्राह्मणो गावो वैष्णवः खं मरुज्जलम् । भूतात्मा सर्वभूतानि भद्र-पूजापदानि मे ४२ । "આ સહુ સ્થાનોમાં શંખચક્રાદિથી યુક્ત ચતુર્ભુજનું ધ્યાન ધરતાં ભક્ત મારે વિષે સદ્ભક્તિ મેળવે છે" ૪૬–૪૭. અ. ૧૨ કવિ છોડે છે.

**પા. ૧૯૪–૬. ૩૮–૫૧.** અ. ૧૩. ૩૮ ‘સત્વ, રજસ્ અને તમસ્, એ બુદ્ધિના ગુણો છે ( बुद्धेर्न चात्मनः १३. १.) ‘સત્વથી ભક્તિરૂપ ધર્મ પ્રાપ્ત થાય છે અને તે રજસ્ તથા તમસ્‌ને હણે છે ( ૨ ), આ ત્રણ ગુણના હેતુ દશ છે: “ आगमोऽपः प्रजा देशः काल कर्म च जन्म च। ध्यानं मंत्रोऽर्थसंस्कारो दशैते गुणहेतवः। અ. ૧૩.૪। **જાણિ**–(આજ્ઞાર્થે) જાણ. વૃદ્ધ૦વૃદ્ધ પુરુષો આમાંથી જેને સેવે–વખાણે તે સાત્વિક, અને ત્યજે–નિન્દે તે તામસ, અને ઉવેખે તે રાજસ.’ અ. ૧૩–૫. **પરુ**–પરે, આઘો. ઉવેખી–( उपेक्षितः ). નિરવાણિ–ચોક્કસ. **૩૯** ઉદ્ધવના પ્રશ્ન(શ્લો. ૮.)નો ઉત્તર. વિષયા ( બહુ૦ ) અને ચિત્ત એકમેકથી સંલગ્ન છે. ( गुणेष्वाविशते चेतो गुणाश्चेतसि च प्रभो १७। **સમંધ**–સંબંધ: હંસસનંદન-સંવાદ: અ. ૧૩. ૧૫--૪૧. સનકાદિકોએ ભગવાનને વિષયત્યાગનો માર્ગ પૂછતાં, શંકરની આવી જ જીજ્ઞાસાની તૃપ્તિ અર્થે પોતે ‘હંસ’ રૂપ લેઈ આ સવાલની જે ખટપટ પોતે કરી હતી તે સમજાવી. બિહુનુ–ગુણો-વિષયો અને ચિત્ત–નો, ઈક્ષેત ( દેખઇ ) विभ्रममिदं मनसो विलासं गुणविसर्गकृतो विकल्पः माया ३४। ૪૦ ( અ. ૧૪. ) ઉદ્ધવ પૂછે છે: “બ્રહ્મવાદીઓએ મોક્ષનાં સાધન બહુ બહુ કહ્યાં છે તેમાં કીયાં પ્રધાન છે?” ( ૧ ) ભગવાન તેના ઉત્તરમાં ભક્તિયોગ વર્ણવે છે. એ પુરાણો યોગ તેમણે બ્રહ્માને, બ્રહ્માએ મનુને, અને એ પરંપરાએ દેવ, ગુહ્યકાદિએ જાણ્યો. ( ૩–૬ ) **ભાવઇ**–ભાવે, આદરથી ગ્રહે. પરંતુ “વિવિધ વાસનાઓથી ભૂતોના પતિ ભેદવાળા થાય છે અને એ ભેદો પરંપરાથી વધે છે.. ( ૭–૮ ) કોઇ યજ્ઞને, કામને, સત્યને, શમને, કોઇ તપને, દાનને, વ્રતને શ્રેયસ્‌સાધન માને છે (૧૦). ‘ભગવાનની સેવા એ સહુથી મોટું સાધન’–भक्त्याहमेकया ग्राह्यः श्रद्धयात्मा प्रियः सताम् २१। ભક્તિયોગનું વર્ણન જુઓ: ( ૨૧–૪૫ ) **ચૌદમઈ**–ચૌદમા અધ્યાયમાં, જે કવિ છોડી દે છે. ૪૧ ( અ. ૧૫ ) ઉદ્ધવ પૂછે છે: કેવી ધારણાથી, શા પ્રકારની અને કેટલી સિદ્ધિઓ મળે છે? તેના ઉત્તરમાં ભગવાન ૮ + ૧૪ મળી ૨૨ ( જો કે ગણત્રીથી ૨૩ )

સિદ્ધિઓ વર્ણવે છે. ૮ અણિમાદિ પ્રસિદ્ધ; બીજી ૧૦–અનૂર્મિમત્વ; દૂરશ્રવણદર્શન, મનોજય, કામરૂપ, પરકાયપ્રવેશન, સ્વચ્છંદમૃત્યુ; દેવસહક્રીડાનુદર્શન, યથાસંકલ્પસિદ્ધિ, અપ્રતિહતગતિ, અને આજ્ઞા (૬–૭); બીજી ચાર (પાંચ) ત્રિકાલજ્ઞત્વ, અદ્વંદ, પરચિત્તાદ્યભિજ્ઞતા, અગ્ન્યાકાંબુવિષાદિપ્રતિષ્ટંભ, અને અપરા (૮–૯). **પનરમઇ**–પંદરમા અધ્યાયમાં. આ સહુના વર્ણન આદિ માટે જુઓ ૧૦–૩૦. **વાંછઈ૦** આ સિદ્ધિઓ ઉત્તમ યોગમાં અંતરાય રૂપ છે (૩૩), સર્વનો હેતુ અને પતિ ભગવાન છે, (૩૫) જે માટે નિર્ગુણ–નિષ્કામ ભક્ત છે તે તે મનથીયે આ સિદ્ધિઓ ન વાંછે. ૪૨ **સોલમઇ**–સોળમા અધ્યાયમાં ઉદ્ધવનો પ્રશ્નઃ પૃથ્વી, સ્વર્ગ, પાતાળ અને દિશાઓમાંની વિભૂતિઓ કહો (૫). ઉત્તર–ભગવદ્ગીતાના દશમા અધ્યાયનો સંક્ષેપ છે. પણ ભગવાન્ કહે છેઃ **मनोविकारा एवैते यथा वाचाभिधीयते** ૪૧ । **બોલ્યુ**–સાધનભક્તિનો ઉપાય કહ્યો. ઉદ્ધવનો પ્રશ્નઃ **धर्मस्त्वद्भक्तिलक्षणः...वर्णय मे प्रभो** । अ. ૧૭. ૭. **ત્રિહુહુ**–ત્રણમાં, ૧૭, ૧૮, અને ૧૯ માં. ચાર યુગ, તેનું ધર્મકર્મસ્વરૂપ (૧૦–૧૨); વર્ણ અને આશ્રમનું વિધાન; શમદમાદિ, તે તે વર્ણની (કુલ ૨૭) પ્રકૃતિઓ સ્વભાવ, સંસ્કાર અને કર્મો, તેના વિધિ અને નિષેધો, વગેરે, 'ચારે' વર્ણોના મનુષ્યોના ધર્મોનો મહિમા કહ્યો.' **ત્રિણિ**–અ. ૨૦, ૨૧ અને ૨૨ માં 'જે એના અધિકારી, જાણવાને પાત્ર છે તેમને એનો વિચાર–વિવેક કહીશઃ ૪૩ 'ત્રણ યોગ છે, એ સિવાય અન્ય કોઈ ઉપાય મોક્ષનો નથી' (અ. ૨૦–૬.) અધિકારીઃ (શ્લો. ૭–૮–૯) ૪૩ કર્મયોગઃ 'વિષયો અને સંભોગમાં જેનું મન રમે છે.' **अनिर्विण्णचित्तानां कामिनां** (૬). **કરેવુ**–કરવો. સર્વ૦ જુઓ શ્લો. ૧૦. ૪૪ ભક્તિયોગઃ શ્લો. ૮; ને ૧૧. ૪૫ જ્ઞાનયોગઃ ૬, ને ૧૧. 'દરશનિ' 'દરશઈ' (જોઈએ)–જુએ, સમજે. ૪૬ **સલિંગ**–સદેહ. વસુધાં–વસુધામાં. ૪૭ **શાસ્ત્રહ**–શાસ્ત્રનું (હ–છઠ્ઠીનો પ્રત્યય, 'તણું' પછી આવતાં બેવડાય છે). **વિધિ**–' આચરવા યોગ્ય કર્મ.

પા. ૧૯૭-૯. ૫૨-૬૪. હવઈ (અ. ૨૩) એક ભક્તની કથાઃ આ 'ભિક્ષુગીત' કહેવાય છે (૫). ૫૩ શ્રી૦-લક્ષ્મીના મદથી ભરપૂર. ૫૪ આવટ્ઇ-આવટે, ગુંચાયાં, ભટકારા માર્યા કરેઃ 'જાણે રખેને મારી માયા. ધન ઘટે, ઓછાં થાય, ૫૫ કદર્ય-કંજુસ. (૧૦) ગોત્રી-ખાઈ જવાનો' સંબંધ ધરાવનારા. ૩ दायादाः વારસ, ગોત્રીઃ (ધર્મકાર્ય), ચોર, અગ્નિ અને રાજા, (૧૦) સૌથી મોટા વારસ ધર્મનું અપમાન, તેને કોપ થતાં ચોર, અગ્નિ અને રાજા કોપ્યા. ૪ दानं० એ ત્રણ ગતિ ભર્તૃહરિ નીતિશતકમાં છે. ૫૭ રાખંતા-ખાધા વિના સાંચતાં. વિણઠૂં-(विनष्टं) નાશ પામ્યું (૧૧). અવહુ-અવડ, અણ વપરાતાં. સીથ-સંચય. ભોગવ્યૂં-ખાધું. હાથી કોઠાને ખાય અને વિષ્ટા સાથે તે આખુંયે બહાર પડે, પણ તેમાંનો ગર બધોયે હાથીના પેટમાં શોષાઈ, બળી ગયો હોય. ૫૯ ઉદ્દાલિ-ઉચ્છાળી. 'તોયે મનમાં શોક ન આણે' ૬૦-૬૧ ગીતઃ ભીક્ષુગીત (અ. ૨૩. ૪૩-૫૮) સારરૂપ ગાથાઃ ૬૦-૬૨ ૬૨ મનિ-મન વડે. मनस्थं० યોગવાસિષ્ઠનો શ્લોક છે. ૬૩ 'ચોવીસમા અધ્યાય' માં 'પુરાતન ઋષિઓએ નિશ્ચિત કરેલું સાંખ્ય' અને તેનાં ૨૪ તત્ત્વો, પુરૂષ, પ્રકૃતિ, અહંકાર, તન્માત્રા વગેરેનો 'વિચાર કહ્યો.' ૬૪ અ. ૨૫ મા પણ તેનો જ વિસ્તાર છે. જેમ નેત્રમાં દોષવિકાર થતાં તેને લીધે આખી પૃથ્વી ફરતી દેખાય, તેમ મન વિકાર પામતાં જે મન કરે તે લઇ, આત્મા કરતો દેખાય.' 'મનનો વિકાર શમતાં સઘળું શમે.' ચન્દ્ર વસ્તુતઃ એક છે, આકાશસ્થ છે, પણ પાણીમાં પ્રતિબિંબ પડતાં, પાણી હાલે એટલે એ બિંબ અને સાથે ચંદ્ર હાલતાં દેખાય, પણ ખરી રીતે ચંદ્ર હાલતો નથી, જલમાં પ્રતિબિંબની ઉપાધિના ભેદથી એવો આભાસ થાય છે.

પા. ૧૯૯-૨૦૦. ૬૫-૭૩. ૬૫-૬૭. ઐલ- પુરુરવા (આગળ આ કથા આવી છેઃ જુઓ. સ્કં. ૯. અ. ૧૪) અપ્સરા-ઉર્વશી. ઐલનાં વૈરાગ્ય, અને પ્રભુપદપ્રાપ્તિઃ અ. ૨૬. ૪-૨૪ ઉર્વશીના જવાથી પુરુરવાને તીવ્રતમ વૈરાગ્ય થયો અને અંતે આત્મારામ થઈ મુક્તિ પામ્યો. (અધ્યાય

૨૬ મો જુઓ ) 'વિષયોનું બંધન મનમાં ભેદ-વિકાર થયાથી છે. અગર વિષયો બંધનરૂપ અને ભેદબુદ્ધિ ઉપજાવનારા છે, એ રહસ્ય સમજયો.' **નિર્વેદ**-તીવ્રતમ વૈરાગ્ય. **વશુ**-વસ્યો. **૬૮ હરિપૂજાવિધિ** -૨૭ મા અધ્યાયમાં આરાધન-પૂજા-અર્ચનનો વિધિ વર્ણવાયલો છે, તે વિચારવા યોગ્ય છે. ઉદ્ધવના 'આપ( ભગવાન )ના આરાધન રૂપ ક્રિયાયોગ, અર્ચનવિધિ'( ૧ )ના પ્રશ્નના ઉત્તરમાં ભગવાને શંકરે પાર્વતીને સમજાવેલો સર્વ વર્ણો, આશ્રમો, સ્ત્રી તથા શૂદ્રોને માટે ઉત્તમ શ્રેયસ્કર ક્રિયાયોગ ( ૪ ) સંક્ષેપમાં કહ્યો, વૈદિક તાંત્રિક અને મિશ્ર એ ત્રિવિધ પ્રકાર(૭)માંથી જે, વિધિથી પૂજન કરવાનું (૭) અને, તે स्वनिगमेनोक्तं द्विजत्वं प्राप्य...। यथा यजेत मां भक्त्या श्रद्धया...८। **બઇસિઇ**-બેસે; 'આણે,' 'આસને.' **૬૯ અંતરિ**-પૂજા કરતાં કરતાં 'વચ્ચે'. **ગીત**-( જુઓ શ્લો. ૩૧ મો )-પુરુષસૂક્ત સામગાન, મહાપુરુષવિદ્યા. 'પ્રતિમાનો કરંડીયો ( નાની ડાબલી ) કંઠમાં દોરી ઘાલી છાતીએ લટકાવવો.' શાની મૂર્તિ બનાવવી એ આમાં કહેલું છે; ( ૮ પ્રકારઃ ૧૧-૧૩ ) આઠ જાતની મૂર્તિ; जीवमन्दिरम् अ. २७. १३ । **૭૦ બોલી**-કહી. **ભક્તિનઈ**-'ભક્ત'( ઉદ્ધવ )**નઈ**-ને જોઇએ. **૭૧** ૨૮ મા અધ્યાયમાં ત્રણ ગુણ, ૭ વિકાર, જીવની ત્રણ અવસ્થા, તૃષ્ણાદિના ત્યાગ, માનાપમાનરહિતપણું વગેરે વર્ણવેલાં છે. **કરિ**-કર ( આજ્ઞાર્થ ). ૭ વિકારઃ જન્મ, મૃત્યુ, જરા, વ્યાધિ, દુઃખદોષાનુદર્શન અને ફલાસક્તિ. **૭૨-૭૩ જાણિ**-જાણ. ભક્તિ-યોગના અર્ક રૂપ **૨૯ મો** અધ્યાય ઝીણવટથી વિચારવા યોગ્ય છે. ખરૂં રહસ્ય તારવી તારવીને સંક્ષેપમાં એમાં જ ભરેલું છે.

**પા. ૨૦૧. ૭૪-૭૮. ત્યજિ**-ત્યાગ કર. **મઝનઇ**-ગીતાઃ मय्येव मन आधत्स्व. વિચરિઇ-'વિચરિ' જોઇએઃ વિચર ( આજ્ઞાર્થ ), **બદરીકાશ્રમ**-હિમાચળમાં ( જુઓ ભગવદાજ્ઞા અ. ૨૯. ૪૧-૪૪ ) ઉદ્ધવની ચિંતા અને કૃષ્ણવિરહનું દુઃખ જુઓ (અ. ૨૯. ૪૫-૪૭) ઉદ્ધવનું નિર્વાણઃ શ્લો. ૪૭-૪૮.

પા. ૨૦૧-૩. ૭૯-૮૧ અ. ૩૦, યદુકુલસંહાર: **૭૯ રહિઇ**-રહેવાય ( मुहूर्तमपि न स्थेयं ५ । ) ૮૦ **પ્રભાસિ**-પ્રભાસમાં; સ્ત્રીઓને શંખોદ્ધાર બેટમાં મોકલી યાદવોને પ્રભાસમાં મોકલ્યા. **પરતક્ષ** 'પરતક' જોઇએ. (ભાગવતમાં प्रत्यक्सरस्वती ) પશ્ચિમમાં વહેતી સરસ્વતી (શ્લો. ૬). **મદિરા૦** महापानं वपुमैरेयकं मधु । दिष्टविभ्रंशितधियो यद्द्रवैर्भ्रश्यते मतिः ૧૨. **કલહિં૦** કલહથી વિનાશ માંહોમાંહે કરવા લાગ્યા. જેમ વેણુ-વાંસના પરસ્પર ઘસાવાથી નીકળેલો અગ્નિ આખુંએ વન બાળે તેમ સઘળા યાદવો વિનાશ પામ્યા; જુઓ કલહ: ૧૩-૨૪.

પા. ૨૦૨-૩.૮૨-૮૭. ૮૨ શેષ-શેષનો અવતાર. બલરામ પાતાલમાં સીધાર્યા ( ૨૬). ગોપાલ-કૃષ્ણ પિપળાના વૃક્ષ હેઠળ સ્વસ્થ બેઠા. એક પારધીએ ' જીવ-મૃગ જાણી શરને સંધાન કરી છોડયું અને કૃષ્ણના ચરણે વાગ્યું ( ૩૩ ). ૮૩ પારધીને પાસે આવતાં કૃષ્ણ જણાયા અને તેણે ક્ષમા યાચી ( ૩૫-૩૮ ). ૮૪ કૃષ્ણે તેને સ્વર્ગ મોકલ્યો (૩૯). **સારથી**-દારૂકનું આગમન અને તેની વિનતી. ( ૪૧-૪૩ ) કૃષ્ણે તેને યાદવોનો સંહાર, બલરામનું નિર્વાણ અને પોતાનું નિર્વાણ-એ સહુ સમાચાર બંધુઓને કહેવા અને દ્વારકાં તત્કાલ બૂડશે માટે બાકી રહેલાં સહુને અર્જુન સાથે ઇન્દ્રપ્રસ્થ જઈ રહેવાનું જણાવવા મોકલ્યો. (૪૬-૪૯), ૮૫ **ભાણ**-ભાનુ, સૂર્ય. કવિ ૩૧ મો અધ્યાય શ્રીકૃષ્ણનું સ્વધામગમન, દેવોએ હરિની કરેલી પ્રશંસા, દારૂકે દ્વારકાં જઇ વસુદેવાદિને કૃષ્ણનિર્વાણ અને યાદવ સંહારના ખબર આપતાં વાસુદેવનું મરણશરણ અને યાદવી સતીઓનું અગ્નિભક્ષણ અને અવશેષ સ્ત્રીઓ સાથે અર્જુનનું ઇન્દ્રપ્રસ્થ પ્રયાણ, વગેરે પ્રસંગો છોડે છે.

આવૃત્તિ પહેલી
પ્રત ૧૫૦૦

સને [redacted]
સંવત્ [redacted]

તા. ક: સંપાદકે લખેલો ઉપોદ્ઘાત, જૂદો હવે પછી મોકલી આપવામાં આવશે.

આસિ. સેક્રેટરી.

મુદ્રણસ્થાન: આદિત્ય મુદ્રણાલય, રાયખડરોડ, અમદાવાદ
મુદ્રક: ગજાનન વિશ્વનાથ પાઠક